# ગ્રંથ પરિચય.

'ગ્રંથ અને ગ્રંથકાર' પુસ્તક ૩ જું, ગુર્જર વાચકો સમક્ષ રજુ કરતા આનંદ થાય છે. આના પ્રથમ બે પુસ્તકોને વાચક તેમ જ વિવેચક વર્ગ તરફથી જે સત્કાર મળ્યો છે તેથી તેની પ્રકાશક સસ્થાને યથાઘટિત પ્રોત્સાહન મળ્યુ છે. આખા વર્ષની પુસ્તક પ્રસિદ્ધિ તેમ જ વર્ષ દરમીઆન માસિકોમા પ્રકટ થએલા શિષ્ટ લેખોની વિગતવાર યાદી એ વસ્તુઓ આ પુસ્તકોની રેફરન્સ પુસ્તક તરીકેની ઉપયોગિતામા ખાસ ઉમેરો કરે છે. આ વખતે પણ જે સુદર પ્રકીર્ણ લેખો આપવામા આવ્યા છે તે તરફ વાચકગણનું લક્ષ દોરવા રજા લઉ છુ. આચાર્ય શ્રી કાલેલકરની નૈસર્ગિક પ્રતિભા પ્રત્યેક વિષય પર નવીન પ્રકાશ પાડે છે. એ એમની વિશિષ્ટતા આ આખા લેખમા જણાઈ આવશે દિ બા. શ્રી નર્મદાશકરભાઈના પ્રાચીન વિષયોના અભ્યાસના આકર્ષક ફલ રૂપ તેમનો લેખ વિદ્વાન વર્ગમા પ્રશસા પામેલો તેને કાયમનું સ્થાન આપવા અહીં ઉતાર્યો છે. જગદ્ગુરુ શ્રી. શકરાચાર્ય અને બ્રહ્મસૂત્ર વિષય પરનો શ્રીયુત નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, તંત્રી "ગુજરાતી" પત્ર-મુબાઇ-નો લેખ પણ એટલો જ અભ્યાસપૂર્ણ અને મહત્ત્વનો માલુમ પડશે, અને છેલ્લો લેખ શ્રીયુત બચુભાઇ રાવતનો "પુસ્તકની જીવાદોરી" સામાન્ય વાચકને પણ ઉપયોગી થશે.

ગુજરાતી સાહિત્ય જે વેગથી આગળ વધતુ જાય છે તે જોઈ સાહિત્ય પ્રેમીઓને હર્ષ થાય એ સ્વાભાવિક છે. ગુજરાતી વાચનાર તેમ જ લખનારની સખ્યા દિન પર દિન વધતી જાય છે એ દેખીતુ છે અને એ પરસ્પરની વૃદ્ધિ જ સાહિત્યની ઉન્નતિ સાધી શકવા સમર્થ થાય તેમ છે. વર્ષ દરમીઆન રચાએલા પુસ્તકોમા બાળકો માટેના સાહિત્યનો જથ્થો બહુ મોટો છે આ સાહિત્યે છેલ્લા દશ વર્ષમા નહીં ધારેલી પ્રગતિ કરી છે. બાલસાહિત્ય વિવિધતાવાળું, આકર્ષક સ્વરૂપનું અને સમગ્ર દૃષ્ટિબિન્દુઓ વડે સરજાતુ જાય છે. ભવિષ્યના માનવીઓ ઘડવાનુ જે જવાબદારી ભરેલુ કામ છે તે કામ આ સાહિત્યદ્વારા થાય છે તેથી તેના પ્રયોજકોને ખરેખર ધન્યવાદ ઘટે છે. સાચી ઊર્મિવડે પ્રેરાઈને એ સર્વેએ આ કાર્ય ઉપાડી લીધેલુ છે, અને તેના ફળ ગુર્જર બાળકોને ચરણે તેઓ હોંસથી ધરી રહ્યા છે.

ગુજરાતી સાહિત્યનો ઝોક કલ્પનાસૃષ્ટિ તરફથી વળીને કાંઇક વધારે વાસ્તવિકતા (matter of fact) તરફ ઢળ્યો જણાય છે અને તેને આ સમયનું ચિહ્ન લેખીએ તો ખોટું નથી. એક વર્ષનો ગાળો આવો સામાન્ય નિર્ણય કરવા માટે પુરતો નથી એ સ્વીકારવું જોઇએ છતાં દિશાનું સૂચન એટલામાં પણ થઈ શકે તેમ છે.

જોડણીના વિવાદગ્રસ્ત વિષય માટે સર્વમાન્ય ધોરણ તો થવું અશક્ય જણાય છે પરંતુ શાસ્ત્રીય ધોરણો બહુમતે ગ્રહણ કરી વિદ્યાપીઠનો સાર્થ જોડણી કોશ પ્રકટ થયો છે તેને આધારભૂત ગણવાની લેખક વર્ગને વિનંતિ કરવી અસ્થાને નહીં ગણાય. અમુક રીતે લખવાની ટેવ પડી ગયા પછી તેમાં ફેરફાર કરવાનું કામ મુશ્કેલ છે છતાં એ કરવા જેવું છે અને જોડણીમાં સમરૂપતા આણવા માટે બીજો કોઇ માર્ગ નથી. છાપખાનાં-વાળાઓ પણ સારા પ્રૂફ વાંચનારા રાખી આ કામમાં સહાયતા આપી શકે. નવી વાંચનમાળાઓ રચાય અગર ચાલુ વાંચનમાળાઓની નવી આ-વૃત્તિઓ છપાય ત્યારે તેમાં એક જ ધોરણની જોડણી રખાવવા પ્રયત્ન થાય તો ભવિષ્યની પ્રજા આપણા કરતાં ઓછી અરાજકતાથી લખતી થાય એવો સંભવ છે. આ સર્વ પ્રયાસો સાથે જ કરવા જેવા છે અને તે તરફ ભાષાપ્રેમીઓ પોતાનું લક્ષ દોરશે એવી ઉમેદ છે.

ગુજરાતનાં ઘણાં લેખકોની નામાવળી અને ચરિત્ર તથા ગ્રંથોનો નિર્દેશ બાકી છે. તેવા સર્વ ભાઈબહેનોને પોતાની હકીકત લખી મોકલવા વિનંતિ છે તેમના સહકારથી જ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પોતાના આ પ્રકાશનને સંપૂર્ણ બનાવી શકશે.

વિદ્યાબહેન ર. નીલકંઠ.

# પ્રસ્તાવના

ત્રીજા પુસ્તકમાં ઝાઝો ફેરફાર માલુમ નહિ પડે; જો કે થોડાક નવીન તત્વો ઉમેરવાની કાળજી રાખી છે. પરંતુ અનુભવપરથી એમ જણાયું છે કે તેનું આકર્ષણ કમી ન થાય તેમ એક રેફરન્સ પુસ્તક તરીકે તેની ઉપયોગિતા વધતી રહે એ તેની રચના ચાલુ રાખવા બહારના લેખકોના સહકાર અને મદદની અપેક્ષા રહે છે.

તેથી નવા નવા વિચાર અને દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત થવાની સાથે તેના વિષયની વિવિધતા રસિક થઇ પડે.

અર્વાચીન વિદેહી ગ્રંથકાર ચરિત્રાવળીનું કાર્ય હવે પછી હાથ ધરવામા આવશે, અને તે ચરિત્રો બની શકશે ત્યાંસુધી પ્રમાણભૂત અને સારગ્રાહી કરવાનો પ્રયત્ન થશે.

બુદ્ધિપ્રકાશ ત્રૈમાસિક કરવામા આવ્યુ છે એટલે આગલા ત્રણ માસમાં જે નવાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં હોય તેની યાદી તેમાં આપવી એ વાચકની દૃષ્ટિએ વધુ સોઇકર થશે અને માસિકોમા પ્રસિદ્ધ થતા મહત્વના લેખોનો નિર્દેશ કરવામાં પણ એ જ રીતિ અનુકૂળ જણાશે.

છબીઓના સંબંધમા એટલું જણાવીશું કે હમણા બુદ્ધિપ્રકાશ (ત્રૈમાસિક) અંકમા આપણા અગ્રગણ્ય વિદ્વાનોની છબીઓ આપવાની શરૂઆત કરી છે. એ રીતે જતે દિવસે એક ચિત્રાવળી પુસ્તક તૈયાર થઇ જશે.

આ વર્ષે ગુજરાતી સાહિત્યની સાલવારી–પ્રાચીન યુગ–અને એકસો ઉત્તમ ગુજરાતી પુસ્તકોની માર્ગસૂચક સૂચી દાખલ કરી છે, તે ઉપયુક્ત નિવડશે.

પ્રકીર્ણ લેખોમા માત્ર ત્રણ લેખો લેવાનું બની શક્યુ છે; અને તે ફરી છાપવાની પરવાનગી આપવા બદલ હુ તેના લેખકોનો આભાર માનું છું.

શ્રીયુત બચુભાઈ રાવત આ વખતે " પુસ્તક શણગાર " વિષે લખનાર હતા; પણ તેને લગતી કેટલીક સાધન સામગ્રી મેળવવામા વિલંબ થશે એમ જણાયાથી એમણે " પુસ્તકની જવાબદારી " એ વિષયપર એક લેખ નવેસર લખી આપ્યો છે અને ગ્રંથ અને ગ્રંથકારમા આવતા એમના એ લેખોનું આકર્ષણ થોડું હોતુ નથી, એમ મારે ઉપકારસહ સ્વીકારવુ જોઇએ.

અંતમા શ્રીમતી વિદ્યાબ્હેનનો પુસ્તક પરિચય જેમ મુદ્દાસર તેમ પુસ્તકના હેતુનો બરોબર સૂચક હોય છે અને તે પરિચય વખતોવખત લખી આપવા માટે હુ એમનો જેટલો ઉપકાર માનુ એટલો ઓછો છે.

ગુ. વ. સોસાઇટી,
અમદાવાદ.
તા. ૧૩-૯-૧૯૩૨.

હીરાલાલ ત્રિ. પારેખ.
સંપાદક.

# અનુક્રમણિકા

# સન ૧૯૩૧ ની સાહિત્ય પ્રવૃત્તિ

પાશ્ચાત્ય દેશોમા વર્ષ પૂરૂ થતા જ બીજે અઠવાડિયે વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયલા પુસ્તકોની વર્ગીકૃત સખ્યા જાહેર કરવામા આવે છે, એટલુ જ નહિ પણ જાણીતા અઠવાડિકપત્રો જેવા કે, 'ઓબઝરવર', 'સન્ડે ટાઈમ્સ', 'માન્ચેસ્ટર ગાર્ડિયન', વગેરેમા તેમાના મુખ્ય અને મહત્વના ગ્રથોની પ્રતિષ્ઠિત વિવેચકો પાસે વિષયવાર સમાલોચના કરાવે છે અને વર્ષના સાહિત્ય ફાલમાની સુન્દર કૃતિઓનો નામનિર્દેશ કરી તે પ્રતિ વાચક વર્ગનું ધ્યાન દોરે છે

પ્રસ્તુત કાર્યમા એ દેશોની પ્રકાશક મડળીઓની સગઠિત સંસ્થા ખાસ મદદગાર થઈ પડે છે. તેના તરફથી પુસ્તકોની સૂચી, કિમ્મત, પૃષ્ઠ સખ્યા, કદ, કેટલામી આવૃત્તિ વગેરે ઉપયુક્ત વિગતો સાથે, તૈયાર કરાવી બહાર પાડવામા આવે છે. પુસ્તકોના પ્રચારકાર્યમા, વેચાણ કરવામા તે ઉપયોગી નિવડે છે, અભ્યાસીઓને તેમાથી કિંમતી અને એકત્રિત માહિતી પ્રાપ્ત થાય છે અને સામાન્ય વાચકને, હજારો પુસ્તકોમાથી પોતાને મન પસદ, કયુ પુસ્તક ખરીદવુ કે વાચવુ તેની પસંદગી કરવામા તે સહાયભૂત થાય છે

આપણા પ્રાતમા પુસ્તક પ્રકાશકોની સખ્યા હમણા હમણા સારી વધેલી છે, તેમા લિમિટેડ-મર્યાદિત જવાબદારીવાળી રજીસ્ટર્ડ મડળીઓ જૂજ‌જાજ છે, ઘણાખરા પ્રકાશકો વૈયક્તિક, જાત જવાબદારીપર એ ધધો ચલાવે છે એમાના કોઈ કોઈ વિશિષ્ટ પ્રકારનુ સાહિત્ય, જેમકે બાલસાહિત્ય તો ગાંડિવ પ્રેસ, કેળવણી વિષયક સાહિત્ય તો દક્ષિણામૂર્તિ કાર્યાલય-ભાવનગર કાઢે છે પણ આ સઘળામા આપણે એક પ્રકારનું સંગઠન કે પરસ્પર સહકાર ઈચ્છીએ એ ઘણુ ઓછુ માલુમ પડશે ખરી રીતે હવે તે દિશામા પ્રયત્ન કરવો ઘટે છે

બીજી વ્યવહારૂ મુશ્કેલી એ છે કે ઘણા પુસ્તકો બુકસેલરોને ત્યાથી વેચાતા મળી શકતા નથી, તે માટે ખાસ‌ખાસ લેખક વા પ્રકાશકને લખવુ પડે છે, તેમા વળી તેમના ચોક્કસ કે પુરતા સરનામાના અભાવે મુશ્કેલી વધી પડે છે, અને તેમ છતા એક બે પુસ્તકો ટપાલમા મગાવવાની હિંમત

ફરીએ તો ટપાલના દર એટલા બધા આકરા છે કે ચાર આનાના પુસ્તક પર પાંચ આનાનું ખર્ચ ચઢે છે. આ સ્થિતિમાં મોટો ધનાઢ્ય પણ વી. પી. થી પુસ્તક મંગાવતાં ખચકાય; અને તેથી સર્વ છપાયલાં પુસ્તકોનો સંગ્રહ કરવાનું કેટલીક રીતે અવ્યવહાર અને કઠિન થઇ પડે છે.

યુરોપાદિ દેશોમાં પ્રજાકીય પુસ્તકસંગ્રહો હોય છે; જેમકે ઇંગ્લાંડમાં બ્રિટિશ મ્યુઝીયમ, જ્યાં વાચકને દરેક પુસ્તક જોવા તપાસવાની સવડ હોય છે. ત્યાં કાયદાથી પ્રત્યેક પ્રકાશનની એકેક પ્રત, પછી તે ગમે તેટલી કિંમતી કે મોંઘી હોય, તેને પ્રકાશકે આપવી પડે છે અને તે સંગ્રહવાની અને સાચવી રાખવાની જવાબદારી તેના શિર પર નાંખેલી હોય છે. આપણે અહિં આવું કાંઈ સાધન કે વ્યવસ્થા નથી. છાપખાનાના કાયદાની રૂઇએ સરકારને બે પ્રતો ફરજિયાત ભરવામાં આવે છે; પણ તે કોઈ સ્થળે બધી સંગ્રહાઈ રહેતી હોય એવું જાણવામાં નથી; આ બેહુદી વ્યવસ્થા છે. વાસ્તવિક રીતે સરકારે એ પ્રકાશનો જે તે પ્રાંતની પ્રતિષ્ઠિત અને મુખ્ય સાહિત્ય સંસ્થાઓને કાયમ સંગ્રહ માટે આપવાં જોઈએ. પ્રાંતિક સરકાર તરફથી એવું કોઈ પગલું લેવામાં ન આવે તો વડી ધારાસભાના હિંદી સભ્યોનું કર્તવ્ય છે કે વડી ધારાસભામાં એકાદ ઠરાવ કે નવો ખરડો રજુ કરી, ચાલુ કાયદામાં એવો ફેરફાર કરાવે કે સરકારમાં ભરાતી પ્રતોમાંની એકેક પ્રત ઉપર મુજબ પ્રાંતવાર સાહિત્ય સંસ્થાઓને કાયમ સંગ્રહ માટે વહેંચવામાં આવે. મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલને આ મતલબનો ઠરાવ પણ પસાર કરેલો છે અને જાણીતા સાહિત્યકાર શ્રીયુત નરસિંહ ચિંતામણ કેલકર આ જાતની દરખાસ્ત વડી ધારાસભામાં આણનાર હતા એમ પણ અમે સાંભળ્યું હતું.

આ પ્રમાણેની યોજના આપણે મોડીવહેલી ઉપાડી લીધા વિના છૂટકો નથી; તેથી તે માટે સત્વર પ્રયાસ થાય એ અગત્યનું છે.

ગ્રંથ અને ગ્રંથકારના પહેલા પુસ્તકમાં આ મુદ્દા પર ધ્યાન ખેંચ્યું હતું અને ફરી તે પર ભાર મૂકવાનું કારણ એટલુંજ કે પ્રજાએ–પ્રાંતની સાહિત્ય સંસ્થાઓએ એ વિષે પ્રમાદ સેવવો જોઇતો નથી; તે માટે વ્યવસ્થિત હિલચાલ કરવી જોઇએ છીએ.

જેમને વર્ષનાં સમગ્ર પ્રકાશનોની સમાલોચના કરવાનું પ્રાપ્ત થાય છે તેમને આ ઉણપ ખૂબ ખૂંચે છે અને એ વિષેની ફરિયાદ સાહિત્ય સભા

તરફથી કરેલાં સન ૧૯૨૯, સન ૧૯૩૦ અને સન ૧૯૩૧ નાં વાર્ષિક અવલોકનમાં બે પ્રસિદ્ધ સાહિત્ય વિવેચકો શ્રીયુત રામનારાયણ વિશ્વનાથ, પાઠકે અને શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહે કરેલી છે જ.

આ તો સાધન મુશ્કેલીનો ઉલ્લેખ થયો; પણ અવલોકનકારની મુશ્કેલીનો અંત એટલેથી આવતો નથી. એ પુસ્તકોની સંખ્યા એટલા મોટા પ્રમાણમાં હોય છે કે તે સઘળાનો નામનિર્દેશ ફક્ત અનેક પાનાં રોકે; અને એ નીરસ નામાવલિ સામાન્ય વાચકને ન જ આકર્ષે; તેમજ એ સૌને પુરતો ન્યાય આપવાનું કાર્ય ઓછી જહેમતનું અને થોડું કઠિન નથી.

તેમાં વળી જે જાણવા જણાવવા જેવું હોય તે એક વાર કહેવાઈ ગયા પછી પાછળથી જેમને એ અવલોકન ફરી કરવાનું પ્રાપ્ત થાય છે, તેની સ્થિતિ તો ખરેખર કફોડી થઈ પડે છે; એનું એજ પિંજણ કંટાળો ઉપજાવે.

તેથી ગત વર્ષના મુખ્ય મુખ્ય સાહિત્યના બનાવો અને સાહિત્ય પ્રવૃત્તિનો સહેજસાજ પરિચય કરાવવા પુરતો અમે ઘટતો પ્રયાસ કરીશું.

પ્રથમ આપણે વર્ષ દરમિયાન જે સાહિત્યકો સદ્ગત થયા એમના આત્માને અંજલી અર્પીશું.

પૃથુરાજ હ. શુક્લ સાક્ષરોના ધામ નડિયાદના રહીશ હતા. જ્ઞાતે ખેડાવાળ બ્રાહ્મણ હતા. કૉલેજ શિક્ષણ લીધું નહોતું. એમનું ઘાટીલું શરીર અને ભાલમાંનો કંકુનો તેજવર્ણો ચાંલ્લો એમના આકર્ષણમાં ઉમેરો કરતો. તેઓ ઉર્મિલ,ઉચ્ચ ભાવનાથી પ્રેરિત,નભમાંના તારાઓને પકડવા મથતા; પણ ક્રૂર વિધાતાએ એમના મનોરથોને સિદ્ધ થવા દીધા નહિ. એમનું પહેલું પુસ્તક 'ફુલપાંદડી' પ્રથમ પ્રકટ થયું ત્યારે ઘણાનું તે પ્રતિ ધ્યાન ખેંચાયું હતું; અને એમાંની નવીનતા અને ચમત્કૃતિ સૌને ગમેલાં. એ ગદ્ય કાવ્યોનો સંગ્રહ કવિશ્રી ન્હાનાલાલ અને પ્રખર વિવેચક સર રમણભાઈના શુભાશિષ પામ્યું હતું; એ જ એનું સુંદર પ્રમાણપત્ર હતું. એ લખાણ ગુજરાતી સાહિત્યમાં નવીન ભાત પાડતું હતું અને એ ફૂલોની ફોરમ આહ્લાદિત જણાઈ હતી. એમની શક્તિ વધુ વિકસે અને ખીલી ઉઠે તે પહેલાં, "આરામગાહ" નામક એજ ઘાટીનું બીજું પુસ્તક જનતાને અર્પીને તેઓ પ્રભુધામમાં કાયમનો આરામ પામ્યા છે. એક ઉગતો, કોડીલો નવજુવાન સાહિત્ય-સૃષ્ટિમાંથી લુપ્ત થાય એ, ખરે, એક શોચનીય બનાવ છે.

વાડીલાલ મોતીલાલ શાહ અમદાવાદના સ્થાનકવાસી જૈન હતા. એક શિક્ષક તરીકે એમણે જીવન શરૂ કરેલું એમ કંઈક સ્મરણમાં છે. પછી મીલ શેરના વેપારમાં પડેલા અને સારૂં કમાયા હતા. છતાં એમણે એક શિક્ષકની પેઠે જીંદગીભર ઉપદેશ આપવાનું કાર્ય કર્યું હતું. કેટલાંક વર્ષો સુધી "જૈન હિતેચ્છુ" નામનું માસિક એમણે એડિટ કર્યું હતું. જે કાંઈ લખાણ એમની કલમમાંથી નિકળતું તે નૈસર્ગિક, ચમકારા મારતું, ચચોટ, ધારી અસર પેદા કરતું; અને એમાંના વિચારોની નવીનતા અને જે તે વસ્તુ-વિચારને તેના નગ્ન સ્વરૂપમાં તેઓ રજુ કરતા તેથી તેના વાચકોમાં ખસુસ કરીને જૈનોમાં ખળભળાટ થતો. એમનો એક જ સિદ્ધાંત હતો કે હૃદય કહે, અંતરનો અવાજ જે બોલે તે પ્રમાણે નિર્ભયપણે બુદ્ધિને અનુસરીને વર્તવું; અને એનું તારતમ્ય એમણે એમના એક પ્રસિદ્ધ કાવ્યમાં ગૂંથ્યું છે,

"હૃદય કહે તે કરવું, સજ્જન, હૃદય કહે તે કરવું,
વિચારીને જ વિચરવું, હો સજ્જન, ભય ત્યાગીને કરવું;
આ કે પેલા સુણ્યા સિદ્ધાંતો માટે ન બાઝી મરવું,
શાસ્ત્ર અનુભવ અને તર્કને સમય મુજબ અનુસરવું."

જૈન કોમની અને ધર્મની સુધારણાના પ્રશ્નને એમણે પોતીકો કર્યો હતો, અને એમાં એમણે એટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી કે થોડાક સમય પર મળેલી જૈન કોન્ફરન્સના એમને પ્રમુખ નિમવામાં આવ્યા હતા. એમનો સઘળો લોક એક સિદ્ધાંત પ્રચારક અને સિદ્ધાંતવાદી તરીકે હતો; એથી કેટલાક નાખુશ પણ થતા છતાં એટલું તો સૌ કોઈ સ્વીકારશે કે જૈન સમાજમા એમણે નવીન ચેતન આણવા જબરદસ્ત પ્રયાસ કર્યો હતો અને તેમાં એમને કંઈક યશ પણ મળ્યો હતો. પરમાત્મા એમના આત્માને શાન્તિ આપો!

સંગીત વિશારદ ગણપતરાવ બર્વેનો નવીન ઉછરતી પ્રજાને ઝાઝો પરિચય નહિ હોય; પણ સન ૧૯૦૩–૧૯૦૪માં સ્વદેશી હિલચાલના દિવસોમાં એમણે અમદાવાદમાં જાહેર સભાઓમાં રાષ્ટ્રીય ગીતો ગાઈ સંભળાવીને માતૃભૂમિ માટેનું મમત્વ અને પ્રેમ જનતામા ઉત્પન્ન કર્યા હતા; અને તે પહેલાં એઓ અવારનવાર બુદ્ધિપ્રકાશ, ગુજરાતી વગેરે સામયિકોમાં લેખ પણ લખી મોકલતા હતા. પણ એમની કીર્તિ એમનાં સંગીત ગ્રંથો કાયમ રાખશે; નાદલહરી, શ્રુતિ સ્વરસિદ્ધાંત, ગાયન વાદન પાઠમાળા

વગેરે શાસ્ત્રીય પુસ્તકો ગુજરાતીમા સંગીતપર લખીને ગુજરાતી સાહિત્યને એમણે ઉજ્જવળ તેમ સમૃદ્ધ કર્યું છે. જે ગણ્યાગાઠ્યા મહારાષ્ટ્રીય બધુ-ઓએ ગુજરાતી ભાષાની નિજ માતૃભાષાની પેઠે સેવા કરેલી છે, તેમા એમનુ નામ ગણાવુ ઘટે છે

એમનો જન્મ વડોદરામા સં. ૧૯૨૯ના પોષ સુદ પાચમના રોજ થયો હતો ન્હાનપણમા માતપિતાનુ સુખ ગુમાવ્યુ હતુ તેઓ કડીમા પોતાની માસીની પાસે ઉછર્યા હતા વડોદરામા કલાભુવનમા પ્રો ગજ્જર પાસે થોડોક સમય શિક્ષણ લીધુ હતું, પણ એમના જીવનનુ મહત્વ કાર્ય સગીત, એની તાલીમ તે પછી એમણે જાણીતા સગીતશાસ્ત્રી પ્રો મૌલાબક્ષ પાસે લીધી હતી અને વિષ્ણુશાસ્ત્રી દિગબરે સગીત માટે દેશમા જે લાગણી પ્રકટાવી, તેના બીજ પ્રથમ બર્વેએ નાખેલા જણાશે વળી વધુ ખુશી થવા જેવુ એ છે કે એમના પુત્ર પ્રો મનહર બર્વેમા પિતાના સર્વ ઉચ્ચ સગીતના અશો–સસ્કાર ઉતરી ખીલી ઉઠયા છે, એ એમનો વારસો પ્રજાને ન્હાનોસુનો નથી

તા ૧૮ મી ફેબ્રુઆરીએ દમના વ્યાધિથી પ્રો બર્વેનુ નિધન નાગ-પોરમા થયુ હતુ મહારાષ્ટ્ર બધુઓનો સગીત માટેનો પ્રેમ પ્રસિદ્ધ છે, અને એ વાતાવરણ, સસ્કાર ગુજરાતમા જાગૃત કરવામા સ્વર્ગસ્થ બર્વેનુ કાર્ય પ્રશસ્ય લેખાશે

શ્રીમન્નથુરામ શર્માનું અવસાન વર્ષ દરમિયાન ખચિત દુ ખદ ગણાશે ધાર્મિક સાહિત્ય ગુજરાતીમા એમણે પુષ્કળ પૂરૂ પાડયુ છે, અને ગુજરાતી જનતામા ધર્મની ભાવના દૃઢ અને સ્થાપિત કરવામા એમણે મહત્વનું પણ સગીન સેવાકાર્ય કર્યુ છે

તે સમજવાને આપણે ગયા સૈકામા જડવાદના પ્રાબલ્યથી અને વૈજ્ઞાનિક વિચારની અસરથી જે એક પ્રકારની નાસ્તિકતા, ખાસ કરીને શિક્ષિત વર્ગમા ઉદ્ભવી હતી, તેની નોધ લેવી ઘટે છે, અને એ વિચાર પ્રવાહ આગળ વધતો અટકાવવાને અને તેને યોગ્ય વળણ આપવાને સામી દિશામાથી પ્રચારકાર્ય થવાની જરૂર હતી, અને તે કાર્ય આર્યસમાજ, થિઓસોફી અને પ્રાર્થના સમાજ, જેની મ્હોટી સસ્થાઓ અને શ્રીમન્નૃસિંહાચાર્ય અને શ્રીમન્નથુરામ શર્મા જેવા આચાર્ય પુરૂષોએ ધર્મની ભાવનાને ઉદ્દિપ્ત કરી, તેને બળ અને પોષણ આપીને, મજબુત બનાવી હતી, એમ ઉપકારસહ સ્વીકારવુ જોઈએ.

વર્તમાન યુગમા વિજ્ઞાનનું વલણ અગમ્યવાદ પ્રતિ વળ્યું છે, એમ આગેવાન વૈજ્ઞાનિકોનાં પુસ્તકોપરથી માલુમ પડે છે, તદુપરાત જનતામા ધર્મ માટેની વૃત્તિ હમેશ તીવ્ર રહેવાની, ભલેને પછી ધર્મને આચાર્યોની અને બ્રાહ્મણોની પ્રપચજાળ તરીકે વગોવવામા આવે. સમાજમા તે એક જીવંત અને પ્રેરક બળ અચૂક રહેવાનું; માત્ર તેને યોગ્ય માર્ગે વાળવાની અગત્ય રહે છે.

પાશ્ચાત્ય દેશોમા ધર્મસંસ્થા–church–જીવંત અને જાગતી છે, જો કે તેમા મતમતાતરો અનેક અને વિરોધી માલુમ પડશે, અને ત્યા પ્રતિદિન એ વિષયપર ચિંતન અને અભ્યાસ ચાલુ રહી જે ધર્મસાહિત્ય પ્રસિદ્ધ થાય છે, એ જેમ તેમાનું દૈવત વ્યક્ત કરે છે તેમ નૈસર્ગિક જળ પ્રવાહની પેઠે તેની અસર પૌષ્ટિક, સુખદાયી, આનંદવર્ધિની, પ્રબોધક અને ઉચ્ચગામી નિવડે છે, અનેકના જીવનોમા તે સુખ અને શાન્તિ પ્રેરે છે, અનેક વ્યગ્ર જીવોને તે આશ્વાસન આપે છે. એ લાભ થોડો નથી

એની સરખામણીમા આપણે અહિંની સ્થિતિ તપાસો ? આપણે ત્યા નવુ ચિંતન, ધર્મસાહિત્ય કેટલું અલ્પ પ્રગટ થાય છે ? પ્રાચીન પરંપરા તૂટતા, હિંદુધર્મ અસ્તવ્યસ્ત થઈ પડયો છે, માત્ર પ્રણાલિકા–આચાચાર ઉભો રહ્યો છે, પણ તેમા નથી સ્ફૂર્તિ, પ્રેરણાબળ, નિયમન અને બોધ આપનારા તત્ત્વો થોડા જણાશે અસારે નવી નવી શોધખોળોથી માનસિક વિકાસ ખૂબ થયો છે તે સમયે જુના સંપ્રદાયોને પરિસ્થિતિને અનુલક્ષી તેના યથાર્થ સ્વરૂપમા રજુ કરવાની અગત્ય થોડી નથી.

તે કાર્ય–જો કે પ્રાચીન ધર્મસાહિત્ય પુરતું–શ્રીમન્નથુરામ શર્માએ બહુ સુન્દર રીતે કર્યું હતું, અને એવો પ્રબળ પ્રભાવ પાડયો હતો કે હજારો સ્ત્રી પુરુષો એમના પ્રતિ આકર્ષાઈ એમના શિષ્યો થયા હતા

આપણા શિક્ષણક્રમમા વિદેશી રાજકર્તાની તટસ્થ રહેવાની નીતિને લઈને ધર્મને શિક્ષણમા સ્થાન નથી, એ અજુગતું છે, જીવનમા એનું શિક્ષણ આવશ્યક છે. એ ઉણપ બહુ મોટા ભાગને સાલે છે, પણ તે પૂરી પાડવા સારૂ હજુ વ્યવસ્થિત પ્રયાસ કે સંગઠ્ઠન થયુ નથી પણ તે ઉણપ કંઈક અંશે દૂર કરવા શ્રીમન્નથુરામ શર્માની પ્રેરણા અને પ્રયાસથી ભાવનગરમા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની સ્થાપના થઈ હતી, અને એ સંસ્થા દેશોન્નતિમા કેટલી સહાયક નિવડી છે, એ દર્શાવવાનું આ સ્થાન નથી, પણ

શ્રીમન્નથુરામ શર્માનું નામ એ સંસ્થા સાથે સદા સંકળાયલું રહેશે એ ઓછું આનંદદાયક નથી.

સ્વર્ગસ્થ કાટાવાળાનું સ્મરણ થતા ડૉ. સેમ્યુઅલ સ્માઇલ્સના પુસ્તકો, 'કર્ત્તવ્ય', 'સદ્વર્તન', 'જાત મહેનત', વગેરે, જેમા ઉદ્યમી, સ્વાશ્રયી, ચારિત્રવાન અને મહત્વાકાક્ષી પુરુષોના વૃત્તાતો બહુધા આપેલા છે, તેમાના એકનીપેઠે તે આપણુ ધ્યાન ખેચે છે, અથવા તો એમ સૂચવવાનું મન થઇ આવે છે કે પ્લુટાર્કના પ્રસિદ્ધ જીવનચરિત્રોની પેઠે એમનું અને સ્વર્ગસ્થ ગોકળદાસ કહાનદાસ પારેખ બનેનું ચરિત્ર એક સાથે અવલોકાય એ એમા ઘણુ સામ્ય તેમ ભિન્નતાના અંશો મળી આવશે, અને તે મનનીય થઈ પડશે. બંને ઉમરેઠના વતની હતા. એક જ ખડાયતા જ્ઞાતિના; પણ ચુસ્ત સમાજસુધારકો અને તે કારણે જ્ઞાતિ ત્રાસના ભોગ થઈ પડેલા પણ વીર પુરુષો તરીકે મક્કમ રહ્યા હતા. બનેએ પોતપોતાના ક્ષેત્રમા પ્રતિષ્ઠા અને નામના મેળવ્યા હતા; એક જાહેર પુરુષ તરીકે, ખેડુતોનો અને જમીન મહેસુલનો પ્રશ્ન પોતાનો કરી લઈ સારી કીર્તિ સંપાદન કરી હતી, જ્યારે બીજાએ એક કેળવણીકાર અને સાહિત્યકાર તરીકે બહોળી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી, કેળવણી ખાતામા વિદ્યાધિકારીના હોદ્દે પહોચ્યા હતા અને સાહિત્ય પરિષદના પ્રમુખ ચુંટાયા હતા.

એઓ સ્વર્ગસ્થ લાલશંકરના અંગત સ્નેહી હોઈને એમના નિકટ પરિચયમા અમે આવ્યા હતા અને પરિષદ મડળ સ્થાપ્યા પછી એમની સાથે કામ કરવાના અનેક પ્રસગો સાપડયા હતા. તે વખતે એમના હૃદયની સરલતા, જીવનની સાદાઈ પણ સસ્કારી વાતાવરણભરી અને સાહિત્ય માટેનો નૈસર્ગિક પ્રેમ વ્યક્ત થતો અનુભવ્યો હતો અને એ બધાની સમગ્ર છાપ એવી પડતી કે એમની પાસે સહજ માનપૂર્વક નમી પડાતુ, અને એમને જોતા એમ પ્રતીતિ થતી કે દેશની સંપત્તિ અને સામર્થ્ય, ડૉ. સ્માઇલ્સ કહે છે તેમ, મોટા લાવલશ્કર અને મજબુત કોટકિલ્લામા નહિ પણ તેના ચારિત્ર્યવાન પુરુષોમા સમાયલુ છે. એમનું "આત્મ વૃત્તાત" બહાર પડશે ત્યારે વાચક જોઈ શકશે કે એ અભિપ્રાયમા કેટલુ તથ્ય રહેલુ છે.

એમની પ્રવૃત્તિ સર્વદેશી હતી; કોઈ ક્ષેત્ર બાકી છોડયુ નહોતુ. કેળવણી, સાહિત્ય,સમાજસુધારો વગેરે ક્ષેત્રોમા એમનું કાર્ય સુપ્રસિદ્ધ છે. એવુજ ઉપયોગી કાર્ય લુણાવાડાના દિવાન નિમાયા ત્યારે એમણે ખેતીવાડીની સુધારણાર્થે ઉપાડી લીધુ હતું. સ્વદેશી ઉદ્યોગ માટેનો એમનો પ્રેમ એઓ રાજકોટમા હતા

ત્યારનો નજરે પડે છે; અને કાપડમિલ સ્થાપવામાં એ જ વૃત્તિ પ્રાધાન્યપણે હતી. બાલસાહિત્યને પણ એમણે વિસાર્યું નથી; અને મોટી જૈફ વયે "ટચુકડી સો વાતો"ના લાગલાગટ પાંચ ભાગો લખીને એમણે સૌને હેરત પમાડયા હતા. એમની યાદદાસ્ત કેટલી પ્રબળ હતી અને માહિતી–સાધન-ભંડાર–વિપુલ હતો તેનું એ ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. વળી ખાસ ખુશી થવા જેવું એ છે કે જે કાર્યમાં એ પડયા હતા તે સર્વમાં એમણે યશ પ્રાપ્ત કર્યો હતો; એ પૈસા મેળવ્યા હતા; અને સુખ સંપત્તિમાં, આનંદમાં અને યશકીર્તિ સાથે વાડીબંગલા અને મ્હોટો વસ્તાર મૂકીને તેઓ પ્રભુ ધામમાં પધાર્યા છે.

સાહિત્ય પરિષદને રૂ. ૧૦,૦૦૦/–આપીને એમણે સાહિત્ય માટેનું મમત્વ પ્રત્યક્ષ કરી બતાવ્યું હતું. એમના સુપુત્રોએ 'કાંટાવાળા પારિતોષિક'ની યોજના રચીને એટલુંજ સુંદર કાર્ય કર્યું છે, જે એમની યશસ્વી અને ઉજ્જવળ કારકીર્દીના મેરૂપ થઈ પડશે.

શ્રીમંત મહારાજા સર સયાજીરાવે સાહિત્ય માર્તન્ડનો ચંદ્રક આપીને પહેલવહેલું તે માન સ્વર્ગસ્થ કાંટાવાળાને આપવામાં કંઇક દૂરદર્શીપણું દાખવ્યું હતું. એ માન એકલું એક વફાદાર પ્રજાજન તરીકે નહોતું; પણ એમાં સમસ્ત ગુજરાતી સાહિત્યની સેવાની કદર રહેલી છે.

કાંટાવાળા પારિતોષિકમાં પણ એ જ ધોરણે ગુજરાતી ગ્રંથકારનું સન્માન કરવાનો આશય રહેલો છે; અને સદરહુ સ્મારક-સંભારણું સ્વર્ગસ્થનું નામ જીવંત રાખશે તેમ તે સાહિત્ય પ્રગતિને ઉપકારક થશે એમ અમારૂં માનવું છે.

સન ૧૯૨૫ કે તે અરસામાં કવિશ્રી ન્હાનાલાલે ઉત્તમ નવલકથાના લેખકને રૂ ૫૦૦/નું પારિતોષિક એક મિત્ર તરફથી આપવાની જાહેરાત પ્રથમ કરી હતી; તે યોજનાનું પછી પરિણામ શું આવ્યું તે અમારા જાણવામાં નથી પણ સન ૧૯૨૮ માં ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલક શ્રીયુત મોતીભાઈ નરસીભાઈ અમીને "પુસ્તકાલય પર્વણી" ઉજવવાના સંબંધી સૂચના મંગાવતા, પર્વણીના પ્રસંગે જે લેખકનું પુસ્તક ઉત્તમ માલુમ પડયું હોય તે જાહેર કરી, તેમનો કોઈક રીતે સત્કાર કરવા વ્યવસ્થા થવા અમે જણાવ્યું હતું; અને એ વિચારને અમલમાં મૂકતા તે અરસામાં શ્રીયુત ઝવેરચંદ મેઘાણીને રણજીતરામ સુવર્ણચંદ્રક, એમની લોક સાહિત્યની સેવાર્થે અર્પવામાં આવ્યો હતો.

સદરહુ રણજીતરામ સુવર્ણચંદ્રક આપવામાં અમે એકજ ધોરણ સ્વીકાર્યું છે અને તે એ કે જે વિષય માટે ચંદ્રકને પ્રાપ્ત ન હતો; અને જેના અભ્યાસ, મનન અને સંશોધનમાં તેઓ ખાસ સમય ગાળતા હતા; વળી એમનું કાર્ય અભિનવ રહેતું નહિ પણ સત્યરૂપ નિવડી નવી કાર્ય પ્રણાલિકા સ્થાપતું; એ દૃષ્ટિએ જેમની સાહિત્ય સેવા, માત્ર અભિનવ નહિ રહેતાં; ચિરંજીવી અને પરંપરા ઉભી કરતી હોય એવા બુદ્ધિમાન—સાહિત્યકારો, શ્રીયુત મેઘાણી, શ્રીયુત ગિજુભાઈ, શ્રીયુત રવિશંકર રાવળ અને શ્રીયુત વિજયરાય વૈદ્ય—એઓને આ ચંદ્રક આજ સુધીમાં અપાયો છે અને સન ૧૯૩૨નો ચંદ્રક રા. રમણલાલ વસનલાલ દેસાઈને એમની ઉત્કૃષ્ટ સામાજિક નવલકથાઓ માટે આપવાનું નક્કી થયું છે.

રણજીતરામ સ્મારક ફંડના નાણાં એ ચંદ્રક આપતાં આ વર્ષે ખલાસ થશે, પણ સંતોષ પામવા જેવું એ છે કે એ પ્રણાલિકા તુટશે નહિ; એનું સ્થાન કાંટાવાળા પારિતોષિક લેશે. એ યોજના—સ્મારક પાછળ જે હેતુ રહેલો છે તે સ્તુત્ય અને આવકારપાત્ર છે.

જાણવા જેવા સાહિત્યના બનાવોમાં અમે માત્ર બેનો ઉલ્લેખ કરીશું નડિઆદમાં ભરાયલી દશમી ગુજરાતી સાહિત્ય પરિષદ અને મુંબાઈમાં તેમ જુદા જુદા મોટા શહેરો જેવા કે, અમદાવાદ, સુરત, મદ્રાસ વગેરેમાં ઉજવાયલો ખબરદાર કનકોત્સવ.

દશમી સાહિત્ય પરિષદ વિષે સન ૧૯૩૨ના બુદ્ધિપ્રકાશના જાન્યુઆરી અંકમાં અમે વિસ્તારપૂર્વક અમારો અભિપ્રાય દર્શાવ્યો છે; એટલે ફરીને એ વિષે વધુ નહિ લખીએ. પણ એટલું ઉમેરીશું કે પરિષદ મંડળ જેના પર હવે બધી જવાબદારી આવેલી છે, તે પૂર્વવત્ નવો કાર્યક્રમ યોજી, તે અમલમાં મૂકવા બનતી તજવીજ કરે, એટલુંજ નહિ પણ એવી પરંપરા અને પ્રતિષ્ઠા સ્થાપે કે તે સમસ્ત ગુજરાતી પ્રજાની એક મુખ્ય અને મહત્વની સાહિત્યસંસ્થા થઈ પડે. સાહિત્ય સંસદના જનકને પરિષદ મંડળને ફ્રેન્ચ એકેડેમી કે બ્રિટિશ સાયન્સ એસોસિએશન જેવું પ્રગતિમાન અને સન્માનિત કરવું એ કાર્ય સુલભ અને સાધ્ય છે, અને તે એના સુકાની શ્રીમુનશીની મહત્વાકાંક્ષાને અનુકૂલ છે, એવું એમનામાં બુદ્ધિ સામર્થ્ય અને પ્રતિભા છે.

ખબરદાર કનકોત્સવને સાહિત્ય સંમેલનની ઉપમા આપી શકાય. સાહિત્ય પરિષદનો આશય સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ અને સાહિત્ય

સંવર્ધનનો છે, તેમ આપણા પ્રતિષ્ઠિત અને અગ્રગણ્ય સાહિત્યકારોનું સન્માન કરવામાં આપણે એમના ગુણોનું, સુંદર સાહિત્ય કાર્યનું અને ઉત્કૃષ્ટ સેવાનું અવલોકન કરીએ છીએ, એમના પ્રતિની આપણી કૃતજ્ઞતા દાખવીએ છીએ; અને એ પ્રથા સર્વથા યોગ્ય અને અનુકરણીય જણાશે.

શ્રીયુત ખબરદારનાં પુસ્તકો સંખ્યામાં ઝાઝાં તેમ કવિત્વ ગુણમાં ઓજસ્વાળાં અને પ્રાસાદિક છે. કુદરતમાંથી તેઓ પ્રેરણા મેળવે છે; અને તેનું નિયમન બળ પ્રભુદર્શનમાંથી પ્રાપ્ત થયલું છે. નીતિપ્રધાન એમની કવિતા છે. તે આપણને કુદરતનું દર્શન કરાવે છે તેમ પરમાત્માનું સ્મરણ કરાવી, ઉન્નત પથે દોરે છે; તેથી તેનું વાચન પ્રોત્સાહક, સ્ફૂર્તિદાયક અને પ્રેરણાત્મક થઇ પડે છે. મહિનાના મહિના તેઓ પથારીવશ વ્યાધિથી પીડિત રહે છે; છતાં સરસ્વતી–કાવ્યદેવીની ઉપાસના તેમને આશ્વાસન આપનારી અને સુખદાતા નિવડે છે. વ્યથાભરી મનોદશામાં અને દુઃખમાં તેઓ પ્રભુમાં મગ્ન રહે છે અને એજ તેમને જીવનબળ અને આનંદ અર્પે છે; અને એ સુખમાં પોતે એકલા નહિ રાચતાં, સુંદર કાવ્યો રચીને આપણ સૌને તેમાં સમભાગી કરે છે.

બીજી રીતે પણ એમની સેવા પ્રશસ્ય લેખાવી જોઈએ. પારસી બંધુઓનો ગુજરાતી ભાષા અને સાહિત્યના વિકાસમાં હિસ્સો મ્હોટો છે. જીવનના ઘણાખરા ક્ષેત્રોમાં તેઓ અગ્રેસર અને સાહસિક માલુમ પડશે. પ્રથમ ગુજરાતી છાપખાનું કાઢવાનું માન એક પારસીભાઈને છે, અને હાલ પણ મુંબાઈનાં ત્રણ ગુજરાતી દૈનિક વર્તમાનપત્રો એમના હસ્તક છે. વળી વાર્તાના રસિયાઓને એમનાં માસિકો 'ફુરસદ' અને 'ગપસપ' વિના ચેન પડતું નથી. સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, પુરાતત્ત્વ, નાટક, ભાષા શાસ્ત્ર, નવલકથા, વર્તમાનપત્ર એમાનો કોઈપણ વિષય આપણે લઈશું તો તેમા નામાંકિત પારસી નામો આપણું ઝટ લક્ષ ખેંચશે. મલબારી, કાબરાજી, મર્ઝબાન, તાલીઆરખાન, કરકરીઆ, જીવનજી મોદી, સોરાબજી દેસાઈ, પાલનજી દેસાઈ, મિનોચર હોમજી, માદન, પાલમકોટ, વીમા દલાલ, વાડીઆ, તારાપોરવાલા, હોડીવાલા, સંજાણા વગેરે નામો જેમ પરિચિત તેમ માનને પાત્ર છે; અને રાજકીય ક્ષેત્રમાં દાદાભાઈ, ફીરોઝશા મહેતા, દિનશા વાચ્છાનું હમેશ આભારપૂર્વક સ્મરણ થયા કરશે.

પારસી ગુજરાતી માટે કેટલાક વિદ્વાનોને વાંધો છે અને તે વાસ્ત-

વિક છે; પરંતુ પરસ્પર સહકાર અને સહાયતાથી એ મુસ્કેલીનો ઉકેલ થઈ શકે એમ છે; અને એ દિશામાં શ્રીયુત ખબરદારનું કાર્ય અને સેવા માર્ગદર્શક તેમ અનુકરણીય થાય એવાં છે; અને એમનું જાહેર સન્માન થયું તે પ્રસંગે એમણે એક બે સભાઓમા એ વસ્તુ–ભાષાની શુદ્ધિપરજ ભાર મૂકયો હતો અને તે માર્ગે અનુસરવા પોતાના પારસી બિરાદરોને સલાહ આપી હતી. સ્વર્ગસ્થ મલબારીનું કાર્ય એ દિશામાં માર્ગદર્શક હતું; અને શ્રીયુત ખબરદારના કાવ્ય નીચે નામ મૂકવામા ન આવે તો કોઈ એમ ન કહી શકે કે એ એક પારસીની કૃતિ છે; એટલાં તે શુદ્ધ ભાષામાં અને શૈલીમા છે; અને વિચાર અને ભાવના, કલ્પના અને ઉપમા પણ એક ગુજરાતી હિંદુ કવિ કે લેખકને જેબ આપે એવી નજરે પડશે.

એમના છેલ્લા પુસ્તક 'દર્શનિકા'માં, જીવનના ગૂઢ પ્રશ્નો ચર્ચી, એઓ આપણને જીવનનું રહસ્ય સમજાવે છે; અને તે ખરેખર એક કિંમતી કાવ્ય પુસ્તક છે, જેનું નિરાતે વાચન અને અધ્યયન થવું ઘટે છે.

ગુજરાતી પ્રત્યેનો પ્રેમભાવ 'ગુણવંતી ગુજરાત' નામક એમના સુલલિત રાસમા સારી રીતે ઝળકી ઉઠે છે અને એમણે બીજું કાંઈ લખ્યું ન હોત તોપણ તે એક કાવ્ય લખ્યાથી એમનું નામ સ્મરણીય રહેશે.

શ્રીયુત ચન્દ્રશંકરે પ્રથમ કવિશ્રી ન્હાનાલાલનો સુવર્ણ મહોત્સવ અને બીજો આ શ્રીયુત ખબરદારનો કનકોત્સવ સ્થળે સ્થળે ઠાઠમાઠથી ઉજવવાની સુવ્યવસ્થા કરી, એમની ગુણગ્રાહકતાનું સરસ દર્શન કરાવ્યું છે; અને ગુજરાતી જનતાને કર્તવ્યપરાયણ કરી છે. અમે ઇચ્છીએ છીએ કે એઓ હવે પ્રો. બલવન્તરાયના સન્માનાર્થે એક સમારંભ યોજે. ગુજરાતે એ પ્રખર વિદ્વાન અને વિવેચકને પુરતો ન્યાય આપ્યો નથી. એ ખામી જલદી પુરાવાની અમને જરૂર દિસે છે.

ગુજરાતી પુસ્તકો પહેલા કરતા સંખ્યામા પુષ્કળ પ્રસિદ્ધ થાય છે અને તેમાના વિષયો તેમજ વસ્તુસંકલના વિધ વિધ પ્રકારના અને નવીન હોય છે. એ પુસ્તકોમા અનુવાદનુ પ્રમાણ જો કે જોઈએ તેટલું હજુ ઘટયું નથી તોપણ સંતોષકારક બિના એ છે કે સ્વતંત્ર આલેખનના પ્રયાસ દિન પ્રતિદિન વધતા અને સુધરતા જાય છે. એ નવી કૃતિઓમા વિચાર પ્રતિપાદનની શૈલી પ્રવાહી, રોચક અને બલિષ્ઠ જણાય છે અને તેથી ભાષા સરલ છતા વિષયને અનુરૂપ ભારવાળી, વિધવિધ ભાવો અને લાગણીના

છાયારંગ અને અર્થ કલાયુક્ત વ્યક્ત કરતી; અને વિકાસ પામતી જાય છે. મણિલાલ, મનઃસુખરામ અને ગોવર્ધનરામના ગદ્યને ધુમકેતુ, મેઘાણી અને મુનશીના ગદ્ય સાથે સરખાવશો તો એ બંને શૈલી વચ્ચે કેટલું અંતર પડયું છે અને તેમાં કેટલો વિકાસ અને પ્રગતિ થઈ છે, તેનું પરિમાણ કાઢી શકાશે.

બીજું એક ખેંચાણકારક તત્ત્વ તે પુસ્તકોનું મુદ્રણ કામ છે. નવજીવન પ્રેસ અને કુમાર કાર્યાલયે એ દિશામાં સારો દાખલો બેસાડયો છે; ટાઈપની પસંદગી, તેની જુગતીબંધ ગોઠવણી, પ્રમાણબદ્ધતા, દેખાવ, વગેરે જેમ બને તેમ કલામય કરવા પ્રયત્ન થાય છે; અને પુંઠાની ડિઝાઈન પણ રંગીન અને સુશોભિત કરવા તેમ પુસ્તકનું આકર્ષણ વધારવા ઓછી કાળજી લેવાતી નથી.

છતાં એવો એક સાહિત્ય વાચકવર્ગ અસ્તિમા છે, જે એમ માને છે કે આપણા સાહિત્યમાં સંગીનતા વધી નથી; માત્ર સ્વ-ભાન વધ્યું દિસે છે. શાસ્ત્રીય અભ્યાસ અને અધ્યયન પાછળ જે સમય અપાવો જોઇએ તેનો અભાવ જણાય છે; અને જીવનને પ્રેરક બળ અર્પે, ઉન્નત પંથે પ્રેરે એવા સાત્ત્વિક અંશોની તેમાં ખામી છે.

એક વર્ષના સાહિત્યના ફાળ પરથી ઉપરોક્ત દલીલોને સામો અને યોગ્ય રદીઓ નજ આપી શકાય; તે માટે વાસ્તવિક રીતે એક યુગનું વા એક દશકાનું સમગ્ર સાહિત્ય પ્રકાશન જોવું, તપાસવું જોઇએ.

એ ચર્ચાસ્પદ મુદ્દામાં અમે નહિ ઉતરીએ; પણ એ તો ખરૂં છે કે કેટલાક ક્ષેત્રોમાં આપણે હજુ ચંચુપાત કર્યો નથી. વિજ્ઞાનનું સાહિત્ય સાવ અણખેડાયલું પડયું છે. એ દોષમાથી કેટલીક વ્યવહારૂ અડચણોને લઇને લેખકવર્ગ છટકી શકશે અને તે માટે કેટલેક અંશે આપણી શિક્ષણ-પદ્ધતિ ગુન્હેગાર છે; પરંતુ આપણા ઇતિહાસ માટે જે ઉદાસીનતા સેવાય છે તે ખચિત અક્ષમ્ય છે. આપણા એ પ્રમાદના કારણે કેટલાંયે પ્રાચીન ઐતિહાસિક સાધનો દરરોજ વધુને વધુ નાશ પામતાં જાય છે. ફૅાર્બસ અને ભગવાનલાલ ઇંદ્રજી પછી ગુજરાતે એ વિષયમાં કેટલી ગતિ કરી છે? તેના મુકાબલે અન્ય પ્રાંતોની પ્રગતિ નિહાળો. મહારાષ્ટ્ર તેમા અગ્રસ્થાને છે; કલકત્તા યુનિવર્સિટી, મદ્રાસ યુનિવર્સિટી, પંજાબ યુનિવર્સિટી, અને નવી નિકળેલી આંધ્ર યુનિવર્સિટીએ એ વિષય પ્રતિ દુર્લક્ષ કર્યું નથી. છેલ્લાં વીસ વર્ષમાં શ્રીયુત જયસવાલના નેતૃત્વ નીચે બિહાર અને ઓરિસ્સા

રિસર્ચ સંસ્થાઓ હેરત પમાડનારી પ્રગતિ કરી છે. ગુજરાત કંઇ કરી બતાવશે ? ગયા ડિસેમ્બર માસમાં મુંબાઇમાં પહેલી ઇતિહાસ પરિષદ મળી હતી, તેમાં ગુજરાતીઓનો ફાળો કેટલો હતો ? ગુજરાતના ઈતિહાસ અને સંસ્કૃતિ વિષે કેટલા નિબંધો રજુ થયા હતા ? દી. બા. કેશવલાલ ધ્રુવ, મુનિશ્રી જિનવિજયજી, પ્રો. બલવન્તરાય ઠાકોર, પ્રિન્સિપાલ ધ્રુવ, પ્રો. કોમિસરિયટ, શ્રીયુત ગિરિજાશંકર આચાર્ય, રા. દુર્ગાશંકર શાસ્ત્રી, મી. ડિસકલકર, રા. માનશંકર જેવા સમર્થ વિદ્વાનો અને અભ્યાસીઓ આપણે અહિં છે; માત્ર સંગઠન અને સહકારની આવશ્યક્તા છે. શ્રી ફૉર્બસ સભા એ કાર્ય ઉપાડી લેશે ? અને તેને સાથ આપનાર વર્ગ મ્હોટો મળશે. ગુજરાતના ઈતિહાસ માટે એના સ્થાપક શ્રી ફૉર્બસે ઘણું અને સંગીન કાર્ય કર્યું છે. એના પુસ્તકભંડારમાં સાધનસામગ્રી મોટા જથામાં છે; તેનો ઉપયોગ થવો ઘટે છે. એ સંસ્થાની પ્રતિષ્ઠા બહોળી છે અને તેની સંપત્તિ પણ થોડી નથી. જરૂર છે ફક્ત એ વિચારને વ્યવસ્થિત રીતે અને યોજના પૂર્વક ગતિમાં મૂકવાની; એ સંસ્થાના પ્રમુખશ્રી દી. બા. કૃષ્ણલાલ ઝવેરી, અમે ઇચ્છીએ છીએ કે સદરહુ કાર્યને ઉપાડી લે.

વર્ષ દરમિયાન પ્રગટ થયલાં સઘળાં પુસ્તકોનું દિગ્દર્શન અમે નહિ કરીએ. સાહિત્ય સભા તરફથી શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહે એ કાર્ય સારી રીતે કરેલું છે; વાસ્તે અમે સમગ્ર અવલોકન ફરી નહિ કરતાં પાંચ સાત મુખ્ય મુખ્ય અને મહત્વનાં પુસ્તકો પસંદ કરી તે પ્રતિ વાચક બંધુનું ધ્યાન દોરીશું.

આધુનિક કવિતાનો પરિચય કરાવતું પ્રો. બલવન્તરાય ઠાકોર સંપાદિત 'આપણી કવિતા સમૃદ્ધિ' નામક પુસ્તક સાહિત્યરસિકોમાં ઠીક ચર્ચાયું હતું; અને એક કરતાં વધુ કારણે એ પ્રસિદ્ધિ આવકારપાત્ર નિવડી હતી. કાવ્યગુચ્છના (anthology) જે લાભ હોય છે તે એમાં છે જ; પણ તેની વિશિષ્ટતા એ છે કે નવા અને ઉછરતા કવિઓની કૃતિઓને સમભાવપૂર્વક અવલોકીને અને એમાં તેને ઘટતું સ્થાન આપીને, તેમનો વાચક બંધુને પરિચય કરાવ્યો છે અને તેની વાજબી કદર કરી છે તે યોગ્ય થયું છે; અને ઘણાને એ તત્ત્વ ગમ્યું છે. નવી કવિતામાં પ્રાસની ઝડઝમક કે અલંકારોની ચમત્કૃતિ આપણને વખતે નહિ જડે, તેમ એમાં વ્યર્થ શબ્દાલંકાર કે શબ્દોની ખેંચતાણ પણ નહિ હોય. ઉલટું એમાં જે પ્રકારનું

ભાવમિશ્રણ લાગણી અને વિચારનું ક્રમબદ્ધ નિરૂપણ, અર્થનું પ્રાબલ્ય નજરે પડે છે તે સ્ફૂર્તિદાયક, આહ્લાદક અને આત્માને સ્પર્શતું હોય છે; તેમાંનું કુદરતનું વર્ણન અને જીવનની સમીક્ષા એ સર્વ રુચિકર નિવડી, આપણને તે સૃષ્ટિના સર્જનહારનું મનોરમ દર્શન કરાવે છે. તેથી એ નવાં કાવ્યોનું વાચન વધુ પસંદ પડે છે અને તે, જૂની કવિતા કરતાં ચઢિયાતાં લાગે છે.

આ સંગ્રહની બીજી એક વિશિષ્ટતા એ છે કે આ કવિતાને કેવી રીતે વાંચવી, તેની ખૂબીઓ જાણવી, તેની યોગ્ય પરીક્ષા અને તુલના કરવી, તેનું હાર્દ સમજવું, એ સઘળા મુદ્દાઓ સવિસ્તર અને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી વિવેચન વિભાગમાં સમજાવવામાં આવ્યા છે. પ્રો. ઠાકોર જેવા સમર્થ વિવેચક અને વિદ્વાનના હાથે એ પૃથક્કરણ અને વિવરણ થયું છે, એ તેનું મહત્વનું અંગ છે. સંભવ છે કે એમના અભિપ્રાય સર્વગ્રાહ્ય ન થાય. એમના વિવેચનમાં ક્ષતિઓ હશે; એમનું દૃષ્ટિબિન્દુ દોષવાળું જણાશે; છતાં એટલું તો નિર્વિવાદ છે કે અર્વાચીન ગુજરાતી કવિતાનો પરિચય કરવા સારૂ તે એક મઝેનો કાવ્યસંગ્રહ છે; અને અભ્યાસીઓને તે માર્ગદર્શક થઈ, એક ગુરુની ગરજ સારશે. આવું એક કિંમતી કાવ્યગુચ્છ ગુંથી આપણને આપવા માટે આપણે સૌ પ્રો. બલવન્તરાયનો હાર્દિક ઉપકાર માનીશું.

ગુજરાતી ગદ્યપદ્યમાંથી ઉત્તમ અને જુદી જુદી લેખનશૈલીના નમુનાઓની પસંદગી કરીને હમણા હમણાં માધ્યમિક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે વાંચવા સારૂ ચાર પાંચ સંગ્રહો બહાર પડ્યા છે. તેના ગુણદોષ વિષે અમે અહિ કાંઈ કહેવા ઇચ્છતા નથી, પણ માધ્યમિક શાળામાં અભ્યાસની દૃષ્ટિએ એ પ્રકારનું વાચન ઇષ્ટ છે કે કેમ, એ મુદ્દો વિચારાવો જોઇએ છીએ. અમારૂં માનવું છે કે વિધવિધ પ્રકારના અને જુદા જુદા લેખકોના એક બે નમુનાઓથી વિદ્યાર્થીઓના મન પર જોઈએ તેવી સબળ છાપ પડતી નથી; એટલુંજ નહિ પણ ભિન્ન ભિન્ન વિચાર અને વસ્તુનિરૂપણથી એમનું મન વ્યગ્ર બની, તેથી પડતી છાપ, અસ્પષ્ટ અને ગુંચવાવનારી નિવડે છે; તેથી એક સળંગ કાવ્ય કે એક આખું ગદ્ય પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે પસંદ થાય એ વધુ ઇચ્છવાયોગ્ય છે. અગાઉ સામળકૃત પદ્માવતીની વાર્તા, નળાખ્યાન કે ઉત્તરઆખ્યાનની ચઢાઇ જેવાં કાવ્યો વગેરે વંચાતાં તેની સારી અસર થતી એવું અમારૂં સમજવું છે પણ એ વિષે કેળવણીકારોને ચર્ચા કરવાનું સોંપીશું.

કવિશ્રી ન્હાનાલાલનું "સંઘમિત્રા" નાટક એમની પુત્રીના દુઃખદ મૃત્યુમાંથી જન્મ્યું છે. એમાં ભાઈબ્હેનના સુખદ પ્રેમની વસ્તુ ગુંથવા પ્રયાસ થયો છે એવા ચિત્રો આપણા સમાજમાં વિરલ છે એમ બતાવાયું છે, પણ આપણે વિસરવું જોઈતું નથી કે આર્યસંસારે બળેવના શુભ પર્વે રક્ષાબંધન યોજીને અને કાર્તિક સુદ દ્વિતીઆ, ભાઈબીજના દિવસે, બ્હેનભાઈને નિમંત્રવામાં એજ ભાવને સરી રીતે વ્યક્ત કર્યો છે

કવિશ્રીને આ પ્રસંગ એક નિમિત્ત માત્ર બને છે નહિ તો એમનો આશય અત્યારના યુદ્ધપીડિત જગતને અહિંસાનો પાઠ પઢાવીને, તેમને સુલેહશાન્તિના—ભ્રાતૃભાવના અને પ્રેમના માર્ગે વાળવાનો જણાય છે આખાય નાટકમાં આપણે તપાસીશું તો જણાશે કે એ મુખ્ય પાત્રો ગૌણ ભાગ લે છે, વસ્તુત અશોકનો સંદેશો બાવીસસે વર્ષ પૂર્વેનો ફરી પ્રબોધવાનો હેતુ સ્પષ્ટ જણાય છે, અને હાલની પરિસ્થિતિમાં તે ઉચિત હતું તેના પ્રયોજનમાં મહેન્દ્ર અને સંઘમિત્રાનું ધર્મોપદેશ કરવા સિંહલદ્વીપ પ્રતિગમન કરવું એ ઐતિહાસિક પ્રસંગ એમની શોકગ્રસ્ત મનોદશાને બંધબેસતો થઈ પડે છે અને એ પ્રસંગની આસપાસ મુખ્ય વસ્તુ—વિષય અહિંસાનું પ્રતિપાદન કરવામાં આવે છે આખોય પ્રસંગ જેમ જગતના ઇતિહાસમાં અજોડ છે તેમ શાન્તિમય ધર્મપ્રચારાર્થે એ કાર્ય એટલુંજ અલૌકિક છે એમ કહેવું પડશે +

મહાત્માજી મનુષ્યને નિર્ભય બનાવી, અહિંસાનો ઉપદેશ સમસ્ત જગતને આપી રહ્યા છે, એનું સમર્થન થતું, ઐતિહાસિક દૃષ્ટિએ આપણને આમાં માલુમ પડશે

પૂર્વે નહિ થયલા એવા સંગઠિત પ્રયાસો હાલમાં જગતમાં સુલેહશાન્તિ પાથરવાને થઈ રહ્યા છે, અને એ વિચારને પોષક અને ઉત્તેજિત કરનારૂં એક ખંડ કાવ્ય શ્રીયુત ઉમાશંકર જોષી રચિત ગુજરાતીમાં પ્રગટ થયું છે, તેની નોંધ લેતાં અમને આનંદ થાય છે એનું નામકરણ 'વિશ્વશાન્તિ'

---

+સરખાવો — One was only to reflect that if the western world had been Buddhist instead of nominally Christian there would have been no World War to realise how inevitable is the immorality of the poem (The Light of Asia by Sir Edwin Arnold) which so finely portrays the noble and gentle earth life and the divine doctrines of the Buddha. [ 20th August 1932—The Indian Social Reformer Emerson Arnold ]

આખાય કાવ્યની વસ્તુનું સૂચક છે; અને એ વિષયનું બહુ સ્પષ્ટ રીતે, વિચારપૂર્વક, ક્રમસર આલેખન થયું છે, જે વાંચતાં આપણા મનપર તેની પ્રબલ છાપ પડે છે. વસ્તુનું મહત્વ લક્ષમાં આવે છે અને એમ પ્રતીતિ થાય છે કે જગતનો ઉદ્ધાર–ઉત્કર્ષ અહિંસામાં–શાન્તિમાં રહેલો છે. ખ્રિસ્તી પ્રજાને ઇસસ ક્રાઇસ્ટે આનું મૂલ્ય વ્યક્ત કર્યું, સમજાવ્યું હતું; અને એકજ પિતાની સમસ્ત પ્રજા–પુત્રો છે; અને સૌ ભાઈઓ છે માટે પ્રેમથી સૌએ જોડાઇ રહેવું ઉચિત છે પણ એ ઉપદેશ વેરાનમાં રુદન જેવો નિષ્ફળ નિવડયો છે, એ છેલ્લા યુરોપીય યુદ્ધે પુરવાર કર્યું છે; તેમ છતાં મનુષ્યની પ્રભુમાં શ્રદ્ધા ઓસરતી નથી. તે દઢતાપૂર્વક માને છે કે એક દિવસ જગતમાં જરૂર શાન્તિ પ્રવર્તશે; સર્વત્ર સ્નેહ અને ભ્રાતૃભાવ પથરાઈ રહેશે. જુઓ, આપણને કવિ ઉમાશંકર એ વિષે શું શીખવે છેઃ

" દીપે હૈયાં પ્રેમમાને જગાવી,
પ્રજા પ્રજા હાથમાં હાથ ગૂંથી,
ને સ્કંધે સ્કંધ શંપે મિલાવી,
ગજાવીએ સૌ જગઉંબરે ઊભીઃ
'માનવી પ્રકૃતિ, સૌને વસુધૈવ કુટુમ્બકમ્ ।'
ને એ જશે શબ્દ અનંત વીંધી,
જ્યાં ઘૂમતી કોટિક સૂર્યમાલા,
જ્યાં શાંતિના રાસ ચગે રસાળા,
યત્રૈવ વિશ્વં ભવત્યેકનીડમ્ ।"*

નવલકથામાં આઈનાની પેઠે મનુષ્યજીવન તેના વિધવિધ સ્વરૂપમાં નિરખી શકાય છે, તેનો વાચક એ વાર્તાના પાત્રાલેખનમાં, તેનાં સ્વભાવનાં પૃથક્કરણમાં પોતાની મહેચ્છાઓનું, લગ્ન અને પ્રેમનું, સાહસ અને પરાક્રમનું, આશા નિરાશાનું, ચઢતી પડતીનું, મૃત્યુ અને શોકનું, સુખદુઃખનું, સંક્ષેપમાં તેના અંતરમાં રહેલા ગુપ્ત અને ગૂઢ ભાવો, મંકલ્પો અને અભિલાષોનું, સજીવ પ્રતિબિંબ પડતું નિહાળે છે; તેથી સાહિત્યનાં અન્ય કોઈ અંગ કરતાં નવલકથાનાં પુસ્તકો વધુ વંચાય છે; અને તેનું વાચન પ્રિયકર થઈ પડે છે. સૌ કોઇ પોતાના વ્યથિત અને વ્યગ્ર ચિત્તને સ્થિર કરવા, અન્ય વિચારમાં વાળવા સારુ, નવલકથાની સોબત શોધે છે અને તેમાથી કંઈક આનંદ, આશ્વાસન, સુખ અને શાન્તિ મેળવવા પ્રયત્ન કરે છે.

* વિશ્વશાંતિ, પૃ. ૫૨

નવલકથાના પ્રકાર વિધવિધ છે. એનું વિવેચન અહિં અસ્થાને લેખાય. અમે ફક્ત સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતી નવલકથાઓ નજર સમીપ રાખીને, ગત વર્ષમા એવી જે પ્રસિદ્ધ થઈ હોય તેનો ઉલ્લેખ કરીશું. તેમા પ્રથમ સ્થાન શ્રીયુત રમણલાલની નવલકથા "દિવ્યચક્ષુ"ને પ્રાપ્ત થાય છે. કૌમુદીના તન્ત્રીએ તે મેળવીને પોતાના ત્રામિકમાં કટકે કટકે છાપી હતી; ત્યારથી ઘણાનું લક્ષ એ પ્રતિ ખેંચાયું હતું; અને ફરી પુસ્તકાકારે, પ્રો. બળવન્તરાય ઠાકોરની પ્રસ્તાવના સાથે, સુંદર દેખાવ-કાગળ, છપાઈ, પુઠું, ચિત્રો વગેરે-મા પ્રસિદ્ધ થતા, વર્ષના એક ઉત્તમ પુસ્તકમાં તેની ગણના થઇ છે.

સત્યાગ્રહીઓ કેવા ખમીરના હોય છે અને કયા સિદ્ધાંતોથી પ્રેરાઇને તેઓ એ લડતને દઢતાથી લડી રહ્યા છે; અને તે સિદ્ધાંતોની શુદ્ધિના પાલનાર્થે, કેટકેટલી જહેમત અને કષ્ટ વેઠે છે અને એ કસોટીમાથી, તપ્ત સુવર્ણની પેઠે, સાફ થઇને, એમનું ચારિત્ર કેવું શુદ્ધ અને પવિત્ર બની રહે છે, તેના હૃદયગમ ચિત્રો આ નવલકથામા જોવાના મળે છે. જનાર્દન અને સુરભિ, અરુણ અને રંજન જેવા સુશિક્ષિત અને સંસ્કારી નવયુવક અને નવયુવતીનાં પાત્રો મર્જીને લેખકે ઉછરતી નવી પ્રજામાથી સુંદર પણ સાચા પ્રતીકો આપણી સમક્ષ ખડા કર્યા છે અને એમનો પરિચય થતા, આપણું હૈયું પ્રફુલ્લિત બને છે. છેલ્લા પ્રકરણમા રંજન હૃદયપ્રેમથી અગ્નિજ્વાળાથી અંધ થયલા અરુણનું પાણિગ્રહણ કરે છે, એ દશ્ય જેમ દ્રાવક તેમ અપ્રતિમ બની, તેના નામ પ્રમાણે આપણને તે ખરેખર દિવ્ય ચક્ષુ બક્ષે છે.

કિશોરની કરણ કથની અને ધના ભગતનું સાધુજીવન આલેખીને લેખકે આપણા સમાજના અંત્યજો પ્રત્યેના ઘોર અન્યાય અને અત્યાચારનુ યોગ્ય પ્રાયશ્ચિત્ત કરવા આપણને હાવકાઈથી ઠીક ચીમટીઓ લગાડી છે; અને કર્તાનો સંગીત માટેનો પ્રેમ સ્થળે સ્થળે પ્રગટી ઉઠી, સમગ્ર વાતાવરણને વધુ આનદદાયક, સુખપ્રદ અને ઉલ્લાસિત કરે છે.

અસ્પૃશ્યતાનો કઠિન પ્રશ્ન ઉકેલવાનો કર્તાનો પ્રયાસ સ્તુત્ય છે; ધીમે ધીમે લોકલાગણી બદલાતા, માનવહૃદય જરૂર પલટો લેશે.*

* સન ૧૯૨૧ના અસહકારના વાતાવરણનું ચિત્ર નિહાળવું હોય એમને અમે મિ. એડવર્ડ થોમ્પસન રચિત "Atonement" નામનું નાટક વાંચવાની ભલામણ કરીશુ

તાજેતરમા એમના નવા પુસ્તક "પૂર્ણિમા"મા શ્રીયુત રમણલાલે પતિતોદ્ધારનો પ્રશ્ન ઠીકઠીક છણ્યો છે. એમની આગળની એક નવલકથા 'શિરીષ' મા પણ એનું વિવેચન મળી આવે છે, પરંતુ આ એક જ પ્રશ્નને પ્રસ્તુત નવલકથામા પ્રાધાન્ય આપ્યુ છે આખુંય વાતાવરણ નાયકા વારાંગનાઓના દેખાતા નૃત્ય સંગીતના પણ ખરીરીતે પતિત જીવનથી વ્યાપેલુ રાખીને નાયિકાને એ વસ્તુ નહિ રુચે, પણ વર્તમાનપત્રોમા એમના પર ગુજરતા અનાચારના વૃત્તાન્ત એ અધમ ધંધામા નિરાધાર, દુખી, અસહાય બાળાઓ, વિધવાઓ અને પરિણીત સ્ત્રીઓને ફસાવવા જે કપટજાળ પાથરવામા આવે છે, જે એમના પર ત્રાસ વર્તાવવામા આવે છે, એમનું જીવન નષ્ટ, યન્ત્રવત્ કરી મૂકવામા આવે છે તે,—વાચતાં કોઈને પણ કમકમાટી છૂટે આ પ્રથા સર્વત્ર પ્રસરેલી છે એટલુંજ નહિ પણ જગજૂની છે રાષ્ટ્રીય સંઘ તેના અટકાવ માટે યોગ્ય પગલા લઈ રહ્યું છે, તે છતા તેનું નિવારણ લોકમત કેળવીને અને જાગ્રત કરીને કરવુ વધુ સુગમ થશે તે દિશામા આ પ્રયત્ન અમને આવકારપાત્ર લાગે છે. આપણા સમાજના આ એક કૂટ અને કપરા પ્રશ્નનું નિરાકરણ આણવા, જે સમભાવભર્યું, ગંભીરતાપૂર્વક પણ સાવધાનીથી સાનુકૂળ વાતાવરણ ઊભુ કર્યું છે તે નીરસ નહિ થઇ પડે લેખકે તેમા સફળતા પ્રાપ્ત કરી છે, એમ અમે કહીશુ

પરંતુ અવિનાશ અને રાજેશ્વરીનો લગ્ન સંબંધ જોડાયાથી આ પ્રથાનો નાશ થશે, એ વિચાર અમને વાસ્તવિક જણાતો નથી એ તો સ્ત્રીઓ પોતાના પગપર ઊભી રહેવાને શક્તિમાન થાય, આર્થિક સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત કરે ત્યારે આ પ્રશ્નનો ઉકેલ આવી શકશે

બર્નાર્ડ શૉએ 'Mrs Warren's Profession' એ નામક નાટકમા વીવીના પાત્રમા એ જ મુદ્દો સ્પષ્ટ કર્યો છે, અને અત્યારની સ્ત્રીસ્વાતન્ત્ર્યની પ્રવૃત્તિમા આર્થિક સ્વાતન્ત્ર્યને પ્રધાન સ્થાન આપવામા આવ્યુ છે, તે જ સ્ત્રીસ્વાતન્ત્ર્યની ચાવીરૂપ અને સ્ત્રીજીવનના વિકાસ અને પ્રગતિને સાધક અને સુખપ્રદ નિવડશે

મનુષ્યને જીવનમા અનેક પ્રકારની આધિ વ્યાધિ અને ઉપાધિ આવી નડે છે, અને તેમાથી છૂટવાને તે કંઈને કંઈ પ્રયત્ન કરે છે પ્રારબ્ધવશ થઇ ન બેસતા, તે પુરુષાર્થ સેવે છે અને એમાજ પુરુષની ખરી કસોટી થાય છે. માથાપર દુખ કે આફત આવી પડતા, શોક કે નિરાશામા ગર્ત

થતાં, માંદગી કે મૃત્યુથી ગ્લાનિ અનુભવતાં, તે કોઈ અગમ્ય ગૂઢ તત્ત્વ, શક્તિ પ્રતિ પ્રેરાય છે. તેમાથી આશ્વાસન અને શાન્તિ પામે છે. તે એને પ્રેરણા અને પ્રોત્સાહન બક્ષે છે; એટલું જ નહિ પણ જીવનસમીક્ષા કરતાં જીવ અને જગત એ શું છે? મૃત્યુ તેને ક્યા લઈ જાય છે; જન્મનો શો હેતુ છે? મોક્ષ એ શી વસ્તુ છે? ઈશ્વર ક્યાં વસે છે? વગેરે અનેક પ્રશ્નો તેની મતિને મુઝવી નાખે છે; છતા પણ ચિંતન અને નિરીક્ષણ, જ્ઞાન અને અનુભવવડે, સત્સમાગમ અને સંયમવડે એ ઈચ્છિત સિદ્ધિ પ્રાપ્ત કરે છે, એ સિદ્ધ બીના છે.

આપણા બે પ્રસિદ્ધ કવિઓ, શ્રીયુત ન્હાનાલાલ અને શ્રીયુત ખબરદાર, એ બંનેએ પોતાની પ્રાણસમી વ્હાલી પુત્રીઓનું અવસાન થતાં, એ શોકગ્રસ્ત મનોદશામાંથી શાન્તિ મેળવવા, એકે જગતને અહિંસાનો ઉપદેશ "સંઘમિત્રા" દ્વારા પ્રબોધ્યો; જ્યારે કવિશ્રી ખબરદાર "દર્શનિકા" રચીને આપણને જીવનનું રહસ્ય સમજાવવા મથે છે. એ પ્રયાસ જેમ ગંભીર તેમ ભગીરથ છે; અને તેની પાછળ કવિએ પોતાની સઘળી શક્તિ ખર્ચી છે. જીવનભરનો જ્ઞાનભંડાર, અભ્યાસ અને ચિંતન એમાં એમણે ઠાલવી નાંખ્યાં છે. જેમ એક મક્ષિકા સ્થળે સ્થળે, સુંદર, સુવાસિક અને રંગબેરંગી ફલો પુષ્પોપર ફરી વળી તેમાથી પુષ્પ–પરાગ અને રજકણ પ્રાપ્ત કરી, આપણને તેનો નિષ્કર્ષ–મધરૂપે આપે છે, તેમ પ્રસ્તુત કાવ્ય-ગ્રંથના નિવેદનમા કવિ સ્વીકારે છે કે "મારી કાવ્ય પ્રેરણાએ આ મોટા માનવ જ્ઞાનના સંચિત ભંડારમાથી લૂંટ ચલાવેલી દેખાશે. એ લૂંટ પણ બાદશાહી લૂંટ છે. સર્જક સદા લૂંટતો આવ્યો છે, પણ તે પાછું નવ સ્વરૂપે બક્ષવાને માટે. વિશ્વનિયંતા કહો કે કાળ ભગવાન કહો, એ જગતને એક બાજુથી લૂંટી બીજી બાજુ સમૃદ્ધ કરે છે. તમામ જીવનનું પુનરુત્થાન એમજ થાય છે, અને સર્જક કવિની નવી સૃષ્ટિ પણ એવીજ જૂની સૃષ્ટિની લૂંટમાથી બંધાય છે.+

કવિએ અમુક વિચાર ક્યાથી લીધો અથવા અમુક કલ્પના કેટલાણા કાવ્યમાથી મેળવી છે; અથવા આ પંક્તિમા નજરે પડતો ચોક્કસ ભાવ તો કોઇ એક પ્રસિદ્ધ પંક્તિઓનુ અનુકરણ માત્ર છે; એ પાંડિત્યભરી ચર્ચામા આપણે નહિ પડીએ, આપણે તો એ કાવ્યમાથી નિર્ઝરતું તત્વ-

+જુઓ દર્શનિકા, પૃ

જ્ઞાનનું પાન કરીશું; ગવેષણાપૂર્વક સુંદર અને મંજુલ શબ્દોમાં, જુદી જુદી કલ્પનાઓ અને ઉપમાઓ દ્વારા જે વિચારશ્રેણી–ફિલસુફીના અંશો કવિએ રજુ કર્યાં છે, તે રુચિકર નિવડી આલોક અને પરલોકનું સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કરાવી, જગન્નિયંતાની પ્રભુતાનું આનંદજનક દર્શન કરાવે છે અને તે એના ધારણ કરેલા નામ "દર્શનિકા" ને સાર્થક કરે છે. તેમાં એ કાવ્યની સફળતા અમને દિસે છે. જગતમાં પ્રવર્તતા દુઃખનું નિરાકરણ કરતાં, એઓ ખુલાસો કરે છે,

"દુઃખ જ્યમ જ્યમ દિસે જીવનમાં વાધતું,
જીવન ત્યમ ત્યમ દિસે અધિક મોંઘું;
જીવન આસ્વાદ પણ હોય બહુ છાછરો,
જીવનનું મૂલ્ય જ્યાં હોય સોંઘું;
જગતમાં જીવન જે મધુરમાં મધુર છે,
તે અધિક દુઃખમા રહે દળાતું:
મિષ્ટમાં મિષ્ટ ફળ વૃક્ષ પર હોય તે
કીટ ને પક્ષીનો ભક્ષ થાતું. !"×

×આ વિચારશ્રેણીની સાથે રૉબર્ટ બ્રિજીસના જગતમાંના દુઃખ વિષેના નીચેના ઉદ્ગારો વિચારણીય થશે:

"But because human sorrow springeth of man's thought,
Some men have fal'n unhappily to envy the brutes
Who for mere lack of reason, love life and enjoy
existence without care: and in some sort doubtless
happier are they than many a miserable man.
× × × × ×
Brutes have their kneer senses far outrangeing ours
Nor without here and there some adumbration of soul:
But the sensuous intuition in them is steril,
'tis the bare cloth where on our rich banquet is spred;
and so the sorrowful sufferer who envied their state,
wer he but granted his blind wish to liv as they
—whether 'twer lark or lion, or some high-antler'd stag
in startled pose of his fantastic majesty

અને પછી ઇશ્વિરમા શ્રદ્ધા રાખવાનો ઉપદેશ કરતા કવિ કહે છે, કે.

" સતત શંકા અને નિરાશના ભય વિષે
એક શ્રદ્ધા બધુ રહે ટકાવી;
એક શ્રદ્ધા વસે અતરે ઊડી તો
યુદ્ધમા વીર જયને ઝઝૂમે;
સૂર્ય પણ એમ અજ્ઞાન આકાશમા
એજ શ્રદ્ધા થકી નિત્ય ઘૂમે !
માનવી હૃદયમા ઉદય શ્રદ્ધા તણો,
થાય છે જન્મતા જગતમાહીં;
બાળને હૃદય જે અચુક શ્રદ્ધા વસે,
તેજ તેની કરે વૃદ્ધિ આહીં;
જીવન ઘડવા થકી કઇક ઓજાર નિજ
માનવી બુદ્ધિથી લે બનાવી;
તદપિ શ્રદ્ધા નહીં હોય જો હાથમા,
કેમ ઓજાર તે દે ચલાવી.
બુદ્ધિની સાથ શ્રદ્ધા ઉગે ને ખીલે,
તેહ શ્રદ્ધા બને કેમ ખોટી ?
વસ્તુ દેખાય જ્યા ત્યાજ છે વસ્તુ એ
કેમ બધાય સિદ્ધાત કોટિ ?"

આમ ભિન્ન ભિન્ન કલ્પના ભર્યું, ભાવનાશીલ લખાણુ, બહોળુ વાચન, અભ્યાસ અને ચિંતનવાળુ આમા મોટા પ્રમાણમા મળી આવે છે પણ વિષયને વિસ્તૃત કરવા જતા, પોતનુ વણતર ઘીટ થવાને બદલે આછેરૂ થઈ જાય છે; અને કોઈ એક મુદ્દાની-વિચારની છાપ આપણા મનપર

gazing adown the glade-he would draw blank, nor taste
the human 'satisfaction of his release from care·

× × × × ×

this quarrel and dissatisfaction of man with Nature
springeth of a vision which beareth assurance
of the diviner principle implict in Life '

etc

[The Testament of Beauty, p 9–11 by R Bridges]

જેવી સ્પષ્ટ અને સબળ પડવી જોઈએ તે વિવિધતાના કારણે ખીલવાને બદલે પથરાઈ-વિખરાઈ જાય છે.

પણ એ ગૌણ વસ્તુ છે. કવિએ આવું તત્ત્વજ્ઞાન વિષયક અને મુમુક્ષુઓને માર્ગદર્શક અને સહાયક થતું, પોતાને જે સ્ફૂરી આવ્યું, જે દિશાસૂચન થયું તે, સરસ રીતે ઝીલી લઈ આપણને તેનો રસાસ્વાદ કરાવ્યો છે, તે વાચકને આહ્લાદક, વિચારોત્તેજક અને સંતોષકારક થઈ પડશે, એ વિષે અમને સંદેહ નથી; અને એના અનુસંધાનમાં, એની સાથેજ અમે તત્ત્વજ્ઞાનરસિક વાચકબંધુને ઇંગ્લાંડના માજી રાજકવિ રૉબર્ટ બ્રિજીસનું 'The Testament of Beauty' એ નામક મહાકાવ્ય વાંચવાની ભલામણ કરીશું, એ બેની સરખામણી ઉચિત નથી. પણ બંનેમાં વસ્તુનું અને હેતુનું સામ્ય માલુમ પડશે. ઉદાહરણાર્થ ઉપર નિર્દિષ્ટ શ્રદ્ધા પરત્વે તેમાંથી એક ઉતારો કરીશું.

'In truth "spiritual animal" wer a term for man
nearer than "rational" to define his genus;
Faith being the humanzier of his brutal passions,
the clarifier of folly and medicine of care,
the clue of reality, and the driving motiv
of thatt self-knowledge which teacheth the
ethic of life."

(The Testament of Beauty, p 179)

તત્ત્વચિંતનના વિષયમાં આપણું ઉપનિષદ્ સાહિત્ય અગ્રસ્થાન લે છે અને ખુશી થવા જેવું છે કે શ્રીયુત ન્હાનાલાલભાઇએ "ઉપનિષદ્ પંચક" એ નામથી ઇશ, કેન, કઠ, પ્રશ્ન અને મુંડક એ પાંચનું સમશ્લોકી ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે. પરંતુ એ સૂત્રરૂપ લખાણ યથાર્થ સમજાય તે સારૂ તે પર વિસ્તૃત વિવેચન–ભાષ્ય લખાવાની જરૂર રહે છે. તેનો સાર ભાગ, તેમાં પ્રતિપાદિત થયલા સિદ્ધાંતો, તેમાંનું રહસ્ય–એ સર્વનો સ્ફોટ થાય તો જ સામાન્ય વાચક તે પ્રતિ આકર્ષાય; તેની જિજ્ઞાસાવૃત્તિ સંતોષાય.

મરાઠીમાં શ્રીયુત સદાશિવ શાસ્ત્રી ભિડે એ 'ઉપનિષદ્ રત્નપ્રકાશ' નામથી દશ મુખ્ય ઉપનિષદ્નો તરજુમો હમણાં મૂળ શ્લોક સહિત, અન્વય, અર્થ, ટીકા, માર્ગદર્શક વિવેચન, ઉપક્રમ અને ઉપસંહાર વગેરે આપીને પૂરો કર્યો છે. તે ધોરણે આપણે અહિં એ કાર્ય થવાની જરૂર છે; અને

એટલું ન બની શકે તો તેનો ગુજરાતી અનુવાદ જરૂર ઉપકારક થાય, એવું અમારું માનવું છે.

સન ૧૯૦૩મા લાઠીના ઠાકોર સાહેબ સ્વર્ગસ્થ સુરસિંહજીનો કવિતા સમૂહ એમના પરમ મિત્ર શ્રીયુત કાન્તે (મણિશંકર રત્નજી ભટ્ટે) "કલાપીનો કેકારવ" એ નામથી પ્રથમ પ્રસિદ્ધ કર્યો ત્યારે એ પુસ્તક બહુ ખેંચાણકારક નિવડ્યુ હતુ માસિકોમા આવતી એમની ગઝલો લોકપ્રિય થઈ હોંશથી વંચાતી હતી અને શોભના સાથેનું એમનું સ્નેહલગ્ન એક ચર્ચાસ્પદ વિષય બન્યો હતો એવામા એ રાજવી પણ સંસ્કારી કવિનું અકાળે અવસાન થતા, ગુજરાતી રસિક વાચકવર્ગને આઘાત પહોંચ્યો હતો એ સ્થિતિમા પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન આદરણીય થઈ પડ્યુ અને તેનુ મુદ્રણ કામ વળી એવુ સરસ અને સફાઈબંધ હતું, અને પુસ્તકનુ પુઠુ કેકારવના સોનેરી ચિત્રાંકનું એટલું આકર્ષક બન્યુ હતુ કે જેમને વાચનનો ઝાઝો શોખ નહોતો તેવાઓ પણ તેનો સુંદર દેખાવ નિહાળીને પોતાનું દિવાનખાનું શોભાવવા તે સંગ્રહી રાખવાને લલચાતા હતા એ પુસ્તકનું અર્પણ કાવ્ય—કલાપીને સંબોધન, મણિશંકરનું રચેલુ, કોમળ ભાવ અને ઉત્કટ લાગણી વ્યક્ત કરતુ, ખાસ અપીલ કરતું હતું, અને સૌ કોઇના મુખમા

"સુરતાની વાડીના મીઠા મોરલા !
ઉગતા શા ઉરસાગર ઉલ્લાસ જો !
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !"

એ પંક્તિઓ ગુંજતી સંભળાતી હતી.

ત્યારબાદ "કેકારવ"ની ત્રણ આવૃત્તિઓ થવા પામી હતી એ કવિની બહોળી લોકપ્રિયતાનો તેમજ એમની કવિતાની મોટી માગણી ચાલુ રહેતી એનો અચૂક પુરાવો છે એવો કવિતા પુસ્તકનો સારો ઉપાડ બીજા થોડાક જ ગુજરાતી કવિઓની કૃતિઓનો મળી આવશે

કેકારવના પ્રથમ પ્રકાશન વખતે કવિનું સઘળુ લખાણ મેળવી શકાયલુ નહિ, અને કેટલીક હકીકત ખાસ કારણસર ખાળી રાખવામા આવી હતી વળી જનતાને બધી અને સાચી માહિતી ઉપલબ્ધ નહિ તેથી કલાપીને ઘણી વાર અન્યાય પણ થતો, ખસુસ કરીને શોભના સાથેના સંબંધ પરત્વે

તે પછી એક જમાનો વીતી ગયો છે અને ક્ષુબ્ધ વાતાવરણ તે કાળે ઉદ્‌ભવેલું તે પણ હવે શાન્ત પડી ગયું છે; એટલુંજ નહિ પણ કવિને યોગ્ય ન્યાય આપવાની વૃત્તિ માલુમ પડે છે અને એ કવિનો વાચક અને અભ્યાસી વર્ગ પણ વધતો જાય છે. તેનું કારણ માત્ર એ છે કે એમના કવનમાં દર્દ તેમ સચ્ચાઇ છે; જેટલી સરલતા તેટલી સ્વાભાવિકતા છે; વિકારવશ પ્રેમ નહિ પણ શુદ્ધ સ્નેહનું મંથન અને તેની સાથે જન્મતાં મનોભાવ અને લાગણીનું પૃથક્કરણ દૃષ્ટિગોચર થાય છે. રાજવી જીવન હોવા છતાં તે સાદાઇભર્યું, ફકીરી હાલતને પસંદ કરતું; જાણે કે કોઈ તત્વને પકડવા તલસતું જોવામાં આવે છે અને સ્વર્ગસ્થના એક અંગત સ્નેહી મસ્તકવિએ યોગ્યજ વર્ણવ્યું છે કે કલાપી,

"રમરૂપ થઈને રેલતોરે સરવર સરિતા ભરે
મેઘાડંબરમાં એ વહી ઝરમર મોતીડાં ઝરે;
"મ્હારો અવધૂત ન કલંક નજરે તરે એજી."

અને એ વિચારભાવનું વિશેષ સ્પષ્ટીકરણ આપણને એમના બીજા એક ગાઢ પરિચયમા આવેલા શ્રીયુત રૂપશંકરભાઇ (સંચિત) ના કથનમાં થાય છે; તેઓ લખે છેઃ–

"કલાપીના આંતર સંસ્કાર સિવાય કલાપીની વ્યવહારિક સ્થિતિ કોઇ રીતે અસાધારણ ન હતી. છતાં પચ્ચીસ વર્ષની ટુંકી વયમાં–અને તેમાં પણ બચપણમાં અને શાળાના અભ્યાસનાં સોળ સત્તર વર્ષ બાદ કરતાં, માત્ર સાત આઠ વર્ષમાં એમણે લગભગ પંદર હજાર પંકિત ઉત્તમ પ્રકારના કાવ્યની અને તે સિવાય મ્હોટા પ્રમાણમાં ગદ્ય–લેખો સર્વોત્કૃષ્ટ ભાવના પ્રેરે તેવા અને બ્રહ્માંડના પરમ રહસ્યને રસિક અને આકર્ષક શૈલીથી બોધનારા લખ્યા, એ થોડા આશ્ચર્યની વાત નથી ! પરંતુ એથી પણ વધુ આશ્ચર્ય તો એ છે કેઃ–આત્મનિરીક્ષણની એક પણ તક જવા ન દેતાં અને એ સત્ય ભાવનાઓનો સ્વાનુભવ કરતાં કરતાં છેવટ એવી સ્થિતિએ એ આવી પહોચ્યા હતા કે, જો એઓ પોતાના નિર્ણયનો અમલ કરવાને વધારે વખત રહ્યા હત તો, એક અત્યુત્તમ દૃષ્ટાન્ત અને સિદ્ધાન્ત દુનિયાને આપી જાત એમ હું તો ખાત્રીપૂર્વક માનું છું. એમનું સાદુ જીવન મ્હારી દૃષ્ટિ આગળ તર્યા કરે છે."

આ કવિતામા એમનુ પોતીકું કેટલું હતું, અને બીજામાંથી કેટલું ઉતાર્યું હતું; અનુભવ, વાચન અને નિરીક્ષણથી શું શું પ્રાપ્ત કર્યું હતું,

એના નિર્ણયનું કાર્ય અમે વિવેચકપર છોડીશું; એમને એ કાર્યમાં એમના પત્રો–જેનો સંગ્રહ થઇને એક પુસ્તકરૂપે–કલાપીની પત્રધારા–એ નામથી બહાર પડયો છે, તે બહુ મદદગાર થશે. અમે તો માનીએ છીએ કે કોઇ દિવ્ય સંદેશો આપવાને કલાપીનો જન્મ થયો હતો અને તે કારણે ભક્ત જનોનાં ભજનોની પેઠે એમનાં કાવ્યો જનસમૂહમાં આનંદથી વંચાય છે અને ગવાય છે.

આ સંજોગમાં કેકારવની નવી આવૃત્તિ, સંશોધિત અને સંવર્દ્ધિત, મૂળ લખાણને ફરીવાર વાંચી તપાસી જઈ તથા સરખાવીને તેમજ કેટલુંક અપ્રસિદ્ધ નવું સાહિત્ય ઉમેરીને સન ૧૯૩૧માં બહાર પડી છે, તે સાહિત્ય રસિકોના આદરપાત્ર થશે. કવિના પત્રો સાથે એમાંનાં કાવ્યો વાંચતાં વિચારતાં તે સમજવામાં જેમ સુગમતા પ્રાપ્ત થાય છે તેમ તે કવિજીવન પર પણ વિશેષ પ્રકાશ પાડે છે.

આ આવૃત્તિનું સંપાદનકાર્ય કલાપીના એક અનન્ય ઉપાસક, એમના જેવા મસ્ત અને ફકીરીની કફની ધરનાર રસજ્ઞ કવિ સાગરે કર્યું છે, એ સર્વથા ઉચિત થયું છે; અને એ રાજવી કવિને શોભે એવા પ્રકારની તેના પ્રકાશનની સર્વ વ્યવસ્થા થયલી છે, એ ખુશી થવા જેવું છે. અમારી ખાત્રી છે કે કલાપીનો વાચકવર્ગ મહારાજશ્રી સાગરનો, એમના આ પ્રેમભર્યા સેવા કાર્ય માટે અંતઃકરણપૂર્વક ઉપકાર માનશે.

એવું બીજું ઉત્તમ સંપાદન કાર્ય અખાકૃત કવિતાનું દી. બા. નર્મદાશંકર દેવશંકર મહેતાના હસ્તે થયું છે. એક વેદાંતી કવિ તરીકે અખાનું સ્થાન ઉંચું છે; એમની કવિતામાં વિષયની કઠિનતા હતી તેમાં તેની પ્રતોમા અશુદ્ધિ અને ફેરફાર દાખલ થવાથી તે કવિતા સમજવાનું કાર્ય બહુ અઘરૂં થઈ પડયું હતું. અમે માનીએ છીએ કે પ્રસ્તુત પ્રકાશનથી અખાનો અભ્યાસ કરવાનું સુતરૂં થશે. અખાની પેઠે દી. બા. નર્મદાશંકરભાઇ વેદાન્તના પ્રખર અભ્યાસી છે; અને એમણે અખાકૃત કવિતાનું જે રીતે વિવેચન અને સમજુતી લખી સ્પષ્ટીકરણ કર્યું છે, તે વાચકને માર્ગદર્શક નિવડી, તેને એમાં ઉંડા ઉતરવાને આકર્ષશે. અખો જાતનો સોની હતો પણ વેદાન્તમાં એવો પારંગત થયો હતો કે વેદાન્તની અનેક શાખાઓ છે, તેમાં એ વિષયનું એનું નિરુપણ નોખીજ પદ્ધતિનું અને વિશિષ્ટતાવાળું

છે, જે ગુજરાત માટે ગૌરવભર્યું કહી શકાય. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાત એ કવિને વધુ સમજતું, તેની કવિતાનો અભ્યાસ કરતું થાય.

નરસૈં મહેતાનો સમગ્ર કવિતાસંગ્રહ સંપાદન કરી તે લખાણ પ્રજાને સુલભ કરી આપવાનો યશ 'ગુજરાતી કાર્યાલય' ને છે; અને એ જ કાર્યાલયે નરસૈંના જીવન અને કવન વિષે વધુ પ્રકાશ પાડતું એક ન્હાનું ચોપાનિયું "નરસિંહ મહેતા અને મીરાં કવિ' નામનું વર્ષ દરમિયાન બહાર પાડયું હતું. તેના લેખક જાણીતા જ્યોતિર્મલ જગજીવન નરભેરામ બધેકા છે, જેઓએ થોડાક સમય પર ગુજરાતમાં જુદે જુદે સ્થળે ફરી આપણને શ્રીયુત મેઘાણી અને શ્રીયુત રાયચુરાની પેઠે લોકગીતો ગંભળાવીને આનંદ આપ્યો હતો; એટલું જ નહિ પણ એ ક્ષેત્રમાં એમનો જ્ઞાનભંડાર વિસ્તૃત અને સમૃદ્ધ છે, એવી પ્રતીતિ કરાવી હતી.

કાઠિયાવાડના સાધુસંતો અને એકતારા વાળાઓની મંડળીના નિકટ સમાગમમાં આવીને એમણે કેટલુંક કંઠસ્થ ભજનસાહિત્ય એકઠું કર્યું છે; તેમાં મીરાં ભક્તનાં પદો, વગેરેનો સમાવેશ થાય છે; અને એ ભક્તની કેટલીક કવિતા નરસૈંના જીવનપર અપૂર્વ પ્રકાશ પાડે છે.

એમના તરફથી નમુનારૂપે આપણને તુટક તુટક કવિતા, પદો વગેરે તેને સાંકળનારી હકીકત સાથે મળતાં રહે છે; અને આશા પડે છે કે નરસૈં વિષે જે અજ્ઞાન પ્રવર્તે છે, તેપર એથી કંઇ નવીન પ્રકાશ પડશે.

પરંતુ તે વિષે કોઈ ચોક્કસ અભિપ્રાય કે નિર્ણયપર આવવા સારૂ તો આપણે એ સઘળો વૃત્તાંત-પદો, કવિતા વગેરે-પૂરો છપાઈ જાય ત્યાંસુધી થોભવું જોઈએ. એ વૃત્તાંતમાંના આંતરિક પ્રમાણો તેમ આસપાસના સંજોગો લક્ષમાં લેવાઈ, ઐતિહાસિક દૃષ્ટિએ તે પુરાવો કેટલો બંધબેસ્તો છે, એટલુંજ નહિ પણ નરસૈંનાં અસિદ્ધ લખાણ-તેમાંના વિચાર અને સિદ્ધાંતની-સાથે કેટલે અંશે તેનો મેળ બેસે છે, એ સઘળા મુદ્દાઓ તપાસ્યા વિચાર્યા પછીજ, એમાં કેટલું તથ્ય છે, આંક થાય એવું છે, એ કહી શકાય.

છતાં શ્રીયુત બધેકાનો પ્રયાસ આવશ્યક અને ઉત્તેજનપાત્ર છે, એ વિષે સૌ સંમત થશે.

એ સાહિત્ય સંશોધનના સંબંધમા શ્રીયુત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ

# પ્રકીર્ણ

| વિષય | કર્તા | કયા માસિકમાં | કયા મહિનામાં |
| --- | --- | --- | --- |
| કાઠિયાવાડમાં વૃષ્ટિ મોડી કેમ થતી જાય છે | ... | ગુજરાત શાળાપત્ર | એપ્રિલ |
| ગુજરાતમાં કલા સંસ્કારનું નવવિધાન | બચુભાઈ રાવત | કૌમુદી | માર્ચ |
| ગુજરાતનું વક્તૃત્વ | ચંદ્રશંકર ન. પંડયા | " | સપ્ટેમ્બર |
| ગુજરાતની સ્ત્રીઓ | લેડી વિદ્યાગવરી ર. નીલકંઠ | ગુણસુંદરી | જુન |
| છેલ્લી પરીક્ષા | કાંતિલાલ છગનલાલ પંડયા | નવચેતન | નવેમ્બર |
| છોકરાંઓ અને પુસ્તકાલય | લાયબ્રેરી મિસેલેની | પુસ્તકાલય | એપ્રિલ |
| પ્રસ્થાન કાર્યાલયની સાહિત્ય સેવા | છોટાલાલ મા. કામદાર | " | માર્ચ |
| | નાનાલાલ કે. પટેલ | | |
| પ્રાથમિક શાળામાં ઐચ્છિક વાચનની યોજના | મોતીભાઈ ન. અમીન | " | એપ્રિલ |
| બાલ સાહિત્યની યાદી | છોટાલાલ કાળિદાસ | " | ઓગસ્ટ |
| ભારતીય કલાનો રહસ્ય સંદેશો | "ગંગુલી" | કુમાર | વૈશાખ |
| ભારતમાં મહા ગુજરાતવાસીઓ | ડુંગરશી ધરમશી સંપટ | કૌમુદી | જુન |
| મારી ૩૫ વર્ષની નોકરીનાં સ્મરણો | ફીરોજશાહ ડમરી | દેશી રાજ્ય | જુલાઈ |
| લગ્નના આદર્શ | સુરેશ દીક્ષિત | ગુણસુંદરી | ડિસેમ્બર |
| દામ્પત્ય ભાવના | કવિ નાનાલાલ દલપતરામ | " | એપ્રિલ |
| સન્નારીઓને બે બોલ | કીશોરલાલ ઘ. મશરૂવાલા | " | જાન્યુઆરી-૩૨ |
| સ્વપ્ન સિદ્ધિની શોધમાં | કનૈયાલાલ મા. મુનશી | ગુજરાત સાહિત્ય | સપ્ટેમ્બર |
| સંભારણું | ... | | " |
| શિક્ષણ વ્યાખ્યાનમાળા | શ્રી. ક્ષિતિમોહન સેન | પ્રસ્થાન | કાર્તિક |
| ૨૦૩૧ નું વિશ્વદર્શન | વિજ્ઞાન ભક્ત | નવયુગ | જુલાઈ |

# એકસો ઉત્તમ ગુજરાતી પુસ્તકોની યાદી

[ગુજરાતી સાહિત્યના વિપુલ ભંડારમાંથી એકસો ઉત્તમ પુસ્તકો તારવી આપવાની એક મિત્રે માગણી કરતાં, સદરહુ યાદી તૈયાર કરી છે, તે સંપૂર્ણ નથી તેમ છેવટની નથી. એમાં ઘણાંય સારાં પુસ્તકો રહી ગયાં હશે. આમાં માત્ર વાચકને માર્ગદર્શક થવાનો આશય છે. બધાંની રસવૃત્તિ વા દૃષ્ટિબિન્દુ એકસરખા હોતા નથી; એટલે એ યાદી પરત્વે મતભેદ રહેવાનો; પરંતુ એથી વિશેષ અર્થ એમાં કોઈ ન લુએ એવી વાચકને વિજ્ઞપ્તિ છે.]

## ધર્મ તત્ત્વજ્ઞાન

| નંબર | પુસ્તકનું નામ. | કર્તા. |
|---|---|---|
| ૧ | અણુ ભાષ્ય | પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ |
| ૨ | આપણો ધર્મ | પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ |
| ૩ | એકાદશ ઉપનિષદ | શ્રીમન્નથુરામ શર્મા |
| ૪ | ગીતા નિષ્કર્ષ (અરવિંદ ઘોષના નિબંધો પરથી) | અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી |
| ૫ | ગીતા રહસ્ય (ટિલકકૃત) | ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી |
| ૬ | ચન્દ્રકાન્ત ભા. ૧ થી ૩ | ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ |
| ૭ | ધમ્મપદ | પ્રો. કોસંબી |
| ૮ | ધર્મ વિચાર | નર્મદાશંકર લાલશંકર કવિ |
| ૯ | પૂર્ણયોગ (અરવિંદ ઘોષના નિબંધો પરથી) | અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી |
| ૧૦ | બ્રહ્મસૂત્ર રામાનુજ ભાષ્ય | પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ |
| ૧૧ | બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય | રા. બા. કમળાશંકર પી. ત્રિવેદી |
| ૧૨ | બૌદ્ધ ધર્મનો પરિચય | પ્રો. કોસંબી |
| ૧૩ | ભગવદ્ગીતા (શાંકરભાષ્યવાળી) | વિશ્વનાથ સદાશિવ પાઠક |
| ૧૪ | રામકૃષ્ણ કથામૃત | નર્મદાશંકર બાલાશંકર પંડ્યા |
| ૧૫ | વૈષ્ણવ ધર્મ અને શૈવ ધર્મનો ઇતિહાસ | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી |
| ૧૬ | સિદ્ધાંત સાર | મણિલાલ નભુભાઈ દ્વિવેદી |
| ૧૭ | હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ | નર્મદાશંકર દેવશંકર મહેતા |
| ૧૮ | હિન્દુ ધર્મની બાળપોથી | પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ |

## નિબંધ

| નં. | પુસ્તકનું નામ. | કર્તા. |
|---|---|---|
| ૮૨ | અસ્તોદય | મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી |
| ૮૩ | કવિતા અને સાહિત્ય | રમણભાઇ મહીપતરામ નીલકંઠ |
| ૮૪ | કાલેલકરનો લેખસંગ્રહ | દત્તાત્ર્ય બાલકૃષ્ણ કાલેલકર |
| ૮૫ | નર્મ ગદ્ય | કવિ નર્મદાશંકર લાલશંકર |
| ૮૬ | નવલ ગ્રંથાવલી | નવલરામ લક્ષ્મીરામ |
| ૮૭ | મનોમુકુર | નરસિંહરાવ ભોળાનાથ |
| ૮૮ | સત્યાગ્રહની મર્યાદા | મહાદેવ હરિભાઇ દેસાઇ |
| ૮૯ | સ્વર્ગના પુસ્તકો | અમૃતલાલ સુંદરજી પઢીઆર |
| ૯૦ | સાક્ષર જીવન | ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી |
| ૯૧ | સંવાદ સંગ્રહ | જ્ઞાનવર્ધક ગ્રંથમાળા |
| ૯૨ | હાસ્ય મંદિર | રમણભાઈ મહીપતરામ નીલકંઠ |
| ૯૩ | હિન્દ સ્વરાજ્ય | મહાત્મા ગાંધીજી |

## ઇતિહાસ

| | | |
|---|---|---|
| ૯૪ | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ |
| ૯૫ | „ અર્વાચીન „ | „ „ |
| ૯૬ | રત્નમાળ | કવિ દલપતરામ |
| ૯૭ | રાસમાળા | રણછોડભાઈ ઉદયરામ |

## વનસ્પતિ વિજ્ઞાન

| | | |
|---|---|---|
| ૯૮ | વનસ્પતીશાસ્ત્ર | જયકૃષ્ણ ઇન્દ્રજી |

## વૈદક

| | | |
|---|---|---|
| ૯૯ | ઘરવૈદું | જટાશંકર લીલાધર વૈદ્ય |
| ૧૦૦ | વૈદક-વિજ્ઞાન ચક્ર-ગ્રંથ ૧, ૨ | ડૉ. જમનાદાસ પ્રેમચંદ નાણાવટી |

# ગુજરાતી સાહિત્યની સાલવારી

## ( નરસૈંથી દયારામ સુધી )

ગુજરાતી સાહિત્યના અભ્યાસ માટે તેની સાલવારી આવશ્યક અને ઉપયોગી છે; ખાસકરીને જ્યારે તેનાં સાધનો અસ્તવ્યસ્ત, અપ્રસિદ્ધ અને અંધારામાં પડયાં છે ત્યારે તેનું મહત્વ વિશેષ છે. વળી સાહિત્યને સમગ્ર રીતે અવલોકવાને તે બહુ અનુકૂળ થઈ પડે છે. તેથી ફાર્બસ સભાની સૂચી, દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચી, અંબાલાલ જાની સંપાદિત સુભદ્રાહરણ, મંજુલાલ સંપાદિત સુદામા ચરિત્ર, રણયજ્ઞ, જનતાપીકૃત અભિમન્યુ આખ્યાન, દી. બા. કેશવલાલ સંપાદિત પંદરમા સૈકાનાં પ્રાચીન ગૂર્જર કાવ્યો, રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન અને મણિલાલ સામળદાસ દ્વિવેદીએ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદમાં રજુ કરેલો 'પ્રાચીન કાવ્યોની તિથિઓ' વિષેનો લેખ, વગેરે અવકાશના સમયે જોઈ જઈ પ્રસ્તુત સાલવારી તૈયાર કરી છે. તે સંપૂર્ણ નથી તેમ દોષમાથી મુક્ત નથી. સાહિત્યના અભ્યાસીને કોઈક રીતે તે મદદગાર થાય એ હેતુથી આ કાર્ય હાથ ધર્યું હતું; અને એક પ્રારંભના પ્રયાસ તરીકે તેને જોવા વાચકબંધુને વિજ્ઞપ્તિ છે.

જૈન સાહિત્ય વિષે વિસ્તૃત માહિતી શ્રીયુત મોહનલાલ દલીચંદ સંપાદિત "જૈન ગૂર્જર કવિઓ"—ભા. ૧ અને ૨ માં આપેલી છે. એટલે એ વિભાગને અલગ રાખ્યો છે; પણ એથી એનું મૂલ્ય કે મહત્વ કોઈ રીતે ઓછું થતું નથી.

હવે પછીના હફ્તામાં અર્વાચીન સાહિત્યની સાલવારી આપવાનો પ્રયાસ કરવામાં આવશે.

સંપાદક.

સં. ૧૪૫૪ શ્રીધરકૃત રણમલ્લ છંદ
" ૧૪૬૧ ભાલણનો જન્મ (જુઓ રામલાલ મોદી સંપાદિત જાલંધર આખ્યાન)
" ૧૪૬૯ નરસૈંનો જન્મ-(જુઓ ત્રિકમદાસના કાવ્યો, ગુજરાતી પ્રેમ)
" ૧૪૮૫ નરસિંહ મહેતાને તલાજા પાસે ગોપનાથજી પ્રસન્ન થયા
" ૧૪૯૯ તલાજાથી જુનાગઢ ગયા

સં. ૧૫૦૧ પવત મહેતાને ત્યાં શ્રી રણછોડરાયનું પધારવું (જુઓ–ગુજરાતી પ્રેસ–ત્રિકમદાસનાં કાવ્યો.)
„ ૧૫૦૮ વસંત વિલાસ–(ઉતાર્યો સાલ)
„ ૧૫૧૨ હારમાળાનો પ્રસંગ
„ ૧૫૧૨ કહાન્ડદે પ્રબંધ–કવિ પદ્મનાભ રચિત–ઝાલોર
„ ૧૫૧૪ નરસૈંકૃત વિવાહ
„ ૧૫૨૦ મીરાં ભક્તનો જન્મ (જુઓ ગુજરાતીનો દિવાળી અંક, ૧૯૮૭)
„ ૧૫૨૧ સ્વયંભૂદેવ કૃત "રામાયણ પુરાણ" (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૫૨૫ પ્રબોધ ચિંતામણિ–જયશેખરસૂરિ રચિત–(અનુમાન)
„ ૧૫૨૬ કર્મણકૃત સીતાહરણ (જુઓ દેરાસરીનો નિબંધ, ચોથી ગુ. સા. પરિષદ)
„ ૧૫૨૯ કેશવદાસકૃત દશમસ્કંધ-ભાગવત–પ્રભાસપાટણમાં
„ ૧૫૪૧ ભીમકૃત હરિલીલાષોડશકળા
„ ૧૫૪૨ મીરાંભક્ત અને નરસૈંનો મેળાપ–માંગરોળમાં–(જુઓ ગુજરાતીનો દિવાળી અંક, સં. ૧૯૮૭)
„ ૧૫૪૫ ભાલણકૃત નળાખ્યાન (જુઓ રામલાલ મોદીકૃત "ભાલણ")
„ ૧૫૪૬ ભીમરચિત પ્રબોધ ચંદ્રોદય નાટક
„ ૧૫૪૮ જનાર્દન રચિત ઉષાહરણ (જુઓ પંદરમા સૈકાનાં ગૂર્જર કાવ્યો)
„ ૧૫૫૦ દેહલ કવિનું "અભિવન ઉઝણું"–(જુઓ મંજુલાલ સંપાદિત જનતાપીકૃત અભિમન્યુ આખ્યાન)
„ ૧૫૫૫ ઉદ્ધવસુત ભાલણનું બભ્રુવાહન આખ્યાન (અનુમાન)
„ ૧૫૫૬ પંચદંડ ચતુષ્પદી (જુઓ બુદ્ધિપ્રકાશ–જાન્યુ. ૧૯૩૨)
„ ૧૫૫૭ ભીમકૃત રામલીલા (જુઓ મંજુલાલ સંપાદિત "રણયજ્ઞ")
„ ૧૫૬૦ નરપત કવિનું પંચદંડ
„ ૧૫૬૫ શ્રીધરકૃત રાવણ મંદોદરી સંવાદ
„ ૧૫૬૮ લાવણ્ય સમય સુંદર રચિત 'વિમલ પ્રબંધ'
„ ૧૫૭૨ નાકરકૃત હરિશ્ચંદ્રાખ્યાન
„ ૧૫૭૪ માંડણનું રામાયણ; રુકમાંગદની કથા. (વધુ માટે જુઓ શંકરપ્રસાદ સંપાદિત માંડણનાં ઉખાણાં)
„ „ કાયસ્થ ગણપતિકૃત માધવાનળ કામકંદલા
„ ૧૫૭૫ મીરાંબાઈનો જન્મ (જુઓ બૃહત્ કાવ્યદોહન, ભા. ૭ મો)
„ ૧૫૭૫ ભાલણસુત વિષ્ણુદાસ રચિત રામાયણ–ઉત્તરકાંડ

સં. ૧૫૭૮ માણિક્યસુંદરસૂરિ રચિત પૃથ્વીચંદ્ર ચરિત્ર
„ ૧૫૮૦ વિષ્ણુદાસકૃત ઓખાહરણ (અનુમાન)
„ ૧૫૮૧ નાકરનું નળાખ્યાન
„ ૧૫૮૩ ભગવદ્ગીતા—ગુ. ગદ્યમા ટીકા સહિત (જુઓ દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહ સૂચી)
„ ૧૫૯૮ રત્નપરીક્ષા (ઉતાર્યા સાલ)
„ ૧૬૦૦ ઈસરદાસકૃત હરિરસ
„ ૧૬૦૦ નાકરકૃત ઓખાહરણ (સં. ૧૬૧૨ નું વર્ષ પણ મળી આવે છે)
„ ૧૬૦૧ નાકરકૃત વિરાટપર્વ, ગદાપર્વ, સભાપર્વ, (જુઓ ફૉર્બસ સૂચી, બૃ. કા. દો. ભા. ૮ મો)
„ ૧૬૦૨ નાકરકૃત સભાપર્વ, આરણ્યિકપર્વ
„ ૧૬૦૫ હરિદાસકૃત બભ્રુવાહન આખ્યાન
„ „ „ „ દશમસ્કંધ—ગદ્યમાં
„ ૧૬૦૯ બ્રહ્મદેવકૃત ભ્રમરગીતા
„ ૧૬૧૧ સુરદાસકૃત પ્રહ્લાદ આખ્યાન
„ ૧૬૧૨ નાકરકૃત ઓખાહરણ
„ ૧૬૧૪ તુલસીકૃત ધ્રુવાખ્યાન (કુતલપુરનો)
„ ૧૬૧૬ મધુસુદનકૃત વિક્રમ ચરિત્ર
„ „ કુશળલાભકૃત માધવ કામકુંડલા
„ ૧૬૨૧ રણવિમળકૃત દ્રુપદી ચઉપઈ
„ ૧૬૨૩ કનકકુશળકૃત દ્રુપદી ચતુષ્પદી
„ ૧૬૨૪ વસ્તાકૃત શુકદેવ આખ્યાન
„ „ નાકરકૃત રામાયણ (જુઓ બૃ. કા. દો. ભા. ૮ મો)
„ ૧૬૨૬ જ્ઞાનાચાર્યકૃત બિલ્હણ પંચાશિકા
„ „ વિષ્ણુદાસકૃત ભિષ્મપર્વ
„ ૧૬૨૭ કાહાનકૃત રામાયણ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૬૩૪ વિષ્ણુદાસકૃત ચંદ્રહાસ આખ્યાન (ફાર્બસ સભાની સૂચી)
„ „ „ રુકમાગદ આખ્યાન (બૃ. કા. દો. ભા. ૮ મો)
„ ૧૬૩૭ હરિદાસકૃત ધ્રુવચરિત્ર (જુઓ ફૉર્બસ સભાની સૂચી)
„ „ મેગલકૃત ધ્રુવાખ્યાન
„ „ વિષ્ણુદાસકૃત ધ્રુવાખ્યાન (બૃ. કા. દો. ભા. ૮ મો)

સં. ૧૬૩૯ લક્ષ્મીદાસકૃત ગજેન્દ્ર મોક્ષ
„ ૧૬૪૦ તુલસીસુત વૈકુંઠકૃત રામવિવાહ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૬૪૨ મુકુંદકૃત પાંડાશ્વમેધ
„ ૧૬૪૪ હરિદાસકૃત આદિપર્વ
„ ૧૬૪૫ ભીમકૃત રસિક ગીતા
„ ૧૬૪૭ વિષ્ણુદાસકૃત આરણ્યક પર્વ (જુઓ બૃ. કા. દો. ભા. ૮ મો)
„ „ કાશીસુત રૂકિમણી હરણ (જુઓ ફૉર્બસ સભાની સૂચી)
„ „ „ હનુમંત ચરિત્ર ( „ „ „ „ )
„ ૧૬૪૮ „ વિરાટપર્વ
„ „ વામણદાસકૃત રાધાવિલાસ
„ ૧૬૪૯ રામદાસસુત મન્થકૃત અંબરિષ આખ્યાન
„ ૧૬૫૨ ફૂદકૃત રૂકિમણી વિવાહ (જુઓ ફૉર્બસ સભાની સૂચી)
„ „ દેવવિજયગણિકૃત રામચરિત્ર–ગદ્યમાં (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૬૫૪ વિષ્ણુદાસકૃત સભાપર્વ
„ વિષ્ણુદાસકૃત અરણ્ય કાંડ અને કિષ્કિંધા કાંડ (જુઓ બૃ. કા. દો. ભા. ૮ મો)
૧૬૫૫ વિષ્ણુદાસકૃત કર્ણ પર્વ
„ ૧૬૫૬ વિષ્ણુદાસકૃત રામાયણ
„ ૧૬૫૭ „ હરિશ્ચંદ્રપુરી અને દ્રોણપર્વ
„ „ વિષ્ણુદાસકૃત સુંદર કાંડ
„ „ શિવાનંદકૃત આરતી–(રેવાકાંઠાનો) ગુ. કા. દોહન
„ ૧૬૫૯ પંડિત ચંદ્રમણિકૃત રામરાસ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ „ સમયસુન્દરકૃત સામ્બ પ્રદ્યુમ્ન પ્રબંધ–( „ „ „ )
„ ૧૬૬૦ વિષ્ણુદાસકૃત યુદ્ધ કાંડ (જુઓ ., કા. દો. ભા. ૮ મો)
„ „ દેવીદાસકૃત રૂકિમણી હરણ
„ „ રામભક્તની ભગવદ્ ગીતા
„ „ મનોહરદાસકૃત આદિ પર્વ
„ „ જયવિજયકૃત શકુન ચોપાઈ
„ ૧૬૬૨ ગુણશિવકૃત અંજનાસુંદરી પ્રબંધ
„ ૧૬૬૩ શિવદાસકૃત દ્રૌપદી સ્વયંવર

સં. ૧૬૬૪ મેઘરાજકૃત નળ દમયંતી રાસ
„ „ તુલસીકૃત સીતાજીનો સોહલો (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૬૬૫ નયસુન્દરકૃત નળચરિત્ર
„ ૧૬૬૭ શિવદાસકૃત બાલચરિત્ર (જુઓ ફૅાર્બસ સભાની સૂચી)
„ ૧૬૬૮ „ પરશુરામ આખ્યાન
„ ૧૬૬૯ સુરજીસુત ભાઉનું અશ્વમેધ
„ ૧૬૭૦ શિવદાસકૃત એકાદશી માહાત્મ્ય
„ ૧૬૭૨ નરહરિકૃત જ્ઞાનગીતા
„ „ શિવદાસકૃત ડાંગવાખ્યાન અને ચંડી આખ્યાન
„ „ જુગજીવનકૃત મણિરત્નમાળા
„ ૧૬૭૩ કૃષ્ણદાસકૃત સુદામો
„ „ સમયસુન્દરકૃત નળ દમયંતી રાસ
„ ૧૬૭૩ શિવદાસકૃત દ્રૌપદી સ્વયંવર
„ „ રામાયણ (ગદ્યમાં) (જુઓ, મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ „ વિષ્ણુદાસકૃત વિરાટપર્વ (જુઓ બૃ. કા. દો. ભા. ૮ મો)
„ ૧૬૭૫ માધવદાસકૃત આદિપર્વ
„ ૧૬૭૬ ભાઉકૃત પાંડવ વિષ્ટિ
„ ૧૬૭૭ રાજધરકૃત ચંદ્રહાસ આખ્યાન
„ „ નરહરિકૃત ભગવદ્‌ગીતા, વશિષ્ટ સારગીતા
„ „ શિવદાસકૃત ચંડી આખ્યાન
„ ૧૬૭૯ ભાઉકૃત અશ્વમેધ
„ ૧૬૮૦ દ્વારકાદાસનો જન્મ-પ્રેમાનંદનો શિષ્ય-બારમાસ, રાધાવિલાસ વગેરે નો કર્ત્તા (પ્રા. કા. માળા)
„ ૧૬૮૧ મુકુંદકૃત ભિખણપ્રેમલાનું આખ્યાન (જુઓ ફૅાર્બસ સભાની સૂચી)
„ ૧૬૮૩ કેશરાયજીનો રામયશો રસાયન રાસ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૬૮૪ રૂદ્રકૃત શૃગાલપુરી
„ „ વિષ્ણુદાસકૃત કર્ણ પર્વ
„ ૧૬૮૫ કનકસુંદરકૃત અંગદવિષ્ટિ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ „ સમયસુંદરકૃત રામસીતા પ્રબંધ ( „ „ „ „ )
„ ૧૬૮૭ મધુસૂદનકૃત યુદ્ધ કાંડ
„ „ રાણાસુત મદેરામણ આખ્યાન

સં. ૧૬૮૮ અવિચલદાસકૃત ભાગવત ૬ઠ્ઠો સ્કંધ
„ ૧૬૮૯ પરમાનંદદાસકૃત હરિરસ
„ ૧૬૯૨ કવિ પ્રેમાનંદનો જન્મ (અનુમાન, જુઓ મંજુલાલ સંપાદિત સુદામા ચરિત્ર)
„ ૧૬૯૩ હરિરામકૃત સીતા સ્વયંવર
„ ૧૬૯૪ તુલસીસુત વૈકુંઠકૃત ધ્રુવાખ્યાન (જુઓ ફૉર્બસ સભાની સૂચી)
„ ૧૬૯૫ કાયસ્થ કવિ સુંદરદાસ રચિત આદિપર્વ (જુઓ ફૉર્બસ સભાની સૂચી)
„ „ અવિચલદાસકૃત આશ્વિક પર્વ
„ ૧૬૯૬ વિપ્ર હરિરામકૃત બભ્રુવાહન આખ્યાન
„ „ ભોજાકૃત (સુરતના) ચંદ્રહાસ આખ્યાન
„ ૧૭૦૦ વજીઆકૃત સીતાવેલ અને રણજંગ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ „ ભાઉકૃત ભગવદ્ ગીતા
„ „ નેમવિજયકૃત શિલવતીનો રાસ
„ ૧૭૦૩ વીરમસુત હરિરામે સીતા સ્વયંવર રચ્યો (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૭૦૪ સુરભટ્ટકૃત સ્વર્ગારોહિણી, કલિ મહિમા
„ ૧૭૦૫ અખાકૃત અખેગીતા
„ „ ગોપાળદાસકૃત જ્ઞાનપ્રકાશ
„ ૧૭૦૫ ગોપાળદાસકૃત ગોપાળ ગીતા
„ „ ગોવિંદસુત મોરાકૃત સુધન્વાખ્યાન
„ „ માધવદાસકૃત દશમ સ્કંધ
„ ૧૭૦૬ માધવદાસકૃત રૂપસુંદરની કથા
„ „ પોચાકૃત કુંડલાખ્યાન
„ ૧૭૦૭ હરિદાસકૃત મૃગલી આખ્યાન
„ ૧૭૦૮ જનતાપીકૃત અભિમન્યુ આખ્યાન
„ „ વિશ્વનાથ જાની રચિત મોસાળું
„ „ મુકુંદકૃત ગોરખ ચરિત્ર
„ ૧૭૦૯ વલ્લભકૃત આનંદનો ગરબો

સં. ૧૭૧૦ કુબેરકૃત લક્ષ્મણાહરણ અથવા સામ્બ વિવાહ (જુઓ ફૉર્બસ સભાની યાદી)
„ ૧૭૧૩ કૃષ્ણદાસકૃત હુંડી, મામેરૂં
„ „ રતનજીકૃત વિશ્રંશી રાજાનું આખ્યાન (જુઓ મંજુલાલ સંપાદિત જનતાપીનું અભિમન્યુ આખ્યાન)
„ „ વિષ્ણુદાસકૃત ભીષ્મપર્વ (જુઓ . કા. દો. ભા. ૮ મો)
„ ૧૭૧૪ વજીઆકૃત સીતાવેલ
„ ૧૭૧૫ વિષ્ણુદાસકૃત સ્ત્રી પર્વ
„ „ હીમાકૃત કલિયુગ મહિમા
„ „ ચંપકસેન ચઉપઇ, વૈતાલ પચીશી;
„ ૧૭૧૬ વિષ્ણુદાસકૃત બાલ કાંડ અને અયોધ્યા કાંડ (નર્મદાશંકર)
„ ૧૭૧૭ પ્રેમાનંદકૃત મામેરૂં (જુઓ. દી. બા. કેશવલાલભાઇ સંપાદિત હરિશ્ચંદ્રાખ્યાન)
„ ૧૭૧૯ પ્રેમાનંદકૃત સ્વર્ગની નિસરણી
„ ૧૭૨૦ વીરજીકૃત સુરેખાહરણ
„ „ પ્રેમાનંદકૃત લક્ષ્મણા હરણ
„ ૧૭૨૧ હરિદાસકૃત સીતાવિવાહ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૭૨૩ પ્રેમાનંદકૃત ઓખાહરણ ૨૩ કડવાનું
„ ૧૭૨૪ પ્રેમાનંદકૃત સુધન્વા આખ્યાન
„ ૧૭૨૫ મધુસૂદનકૃત હંસાવતીની વાર્તા
„ „ વીરજીકૃત કામાવતીની કથા
„ ૧૭૨૫-૬ હરિદાસકૃત નરસૈંના પુત્રનો વિવાહ
„ ૧૭૨૭ „ નરસૈંના પિતાનું શ્રાદ્ધ
„ „ પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાન (જુઓ ફૉર્બસ સભાની સૂચી)
„ „ „ ચંદ્રહાસ આખ્યાન
„ „ માધવાનળની કથા
„ „ હરિદાસ-પ્રેમાનંદ શિષ્ય-કૃત શ્રાદ્ધ
„ ૧૭૨૮ પ્રેમાનંદકૃત મદાલસા આખ્યાન (જુઓ ફૉર્બસ સભાની સૂચી)
„ ૧૭૨૯ પ્રેમાનંદકૃત ઋષ્ય શૃંગાખ્યાન
„ ૧૭૩૦ પ્રેમાનંદકૃત વામનકથા
„ „ વીરજીકૃત બલી રાજાની કથા

સં. ૧૯૩૦ કાહાનકૃત ઓખાહરણ
„ ૧૭૩૨ પ્રેમાનંદકૃત બભ્રુવાહન આખ્યાન
„ „ વિનેચટની વાર્તા (જૈનબંધુ અને સુખબંધુકૃત)
„ „ તુલસીનો અશ્વમેધ-(લાલી ચોસરનો રાયકવાળ)
„ ૧૭૩૩ પ્રેમાનંદકૃત હુંડી
„ „ પ્રેમાનંદકૃત નળાખ્યાન-પ્રથમ વારનું
„ ૧૭૩૬ પ્રેમાનંદકૃત દ્રૌપદી સ્વયંવર
„ ૧૭૩૬ ભવાનભક્તકૃત રાવણ મંદોદરી સંવાદ (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
„ ૧૭૩૭ પ્રેમાનંદકૃત નરસૈંના પિતાનું શ્રાદ્ધ
„ „ હરિદાસકૃત ભાગવત સાર
„ ૧૭૩૮ પ્રેમાનંદકૃત સુદામા ચરિત્ર
„ „ જયવિજયકૃત શ્રીપાલ ચરિત્ર
„ ૧૭૩૯ પ્રેમાનંદકૃત મામેરૂ
„ ૧૭૪૦ રત્નેશ્વરકૃત ભાગવત પ્રથમ સ્કંધ
„ „ પ્રેમાનંદકૃત શામળશાનો મ્હોટો વિવાહ
„ „ પ્રેમાનદકૃત સુધન્વા આખ્યાન (સં. ૧૭૨૪ પણ મળી આવે છે)
„ „ મહાદેવસુત હરદેવકૃત શિવપુરાણ
„ ૧૭૪૧ પ્રેમાનંદકૃત રણયજ્ઞ
„ ૧૭૪૨ પ્રેમાનંદકૃત નળાખ્યાન
„ „ વીરજીકૃત દશાવતારની કથા
„ ૧૭૪૩ રત્નેશ્વરકૃત અશ્વમેધ
„ „ મુકુંદ રચિત ગોરક્ષ ચરિત્ર અને કબીર ચરિત્ર
„ ૧૭૪૬ સુખાનંદકૃત વહાલા વિનોદ
„ „ પ્રેમાનંદકૃત દ્રૌપદીહરણ (સં. ૧૭૩૬ ની સાલ પણ મળે છે)
„ ૧૭૪૭ વલ્લભકૃત અનાવિલ પુરાણ
„ ૧૭૪૮ રત્નેશ્વરકૃત સ્વર્ગારોહણ
„ ૧૭૫૦ પ્રેમાનંદકૃત હરિશ્ચંદ્રાખ્યાન
„ ૧૭૫૨ ગોવિંદકૃત મામેરૂં
„ ૧૭૫૨ પ્રેમાનંદકૃત દેવીચરિત્ર
„ ૧૭૫૪ નરસિંહકૃત ઓખાહરણ
„ ૧૭૫૭ વલ્લભકૃત રેવા માહાત્મ્ય

સં. ૧૭૫૮ પ્રેમાનંદકૃત સુભદ્રાહરણ
„ ૧૭૫૯ ધનદાસકૃત અર્જુન ગીતા
„ ૧૭૬૦ વલ્લભકૃત મિત્ર ધર્માખ્યાન
„ ૧૭૬૧ જગન્નાથકૃત સુદામા ચરિત્ર
„ ૧૭૬૨ વિશ્વનાથકૃત રસિક રાજ
„ ૧૭૬૩ ભોજાકૃત ચંદ્રહાસ આખ્યાન (સુરતનો)
„ ૧૭૬૫ વલ્લભભટ્ટકૃત ભાગવત
„ „ પ્રેમાનંદકૃત માર્કંડેય પુરાણ
„ ૧૭૬૬ પ્રેમાનંદકૃત અષ્ટાવક્રાખ્યાન
„ „ ભાણદાસકૃત પ્રહ્લાદ આખ્યાન
„ „ કહાનનું ઓખાહરણ (સં. ૧૭૩૦ ની સાલ પણ મળે છે)
„ „ પ્રેમગીતા
„ ૧૭૬૮ રાજેનાં પદો
„ ૧૭૭૦ નાથભવાનકૃત બ્રહ્મગીતા
„ ૧૭૭૦ રત્નેશ્વરકૃત સૂર્યાવલિ
„ ૧૭૭૧ વલ્લભકૃત યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાન
„ ૧૭૭૨ જગજીવનકૃત જ્ઞાનમૂળ, નરબોધ
„ „ રઘુદાસકૃત લવકુશ આખ્યાન
„ „ સામળકૃત શિવપુરાણ ( જુઓ મણિલાલનો તીથી વિષેનો લેખ ૬ ઠ્ઠી ગુ. સા. પારષદ્ )
„ ૧૭૭૩ જગજીવનકૃત મણિરત્નમાળા
„ „ પોથાકૃત મોરધ્વજ આખ્યાન (ઉતાર્યા સાલ) [બૃ. કા. દો. ભા. ૮]
„ ૧૭૭૪ સામળકૃત પદ્માવતીની વાર્તા
„ „ સારથીભારથીકૃત ભ્રમરગીતા સાર
„ „ રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન
„ ૧૭૭૬ પ્રેમાનંદકૃત બાર માસ
„ ૧૭૭૭ સામળકૃત સિંહાસન બત્રીસી–પહેલી પંદર વાર્તાઓ
„ „ વલ્લભકૃત કુંતિ પ્રસન્નાખ્યાન
„ " મહીચંદ્ર શિષ્ય જયસાગરકૃત સીતાહરણ
„ ૧૭૭૮ રાધેદાસકૃત રામાયણ
„ ૧૭૭૯ વલ્લભકૃત પ્રેમગીતા

સં. ૧૭૮૦ વત્સભકૃત દુઃશાસન રુધિરપાન
" ૧૭૮૨ નંદબત્રીશી (?)
" ૧૭૮૩ ધનદાસકૃત અર્જુનગીતા (સં. ૧૭૫૯ નું વર્ષ પણ મળે છે)
" ૧૭૮૪ જયરામ (કચ્છ મુંદ્રાના) કૃત અશ્વવાહન આખ્યાન
" " ન્હાનીકૃત વણઝારો
" ૧૭૮૫ રણછોડદાસકૃત ભગવદ્ગીતા
" " શામળકૃત બત્રીસ પુતળીની વાર્તાઓ—પહેલી પંદર વાર્તાઓ
" ૧૭૮૬ વત્સભકૃત પ્રેમગીતા (સં. ૧૭૬૬ નું વર્ષ પણ મળે છે)
" ૧૭૮૭ રામભક્તે યોગવાસિષ્ઠ ૨૧ સર્ગમાં રચ્યું (જુઓ મંજુલાલ સંપાદિત રણયજ્ઞ)
" ૧૭૮૮ વલ્લભકૃત રામચંદ્રનાં પદો
" " અનુભવાનંદકૃત શિવગીતા
" ૧૭૮૯ " ચાતુરી
" ૧૭૯૦ પ્રેમાનંદનું મૃત્યુ (જુઓ મંજુલાલ સંપાદિત સુદામા ચરિત્ર)
" " વલ્લભકૃત કાલિકાનો ગરબો—(અમદાવાદનો ભટ્ટમેવાડો બ્રાહ્મણ)
" ૧૭૯૨ વલ્લભકૃત ધનુષધારીનો ગરબો
" ૧૭૯૫ શંભુરામકૃત લવકુશ આખ્યાન
" " રત્નાકૃત બાર માસ
" ૧૭૯૬ સુંદર મેવાડે દશમસ્કંધ પૂરો કર્યો
" ૧૭૯૮ જીવણદાસકૃત ગુરૂશિષ્ય સંવાદ
" ૧૮૦૦ જીવરામકૃત જીવરાજ શેઠની મુસાફરી
" " દ્વારકાભટ્ટકૃત ચેતવણી (ગુ. કા. દો.)
" ૧૮૦૮ સામળકૃત અંગદવિષ્ટિ
" " રણછોડજી દિવાનકૃત કાવ્યો
" ૧૮૦૯ ધીરાનો જન્મ (અનુમાન)
" ૧૮૧૧ મૂળજીભટ્ટકૃત શ્રાદ્ધ
" ૧૮૧૭ કાલિદાસકૃત પ્રહ્લાદ આખ્યાન
" " દિવાળીબાઇ (ડભોઈની) કૃત રામચંદ્રનો જન્મ વગેરે કાવ્યો
" ૧૮૨૧ ધીરાકૃત અશ્વવાહન આખ્યાન
" " સામળકૃત સુડાબહોતેરી

સં. ૧૮૨૫ રવિસુત નરસિંહકૃત ઓડાણો
,, ૧૮૩૧ પ્રીતમકૃત સરસગીતા
,, ૧૮૩૨ કાલિદાસકૃત સીતા સ્વયંવર
,, ૧૮૩૩ કવિ દયારામનો જન્મ
,, ,, બાપુસાહેબ
,, ૧૮૩૫ ધીરાકૃત અશ્વમેધ
,, ,, કેવળપુરી (ઉમરેઠનો) કૃત પદો
,, ૧૮૩૬ રઘુનાથકૃત દશમનાં પદો, ઓધવજીનો સંદેશો વગેરે પદોનો કર્તા
,, ૧૮૩૭ ગોવિંદકૃત સતભામાનું રૂસણું (આમોદનો કવિ ઔદિચ્ય)
,, ૧૮૩૮ સદાનંદકૃત સુરતી મહીના
,, ૧૮૪૧ ગોપીભાણકૃત મહાદેવજીનો વિવાહ
,, ,, ભોજાભકતનો જન્મ-જેતપુર પાસેના દેવકી ગાવેલ ગામમાં
,, ૧૮૪૩ સુખરામદાસનું સગાળશા આખ્યાન
,, ,, લજ્જારામકૃત અભિમન્યુ આખ્યાન
,, ૧૮૪૩ રામકૃષ્ણકૃત ગજેન્દ્ર મોક્ષ
,, ,, મુકુંદનાં પદો
,, ૧૮૪૭ દિવાળીબાઇ (ડભોઇની બ્રાહ્મણ જ્ઞાતિની) રામભક્ત
,, ૧૮૫૦ નરભેરામકૃત ઓડાણાની મૂછ
,, ,, દયારામકૃત ભાગવત દ્વાદશ સ્કંધ
,, ૧૮૫૨ પ્રીતમકૃત ભગવદ્ગીતા
,, ,, ,, પ્રીતમગીતા
,, ૧૮૫૭ તુલસીદાસકૃત જાનકી વિવાહ
,, ૧૮૬૨ રઘુનાથકૃત પ્રહ્લાદ ચંદ્રાવળા
,, ૧૮૬૪ હીમાકૃત કર્મકથા—તોરણાનો બ્રાહ્મણ-(ગુ. કા. દો.)
,, ૧૮૭૨ રઘુનાથકૃત અશ્વમેધ
,, ૧૮૭૪ કૃષ્ણરામકૃત કલિકાળનો ગરબો
,, ૧૮૭૫ રેવાશંકરકૃત બાલલીલા (જુનાગઢના)
,, ૧૮૭૬ કવિ દલપતરામનો જન્મ
,, ૧૮૭૭ તાપીદાસ વૈશ્યકૃત અભિમન્યુનું યુદ્ધ
,, ,, હરગોવિંદકૃત ગણપતિ અને શિવજીની લાવણીઓ
,, ૧૮૭૮ રણછોડજી દિવાનકૃત ચંડિપાઠ (જુનાગઢના)

સં. ૧૮૭૮ ભોળાનાથ સારાભાઇનો જન્મ
" ૧૮૭૯ દયારામકૃત ભાગવતાનુક્રમણિકા
" ૧૮૮૦ મનોહરદાસકૃત પદો (ભાવ્‌નગરના)
" " હરિરામકૃત સીતાસ્વયંવર (જૂ. કા. દો. ભા. ૩જો).
" ૧૮૮૧ ધીરાનું મૃત્યુ
" ૧૮૮૨ શ્રી સહેજાનંદ સ્વામી રચિત શિક્ષાપત્રી
" ૧૮૮૭ ગિરધરકૃત રામાયણ
" ૧૮૯૦ રાધાબાઈ—રાધાકૃષ્ણની ભક્તિનાં પદો
" ૧૮૯૫ ડુંગર બારોટકૃત કવિતા—વિજાપુરના
" " અલખબુલાખીનાં પદો—(અમદાવાદના)
" ૧૮૯૬ જેઠારામકૃત શિતલાદેવીનું આખ્યાન
" ૧૮૯૯ નિરાંત ભક્તનું મૃત્યુ
" ૧૯૦૬ ભોજા ભક્તનું મૃત્યુ
" ૧૯૦૮ દયારામનું મૃત્યુ
" " ગીરધર—(માસરનો)નું મૃત્યુ
" ૧૯૧૨ ઘેલાભ્યાસકૃત સાઠોદરા ન્યાતનું વર્ણન (ગુ. કા. દોહન)



## અમૃતલાલ રતનજી ત્રિવેદી (દ્વિજ કુમાર)

એઓ જ્ઞાતે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ અને મૂળ વતની હળવદના છે. એમનો જન્મ લીંબડી (કાઠિયાવાડ)માં સં. ૧૯૫૯ના ચૈત્ર સુદ ૨ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ રતનજી મૂળજી ત્રિવેદી અને માતાનું નામ મોતીબાઈ હરજીવન પાઠક છે. એમનું લગ્ન સં. ૧૯૭૮ માં હળવદમાં સૌ. તારાગૌરી સાથે થયું હતું.

એમનો અભ્યાસ પ્રિવિયસ સુધીનો છે અને હાલમાં તેઓ સિનેમા કંપનીઓમાં સિનરીઓ રાઇટર તરીકે કામ કરે છે; પણ સાથે સાથે વર્તમાનપત્રોમાં નવલકથાઓ લખે છે, જે જનતામાં રસપૂર્વક વંચાય છે.

મહાત્માજીનો પ્રભાવ એમના જીવનપર ખૂબ પડેલો છે. સન ૧૯૨૦માં અસહકારની ચળવળ વખતે એમણે સરકારી શાળા છોડી રાષ્ટ્રીય શાળામાં દાખલ થઇ વિનીતની પરીક્ષા પાસ કરી હતી. પછી વિદ્યાલયમાં જોડાયલા; પરંતુ રાજકીય પ્રવૃત્તિમાં પડતાં તે અભ્યાસ પડતો મૂક્યો હતો.

તે પછી વર્તમાનપત્રોમા લખવાનું શરૂ કર્યું હતું અને તંત્રીઓ એમના લેખો, વાર્તાઓ વગેરેને સ્થાન આપી, એમના લેખનકાર્યને ઉત્તેજતા હતા. એમાં 'સાંજ વર્તમાન'ના સહતંત્રી શ્રીયુત પ્રભુદાસ લાધાભાઈ મોદી અને 'વીસમી સદી'ના તંત્રી શ્રીયુત ગુલામહુસેન હાજીમહમદ શિવજી તથા નવચેતનના તંત્રી શ્રીયુત ચાંપશી ઉદેશીએ આ ઉગતા કલાકારને પ્રકાશમાં લાવવા માટે સારો ઉત્સાહ દર્શાવી પ્રયાસ કર્યો હતો અને આજે સાહિત્યના જગતમા આ તંત્રીઓના પ્રોત્સાહનથી જ તેઓ ચમકે છે તેમ ઉપકારસહ જણાવે છે.

વર્તમાનપત્રોમા કીર્તિ પ્રાપ્ત થતાં, તેમણે ચલ ચિત્રોના ક્ષેત્રમાં ઝંપલાવ્યું છે અને અહિં પણ એમણે સારી નામના મેળવી છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ હંસા યાને મહનો ભેદ | સન ૧૯૨૬ |
| ૨ મહારાષ્ટ્ર કેસરી | ,, ૧૯૨૭ |
| ૩ સમાજનો સડો | ,, ૧૯૨૮ |
| ૪ રૂઢિનાં બંધન | ,, ૧૯૨૯ |

| | | |
|---|---|---|
| ૫ ડગમગતી મહેલાત | ,, | ૧૯૨૯ |
| ૬ હવસના ગુલામ | ,, | ૧૯૩૦ |
| ૭ આઝાદીના જંગ | ,, | ૧૯૩૧ |
| ૮ સોરઠી શૌર્યકથાઓ | ,, | ,, |
| ૯ મોગલ દરબારના ભેદ ભરમો | ,, | ,, |
| ૧૦ ધીખતા અંગારા | ,, | ૧૯૩૨ |
| ૧૧ સોરઠી પ્રેમકથાઓ | ,, | ,, |

## અંબાલાલ નૃસિંહલાલ શાહ

એઓ જ્ઞાતે વિશા ખડાયતા વૈષ્ણવ વણિક અને અમદાવાદ પાસે હળધરવાસના (મહીકાંઠા એજન્સી) વતની છે. એમનો જન્મ તા. ૨૯ મી ઑગષ્ટ ૧૮૯૮ ના રોજ હળધરવાસમા (સ્વ મણિકાન્તની જન્મભૂમિ—જેમનુ સંક્ષેપ જીવનચરિત્ર એમણે લખ્યુ છે ) થયો હતો. એમના પિતાનું નામ નૃસિંહલાલ ભગવાનદાસ અને માતુશ્રીનું નામ કૃષ્ણાબ્હેન લલ્લુભાઈ હતું. એમનું લગ્ન હળધરવાસમા સન ૧૯૨૦ ના મે માસમા થયુ હતું. એમના પત્નીનું નામ સૌ. રૂક્ષ્મણીબ્હેન છે. નાની વયમા માતપિતા ગુજરી જવાથી એઓ એમના મોસાળમા ઉછર્યા હતા.

પ્રાથમિક શિક્ષણ એમણે હળધરવાસમા લીધુ. તે પછી ઘણીખરી માધ્યમિક અને ઉચી કેળવણી અમદાવાદમા લીધી હતી માત્ર પ્રિવિયસનો અભ્યાસ સામળદાસ કૉલેજ ભાવનગરમા કર્યો હતો

મહાત્માજીએ સત્યાગ્રહની લડત શરૂ કરી ત્યારે તેઓ ગુજરાત કૉલેજમા ઇન્ટર વર્ગમા હતા, તે છોડી દઈને તેઓ ગુજરાત વિદ્યાપીઠમા દાખલ થયા ત્યા એમણે "ભાષા વિશારદ" ની ઉપાધિ પ્રાપ્ત કરી હતી. વળી ડ્રોઈંગમા ફર્સ્ટ ગ્રેડ અને સેકન્ડ ગ્રેડ તથા ઇન્ટરમીડિએટની પરીક્ષાઓ પાસ કરેલી છે. શાળામા તેઓ ઉંચો નબર રાખતા અને સનાતન ધર્મની પરીક્ષાઓ લેવાતી તેમા પણ તેમને ઇનામો મળ્યા હતા.

વિદ્યાપીઠમાથી છૂટા પડયા પછી સુરત જીલ્લામા આવેલા ચિખલીથી માંડી તે કચ્છમા અજાર સુધી ન્હાના મોટા ગામોમા શિક્ષક તરીકે તેમણે કાર્ય કર્યું છે. થોડાક સમય પર કલકત્તામા મેસર્સ જીવણલાલ (૧૯૨૯) લી. હસ્તકની ભવાનીપુર ગુજરાતી શાળામા આચાર્ય તરીકે નિમાયલા અને હમણા એ પેઢીના શેઠ રામજીભાઈ મુબાઈ આવી વસતા તેઓ તેમના સેક્રેટરી તરીકે કામ કરે છે.

એમના જીવન પર મહાત્માજીએ બહોળી અસર કરી છે.

એમના પ્રિય પુસ્તકો કલાપીનો કેકારવ અને સરસ્વતીચદ્ર છે.

કવિતા રચવાનો છંદ ન્હાનપણથી લાગેલો. ચોથા ધોરણમા હતા ત્યારે 'વૈશ્ય પત્રિકા' મા એક કવિતા લખી મોકલી હતી.

જૂદાં જૂદાં માસિકો જેવાં કે, સાહિત્ય, બુદ્ધિપ્રકાશ, ખડાયતા મિત્ર, નવચેતન, શારદા વગેરેમાં એમના લેખો પ્રસિદ્ધ થયલા છે અને એમનું અનુવાદ પુસ્તક 'ગરીબાઇનો ગજબ' પ્રથમ "ગુજરાતી પંચ" અઠવાડિકમાં કટકે કટકે પ્રસિદ્ધિ પામ્યું હતું.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ ગરીબાઇનો ગજબ * | સન ૧૯૨૯ |
| ૨ જાલીમ જલ્લાદ | ,, ૧૯૩૦ |
| ૩ હૃદય જ્વાળા | ,, ૧૯૩૨ |

* રેનોલ્ડઝનો ભાવાનુવાદ.

## રા. સા. ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ

એઓ વાલ્મિક કાયસ્થ જ્ઞાતિના અને સુરતના વતની છે. જન્મ પણ ત્યાં જ તા. ૨૬ મી નવેમ્બર ૧૮૬૯ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ પ્રાણલાલ સુરજલાલ ખાનસાહેબ અને માતાનું નામ ગંગાગૌરી હતું. એમનું લગ્ન સન ૧૮૮૪માં કમળાબ્હેન તે ઓગ્ઝવલાલ નગીનદાસના પુત્રી સાથે થયું હતું.

એમણે ગૂજરાતી શિક્ષણ નારણ મહેતાજીની ગામઠી શાળામાં લીધેલું અને અંગ્રેજીનો અભ્યાસ સુરતની સરકારી હાઇસ્કૂલમાં કર્યો હતો. એમના સમયમાં સુરતમાં જાણીતા થએલા ઉત્તમરામ નરભેરામ મહેતાજી હેડમાસ્તર હતા અને રા. સા. ખાનસાહેબ એમના ખાસ પ્રીતિપાત્ર શિષ્ય હતા. તે સમયે અપાતી માસિક સ્કૉલરશીપ તથા ઈનામો મેળવી એઓ સન ૧૮૮૬ માં મેટ્રિક પાસ થયા.

મેટ્રિક્યુલેશન પસાર કર્યા પછી મુંબઇ એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થઇ ત્યાંથી સન ૧૮૮૯માં તેઓ અંગ્રેજી અને ફારસી સાથે બી એ. થએલા. અભ્યાસ દરમિયાન રૂપિયા વીસની સ્કૉલરશીપ પણ મેળવેલી. કૉલેજમાં એમણે એમની વકતૃત્વકળાથી પ્રોફેસરોની પ્રીતિ સંપાદન કરી હતી. એમણે ફારસી ભાષાનું સંગીન જ્ઞાન મેળવ્યું હતું અને એ ભાષા પર એમણે એટલો કાબૂ મેળવ્યો હતો કે એઓ તેમાં વાતચીત પણ કરી શકે. કૉલેજના દિવસોમાં તો એમણે ફારસી ભાષામાં નાની કવિતાઓ પણ રચી હતી. આમ છતાં ગૂજરાતી સાહિત્યના શોખને લઇ ગૂજરાતી ભાષા ઉપર પણ એવો અજબ કાબૂ મેળવ્યો છે કે એમના ગૂજરાતી લેખો અને એમનાં ભાષણોથી એમજ ખાતરી થાય કે એમની બીજી ભાષા સંસ્કૃત જ હોવી જોઇએ.

આ પછી સરકારી નોકરીની અનેક લાલચો જતી કરીને 'ધંધામાં ઉચો પણ વેપારમાં નબળો' એવો શિક્ષકનો ધંધો સ્વીકાર્યો અને સન ૧૮૯૪ માં સુરતની 'ધી ઇગ્લીશ' (તે હાલની તાપીદાસ અને તુલસીદાસ સાર્વજનિક હાઇસ્કૂલમાંથી) સ્કૂલમાં જોડાયા અને સન ૧૯૩૧માં વાનપ્રસ્થ થયા. આ રીતે એમની લગભગ આખી જિંદગી એક શિક્ષક તરીકે વ્યતીત થયેલી છે અને એક ઉત્તમ શિક્ષક તરીકે તેમની ગણના થાય છે. સ્વ. ચૂનીલાલ શાહ પછી સુરતમા શિક્ષક તરીકે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હોય તો મંચેરશાહ કેકોબાદ અને એઓ પોતે છે.

એમનો પ્રિય વિષય સાહિત્ય છે. ગોલ્ડસ્મિથનાં પુસ્તકો એમને બહુ પ્રિય છે, અને ગોવર્ધનરામે એમના જીવન પર અસર કરી હતી તેમ એમનું કહેવું છે.

સ્વભાવે તેઓ શરમાળ અને ઓછાબોલા તેથી જાહેરમાં જવલ્લેજ આવે છે પણ જ્યારે જાહેર તખ્તા ઉપરથી તેઓ બોલે છે ત્યારે તો શ્રોતાજનોને ખરેખર, મુગ્ધ કરી નાખે છે. એક વખત સૂરત સાર્વજનિક કૉલેજના પ્રિન્સિપાલ શ્રીયુત ગાડગીલે તેઓને માટે સાચું જ કહ્યું હતું કે તેઓ સુરતમાંના જુજ આજન્મ–નૈસર્ગિક–વક્તાઓમાંના એક છે.

એમનો શાંત સ્વભાવ અને શિક્ષણસેવા જેવા એકમાર્ગી ધંધામાં હોવા છતાં સન ૧૯૨૭માં સરકારે એમને રાવસાહેબનો ઈલ્કાબ આપી સરસ્વતીના એ અનન્ય ઉપાસકની કેળવણીના ક્ષેત્રમાં કરેલી નિઃસ્વાર્થ સેવાની કદર કરી હતી. આ પ્રસંગે નાનેમોટે હોદ્દે ચડેલા અને દૂર દૂર જઈ વસેલા એમના અનેક વિદ્યાર્થીઓ તરફથી અભિનંદનના પત્રો ને તારો આવ્યા હતા, એ વિદ્યાર્થીઓમાં કેટલા પ્રિય હતા તે દર્શાવવા બસ થઈ પડશે.

વળી, મુંબાઈની યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં એઓ ગૂજરાતી અંગ્રેજીના પરીક્ષક, અંગ્રેજીના પેપર સેટર અને મૉડરેટર થયા, તેમજ અલ્હાબાદ યુનિવર્સિટી તરફથી લેવાતી અજમેર અને ગ્વાલીઅરની મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ગૂજરાતીના પરીક્ષક તરીકે એમની પસંદગી થાય છે, એજ એમની એ વિષયની પારંગતાનું તેમ એમની પ્રતિષ્ઠાનું સૂચક ચિહ્ન છે.

એમણે ઝાઝું લખવાનો યત્ન કર્યો નથી આમ છતા જે પ્રકાશન પામ્યું તેમાં એમના 'Hints on the study of Gujarati' અને 'સાહિત્ય રત્ન' આ બે ગ્રંથો ખાસ જાણીતા છે. 'સાહિત્ય રત્ન' તો ગૂજરાતી સાહિત્યના ગદ્યપદ્યના જે સંગ્રહો બહાર પડયા છે તેમાં સહેજે અગ્ર સ્થાન મેળવી લે છે અને એ સંગ્રહમા ગૂજરાતી ગદ્યપદ્ય સાહિત્યના ઉત્તમ નમુના પસંદ કરી જે વાનગી પીરસી છે એ પસંદગી જ એ વિષય પ્રત્યેનું એમનું ઉંડું જ્ઞાન સાબિત કરી દે છે. આ બે પુસ્તકો વાચીને પાસ થએલા અનેક વિદ્યાર્થીઓ ગૂજરાતમા ઠેરઠેર મળી આવશે.

**: એમની કૃતિઓ :**

| | | |
|---|---|---|
| ૧. | Hints on the Study of Gujarati | સન 1904 |
| ૨. | સાહિત્ય રત્ન | ,, ૧૯૦૯ |
| ૩. | Easy English Unseen | ,, 1922 |

## ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત

એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ (કોકણા) અને સુરતના વતની છે. એમનો જન્મ સુરતમાં સન ૧૮૫૧માં થયો હતો. એમના પિતાનું નામ લલિતાનંદ અને માતુશ્રીનું નામ ગીરજાગવરી હતું. એમનું લગ્ન સન ૧૮૭૩ માં સૌ. ઇન્દિરાગૌરી તે ગંગાશંકર મણિશંકર શુકલની પુત્રી સાથે થયું હતું. એમના પિતા લલિતાનંદને સંસ્કૃત તથા વેદશાસ્ત્ર અને ન્યાયનો ગાઢો અભ્યાસ હતો. એ સમયે સંસ્કૃતમાં મળતું શિક્ષણ જેમકે વર્ણોચ્ચાર, અષ્ટાધ્યાયી, ઋગ્વેદના કેટલાંક સૂત્રો, યજુર્વેદની તૈત્તરીય શાખાની રૂદ્રિ વગેરેનું એમણે લીધું હતું. તે ઉપરાંત મરાઠી પુસ્તક શિખ્યા હતા; અને અંગ્રેજીમાં લીટલ ગો (હાલની પ્રિવિયસ અગર F. Y. A.) સુધી અભ્યાસ કર્યો હતો.

એમણે કસ્ટમ ખાતાના એકાઉન્ટન્ટ તરીકે ખારાઘોડા, ખંભાત, ઘોઘા અને મુંબાઇ વગેરે મુકામે નોકરી કરી હતી. મુંબાઇમાં મોટે ભાગે રહ્યા હતા; હાલમાં પેન્શનર છે અને સુરતમાં રહે છે.

લેખનવાચનનો સારો શોખ છે. વેદ અને કાવ્ય એમના પ્રિય વિષયો છે. એમના ઉપર એમના માતાપિતા ઉપરાંત કવિ નર્મદ અને સ્વામી દયાનંદની બહોળી અસર થવા પામી હતી. રોમન અને ગ્રીક ઇતિહાસના અભ્યાસથી એમના કાવ્ય ઉપર સ્વદેશાભિમાન અને વીર રસની ઉંડી અસર થવા પામી હતી.

એઓ કવિ તરીકે પંકાયલા છે, અને એમનાં કવિતાનાં પુસ્તકો કાવ્યાનંદનિધિ ભાગ ૧ થી ૪ છપાયલા છે. ધર્મ વિષયમાં પણ એમની પ્રવૃત્તિ એ જ રીતે પ્રગતિમાન રહેલી છે. તે એમના પુસ્તકોની સુચી, નીચે આપી છે તે પરથી માલમ પડશે.

વીર રસની અને શૃંગારની કવિતા એમણે લખી રાખેલી છે. પણ તે છપાવવા હજી બન્યું નથી. હમણાં આંખે ઝાંખું દેખાય છે તેથી લખવા કરવાનું કામ મંદ પડયું છે.

**:: એમની કૃતિઓ ::**

| | |
|---|---|
| ૧ શ્રી પાતાંજલ યોગસૂત્રનો આશય | સન ૧૯૨૩ |
| ૨ રૂદ્રાધ્યાય | „ ૧૯૨૪ |

| | |
|---|---|
| ૩ કાવ્યાનંદનિધિ ભાગ ૧ | સન ૧૯૧૪ |
| ૪ ,, ,, ૨ | ,, ૧૯૨૩ |
| ૫ ,, ,, ૩ | ,, ૧૯૨૮ |
| ૬ ,, ,, ૪ | ,, ૧૯૨૯ |
| ૭ મંત્ર રહસ્ય સ્પષ્ટીકરણ | ,, ૧૯૨૭ |
| ૮ બ્રહ્મસૂત્ર વેદાંત દર્શન | ,, ૧૯૨૫ |
| ૯ મેન્યુઅલ ઑફ ગ્રીક, રોમન, ઇંગ્લિશ અને ઇંડિયન હિસ્ટરી (અંગ્રેજીમાં) | ,, ૧૮૬૮ |



## કનુભાઇ હકુમતરાય દેસાઇ

એઓ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય અને અમદાવાદના વતની છે. જન્મ તા. ૧૨ મી માર્ચ સન ૧૯૦૭ ના રોજ અમદાવાદમાં થયો હતો. એમના પિતાનું નામ હકુમતરાય હરિલાલ દેસાઈ અને માતુશ્રીનું નામ હીરાબ્હેન, તેઓ અમદાવાદના પ્રસિદ્ધ વકીલ જયંતિલાલ નરભેરામ ઠાકોરના બ્હેન થાય.

એમણે ત્રણ વરસ ગુજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કરેલો. એમનો જીવન—વ્યાસંગ ચિત્રકળા છે. બે વર્ષ "કુમાર કાર્યાલય" માં એમણે ચિત્રકળાનું શિક્ષણ લીધેલું. તેના પ્રમાણના આધારપર ગુજરાત વિદ્યાપીઠે સ્કોલરશીપ આપી તેમને કવિવર ટાગોરના શાન્તિનિકેતનના કળા ભવનમાં અભ્યાસ માટે મોકલ્યા હતા; જ્યાં એમણે શ્રી. નંદલાલ બસુ પાસે ચિત્રકળામાં વિશેષ પ્રાવિણ્ય મેળવ્યું. સાથે નૃત્યકળાનો શોખ કેળવ્યો અને ગુજરાતમાં તેનો પ્રચાર કરવા માંડયો.

હમણાં સુધી ગુજરાતના ચિત્રકારો પરપ્રાંતોમાં ભાગ્યેજ જાણીતા હતા. પરંતુ રવિશંકર રાવલે કુમાર કાર્યાલય સ્થાપ્યા પછી એ ક્ષેત્રમાં ગુજરાત જાણીતું થવા લાગ્યું છે. તેમની સંસ્થાના એક નમૂનેદાર પ્રતિનિધિ તરીકે કનુ દેસાઈને રજુ કરી શકાય.

એમની કૃતિઓ માટે એમને જુદાં જુદાં પ્રદર્શનોમાં પ્રશંસાપત્રો અને ચાંદો મળેલા છે. એટલું જ નહિ પણ હાલમાં તેમની ગણના હિંદના ઉચી કોટીના હિંદી ચિત્રકારોમાં થાય છે. ગાંધીજી અને તેમના જીવન—પ્રસંગોના ચિત્ર દોરવામાં કનુ દેસાઈ એકલા હિંદી ચિત્રકાર તરીકે આગળ આવેલ છે; અને એ ચિત્રો બહુજ હૃદયંગમ ગણાયાં છે. ગુજરાતના ઇતિહાસમાં તે ચિત્રોનું ચોક્કસ સ્થાન છે. કળાવિવેચક શ્રીયુત ન્હાનાલાલ મ્હેતા અને આર્ટ ક્રિટિક રા. કનૈયાલાલે એમના ચિત્ર—પુસ્તકોની પ્રસ્તાવના લખી આપી છે. ગુજરાતી ચિત્રકારના પ્રકાશન સાથે વિદ્વાનો મિમાંસા લખે એ ગૌરવની વાત છે.

એમનું છેલ્લું પુસ્તક "મહાત્મા ગાંધી" ચિત્રોમાં ફાધર એલ્વીનના ઉપોદ્દઘાત સાથે બહાર પડયું છે. તે એટલું ઉત્તમ ગણાયું છે કે યુરોપાદિ પાશ્ચાત્ય દેશોમાં તેની ખૂબ માંગણી થયેલી છે.

એ પુસ્તકના વિદ્વાન લેખક જેટલોજ યશ અને પ્રશંસા કનુ દેસાઈને મળ્યાં છે. આનંદજનક હકીકત એ છે કે એ પુસ્તક ઇંગ્લાંડની સંસ્થા માટે ગુજરાતની પ્રસિદ્ધ કુમાર પ્રિન્ટરીમાં છપાયું છે. કનુ દેસાઈના લગભગ બધાં જ પ્રકાશનો ઉપરોક્ત સ્થળે છપાયાં છે અને તેથી એ પુસ્તકો રૂપરંગમાં બહુજ શિષ્ટતા પામ્યાં છે. આવી સુંદર શરૂઆતવાળી કારકિર્દીવાળા એ યુવાન કળાકાર માટે હજુ વિશાળ ભાવિક્ષેત્ર પડ્યું છે.

## : એમની કૃતિઓ :

| | સન |
|---|---|
| ૧ સત્તર છાયા ચિત્રો | ૧૯૨૯ |
| ૨ ભારત પુણ્ય પ્રવાસ | ૧૯૩૧ |
| ૩ મહાત્મા ગાંધી | ૧૯૩૨ |
| ૪ તેર ત્રિરંગી ચિત્રો–"water colours" | ૧૯૩૨ |
| ૫ મહાત્મા ગાંધી ( હિંદુસ્તાન માટે ) | " |

## ગગનવિહારી લલ્લુભાઇ મહેતા

એમનો જન્મ અમદાવાદમાં સંવત્ ૧૯૫૬ માં ચૈત્ર શુક્લપક્ષની પૂર્ણિમાના દિવસે ( ઇ. સ. ૧૯૦૦ ની ૧૫મી એપ્રિલે ) અમદાવાદમાં થયો હતો. એમનું મૂળ વતન ભાવનગર છે. એમના પિતા સર લલ્લુભાઈ સામળદાસ, હિન્દના એક અગ્રેસર નેતા, જેમની સેવા સહકારી હિલચાલમા અદ્વિતીય લેખાય છે અને મુંબાઇની ઘણી ઔદ્યોગિક કંપનીઓ સાથે તેઓ ડિરેક્ટર તરીકે જોડાયલા હોય છે. ખાસકરીને વડોદરા બેન્કના બૉર્ડના પ્રમુખ તરીકે એમનું કાર્ય જાણીતું છે. એમનાં માતુશ્રીનું નામ સ્વ. સૌ. સત્યવતી, તે પૃથુરાજ રાસા અને મેઘદૂતના કર્તા સ્વ. ભીમરાવ ભોળાનાથનાં પુત્રી હતાં. આમ ભાવનગર અને અમદાવાદનાં બે પ્રસિદ્ધ કુટુંબના સંસ્કાર જન્મથી એમને પ્રાપ્ત થયેલા; અને એમનું લગ્ન એવા જ એક ત્રીજા વિખ્યાત સુધારક કુટુંબ સ્વ. સર રમણભાઈ નીલકંઠનાં ત્રીજા પુત્રી સૌ. સૌદામિનીબ્હેન, બી. એ., સાથે ઇ. સ. ૧૯૨૪ માં થયાં છે.

જે ઉત્તેજક સંસ્કારી વાતાવરણમાં એ ઉછરેલા એનું સુંદર પરિણામ એમના અભ્યાસમાં નજરે પડે છે.

એમણે માધ્યમિક કેળવણી મુંબાઈમાં ન્યુ હાઈસ્કુલમાં લીધેલી અને ત્યાં સારા અભ્યાસ અને વર્તન બદલ ચાંદ પ્રાપ્ત કરેલો. કૉલેજનો અભ્યાસ એલ્ફીન્સ્ટન કૉલેજમાં કરેલો; અને બી. એ. ના વર્ગમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયોમાં ચારે પરીક્ષાઓમાં પ્રથમ આવવા માટે કૉલેજનું ઇનામ મેળવ્યું હતું. સન ૧૯૨૧ માં તેઓ એ જ વિષયમાં બીજા વર્ગમાં ઑનર્સ સાથે બી. એ. થયા હતા.

ત્યારબાદ ઇંગ્લંડ વધુ અભ્યાસ કરવા માટે ગયેલા; અને લંડન સ્કૂલ ઑફ ઇકૉનોમિક્સમાં દાખલ થયેલા. અહિં તેઓએ પ્રો૰ લાસ્કીના હાથ નીચે શિક્ષણ લીધું હતું. પ્રો૰ હૉબહાઉસ, પ્રો૰ ગ્રેહેમ વૉલેસ, બરટ્રાંડ રસેલ જેવા સમર્થ વિચારકોના નિકટ સહવાસમા આવવાનો પ્રસંગ મળ્યો હતો. પરંતુ તબિયત નાદુરસ્ત થતાં, અભ્યાસ સંપૂર્ણ કર્યા વગર હિન્દ પાછા ફરવું પડ્યું હતું.

એમણે સન ૧૯૨૮ માં "બટ્રાંડ રસેલની સામાજિક ફિલસુફી" એ

વિષય પર એક નિબંધ રજુ કરીને મુંબાઈ યુનિવર્સિટીની એમ. એ. ની ડીગ્રી ફર્સ્ટ ક્લાસમાં લીધી હતી.

બર્ટ્રાંડ રસેલ, પ્રૉ. હેરૉલ્ડ લાસ્કી, પ્રૉ. ટૉની અને પ્રૉ. હૉબહાઉસ એમના પ્રિય લેખકો છે; અને બર્નાડ શૉ માટે એમને વિદ્યાર્થી અવસ્થાથી પ્રેમ છે. હાસ્યરસિક લેખકોમાં એમને સ્ટીફન લીકૉક તરફ પક્ષપાત છે.

એમની હાસ્યરસિકતા એમના લેખોમાં અનુભવાય છે; અને તે એકલા ગુજરાતી લેખોમાં જ નહિં પણ અંગ્રેજીમાં પણ ખરી. ૧૯૨૩ માં આચાર્ય ગીદવાણીના "To-Morrow" માસિકમાં "The Viceroy of To-morrow" તેમજ "બૉમ્બે ક્રૉનિકલ" આદિ પત્રોમાં "A Letter to S. R. Das," "The Masses" વગેરે ઘણા અંગ્રેજી હાસ્યજનક લેખો લખ્યા છે; અને જેઓએ એમનો દિલ્હીની ધારાસભાને વિશેનો લેખ કલકત્તામાં સાપ્તાહિક 'Indian Finance-(ઇંડિયન ફાઇનેન્સ)'માં વાંચ્યો હશે તે એની સાખ પૂરશે. સાહિત્યની દૃષ્ટિએ એમનો 'બે ચિત્રો' નામક લેખ 'કૌમુદી'ના કલાપી અંકમાં પ્રગટ થયલો એ વિદ્વાનોની પ્રશંસા પામ્યો હતો.

અને આ યુગમાં ગાંધીજીની અસરમાંથી કોણ મુક્ત રહ્યું છે? ગાંધીજીના મન્તવ્યો વિશે એમણે 'પ્રસ્થાન'માં "ગાંધીજી અને લેનિન" વિષે લખેલો લેખ જોવા જેવો છે અને "કરાંચીની મહાસભા" વિષેનુ એમનું વૃત્તાંત, જેમ માહિતીપૂર્ણ અને તાદસ્થ તેમ તટસ્થ વૃત્તિથી લખાયલું, જેની તારીફ થયલી અમારા જાણવામાં છે. એમણે ૧૯૨૦માં લખેલું "હડતાળ"નું નાટક વિદ્યાર્થીઓનાં તથા યુવકોનાં મંડળો ભજવે છે.

એમણે લગભગ બે વર્ષ સુધી (૧૯૨૩–૧૯૨૫) "બૉમ્બે ક્રૉનિકલ" પત્રમાં ઉપતંત્રી (એસિસ્ટંટ એડિટર) તરીકે કામ કર્યું હતું.

હાલમાં તેઓ સિંધીઆ સ્ટીમ નેવિગેશન કંપનીની કલકત્તા ઑફીસમાં મેનેજર છે; અને ત્યાં એમણે એમની કાર્યદક્ષતા, બાહોશી અને બુદ્ધિશક્તિ વડે વેપારી આલમમાં જ નહિ પણ ત્યાંના શિક્ષિત સમાજમાં ઉંચું સ્થાન મેળવ્યું છે. તેઓ કલકત્તાની ઇન્ડિયન ચેમ્બર ઑફ કૉમર્સ તરફથી પોર્ટ કમિશનર ચૂંટાયેલા છે અને ચેમ્બરના પ્રતિનિધિ તરીકે પોર્ટ ટ્રસ્ટપર છે.

"ઇન્ડિયન ફાઈનેન્સ"માં એમના હાસ્યરસિક લેખો તથા અવલોકનો વારંવાર પ્રગટ થાય છે; અને મોડર્ન રિવ્યુમાં હાલના રાજદ્વારી પ્રશ્ન વિષે

લખાયલા એમના લેખે ("Equality of Trading Rights") ઘણાનું ધ્યાન ખેંચ્યું હતું.

એ ઉપરાંત ત્યાંના દૈનિક પત્રો "લીબર્ટી," "એડવાન્સ", વગેરેમાં પ્રસંગોપાત્ એમના લેખો પ્રગટ થાય છે.

આ તો એમની કારકિર્દીની શરૂઆત છે; પણ તે એમના ઉજ્જવળ ભાવિના સુચક ચિહ્નો છે.

એમનું ગુજરાતી પુસ્તક "આકાશનાં પુષ્પો" તાજેતરમાં પ્રસિદ્ધ થયું છે તે પણ સાહિત્યરસિક વર્ગમાં સારો આદર પામ્યું છે.

આપણે ઇચ્છીશું કે એમને જે ઇશ્વરદત્ત શક્તિ વરેલી છે અને જે સંસ્કારિતા અને વિદ્વતા પ્રાપ્ત કરેલાં છે, તેનો લાભ એઓ એમના પિતાશ્રીને પગલે ચાલીને, લેખો અને ગ્રંથો લખીને અને જનતાની સેવા કરીને આપે.

: એમની કૃતિ :

૧ આકાશના પુષ્પો સન ૧૯૩૨.

## ગુણવંતરાય આચાર્ય

એઓ જાતે વડનગરા નાગર બ્રાહ્મણ અને જામનગરના વતની છે. જન્મ જેતલસર કેમ્પમાં તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૦૨મા રોજ થયો હતો. એમના પિતાનું નામ પોપટભાઈ અને માતાનું નામ જમનાબાઈ ભાણશંકર ત્રિવેદી છે. એમનું લગ્ન સન ૧૯૨૦ માં અમરા ભાયાણીમાં સૌ. નિર્મળાબ્હેન મોહનલાલ શુકલ સાથે થયું હતું.

નડિયાદ હાઇસ્કુલમાથી તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી હતી. પછી કૉલેજમાં જોડાયલા, પ્રતિકૂળતાથી અભ્યાસ પડતો મૂકવો પડયો હતો.

હમણાં તેઓ 'ફુલ છાબ' નામનું અઠવાડિક કાઢે છે અને 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના ઉપતંત્રી છે; જો કે ચાલુ રાજકીય ચળવળના અંગે તેનું પ્રકાશન બંધ પડેલું છે.

શ્રીયુત મેઘાણી, અમૃતલાલ શેઠ, કકલભાઈ કોઠારીના નિકટ સંસર્ગમાં આવી, એમનું જીવન તેમના વિચાર અને ભાવનાથી રંગાયું છે.

જાણીતો અપ્ટન સિંક્લેર એમનો પ્રિય લેખક છે; અને શ્રીમતી નિર્મળાબ્હેન પણ એમના જીવનમાં માર્ગદર્શક નિવડયાં છે.

'ભૂતકાળના પડછાયા' એ નામનું ટુંકી વાર્તાનું પુસ્તક તાજું જ બહાર પડ્યું છે, એ એમની કલમ–શક્તિનો પરિચય કરવા બસ છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. સોરઠી સમશેર, ભા. ૧–૨ | સન |
| ૨. પીરમનો પાદશાહ | „ |
| ૩. કચ્છમાં ક્રાન્તિ | „ |
| ૪. રાજસ્થાની ભૂતાવળ × | „ |
| ૫. ભૂતકાળના પડછાયા | „ |

× ચેપટલાલ લવજી સુદરકૃત 'Indian Princes under British Protection'નો અનુવાદ, બાકીના પુસ્તકો ચાર મૌલિક છે.

## ગોકુલદાસ દ્વારકાંદાસ રાયચુરા

એઓ લોહાણા જ્ઞાતિના અને વતની ચોરવાડના છે. એમનો જન્મ બાલાગામ (સોરઠ)માં સન ૧૮૯૦ માં થયો હતો. એમના પિતાનું નામ દ્વારકાંદાસ પીતાંબરભાઇ રાયચુરા અને માતાનું નામ મોતીબાઇ હતું. એમના પિતાશ્રી એક કુશળ વાર્તાકાર હતા અને માતુશ્રીનો કંઠ પણ સુમધુર હતો, (આજે સીત્તેર વર્ષની ઉમરે પણ સુંદર ગીતો ગાઇ શકે છે) જે બંને ગુણો ભાઈશ્રી રાયચુરાને વારસામાં મળેલા માલુમ પડે છે.

સાહિત્યવાચનનો શોખ મૂળથી અને મુંબાઇના વસવાટ દરમિયાન તેને ખૂબ પોષણ મળેલું. ધંધો શેરબજારનો પણ આકર્ષણ સાહિત્યનું તેથી એમણે પ્રતિજ્ઞા કરેલી કે બત્રીસમે વર્ષે બધું કામકાજ છોડીને જન-સેવામાં અને સાહિત્ય સેવામાં ઝંપલાવવું; અને બન્યું પણ એમ છે કે મુકરર તારીખના એક વર્ષ આગમચ એમણે સેવાજીવન ગ્રહણ કર્યું.

સન ૧૯૨૪માં સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગરમાં મળી તે વખતથી 'શારદા' માસિક અસ્તિત્વમાં આવ્યું અને અત્યારે તે ગુજરાતી જનતાનું એક માનીતું માસિક થઇ પડ્યું છે.

તે પૂર્વે સન ૧૯૧૫ મા 'રાસમંદિર' અને સન ૧૯૨૧માં 'નવ ગીત' એ બે કાવ્ય પુસ્તકો એમનાં પ્રકટ થયાં હતાં.

ત્યારપછી લોકવાર્તા સાહિત્ય અને નવલકથાનાં પુસ્તકો એમના તરફથી લગભગ દર વર્ષે પ્રસિદ્ધ થતાં રહ્યાં છે; અને તે સઘળાં આનંદ-દાયક અને સ્ફૂર્તિદાયક માલુમ પડશે.

પોતે ગાંધીના અનુયાયી છે અને મહાત્માજીના સિદ્ધાંતોનો પ્રચાર જનતામાં વધારવાને ખૂબ શ્રમ લે છે.

પરંતુ એમનું જાણીતું અને મહત્વનું કાર્ય તે લોકસાહિત્યનો પુનરુદ્ધાર છે. વાર્તા માંડવાની એમની લઢણ આપણને પ્રાચીન શૈલીનું સ્મરણ કરાવે છે, તેમ એમને દુહા લલકારતા સાંભળવા એ પણ એક લિજ્જત છે; તેમાં એમનો બુલંદ અને મીઠો સાદ ભળી જઇ કંઇ અનેરો રસ જમાવે છે.

સોરઠ પ્રદેશનું ગૌરવ અને મહત્તાનું ભાન આપણને એમનું લોકવાર્તા

સાહિત્ય વાંચતાં–સાંભળતાં થાય છે; અને એ વસ્તુને કોઇએ આગળ આણી હોય તો તેનું માન શ્રીયુત મેઘાણી સાથે રા. રાયચુરાને છે.

## :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. રાસ મંદિર (બે આવૃત્તિ) | સન ૧૯૧૫ |
| ૨. નવ નીત | „ ૧૯૨૧ |
| ૩. રાયચુરાની રસિલી વાર્તાઓ (બે આવૃત્તિ) | „ ૧૯૨૫ |
| ૪. કાઠિયાવાડની લોકવાર્તાઓ ( „ „ ) | „ „ |
| ૫. સ્નેહપૂર્ણા ભા. ૧ | „ ૧૯૨૭ |
| ૬. વ્યાસજીની વાર્તાઓ | „ ૧૯૨૮ |
| ૭. કાઠિયાવાડી દુહા | „ „ |
| ૮. રસિયાંના રાસ | „ „ |
| ૯. સોરઠી વીરાંગનાની વાર્તાઓ | „ „ |
| ૧૦. દાલ ચીવડાની દસ વાર્તાઓ | „ ૧૯૨૯ |
| ૧૧. પારેવાં | „ „ |
| ૧૨. પ્રેમ લીલા, ભા. ૧ | „ ૧૯૩૧ |
| ૧૩. ગાંધીયુગની વાર્તાઓ | „ „ |
| ૧૪. મહીપાલ દેવ | „ ૧૯૩૨ |
| ૧૫. દાલ ચીવડાનો દાયરો | „ „ |

## ચતુરભાઇ શંકરભાઈ પટેલ

એઓ જાતે લેઉઆ પાટીદાર છે. વવારી તાલુકે આણંદ એમનુ વતન છે. એમનો જન્મ એમના મોસાળ બેડવા (તાલુકે આણંદ)મા સં. ૧૯૫૭ના માણેકઠારી પૂનમના દિવસે થયો હતો. એમના પિતાનુ નામ શંકરભાઈ મૂળજીભાઈ અને માતાનુ નામ હીરાબા છે. લગ્ન ભાલેજ (તા આણંદ)મા થયુ હતું અને એમના પત્નીનુ નામ સૌ. પુષ્પાવતી છે.

પ્રાથમિક કેળવણી બેડવામા લીધી હતી, અને વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષામા ઉત્તીર્ણ થયા હતા. તે પછી નડિયાદ ગવર્નમેન્ટ હાઇસ્કૂલમા માધ્યમિક કેળવણી લીધેની સન ૧૯૧૯ મા મેટ્રીકની પરીક્ષા પાસ કરી હતી. ત્યારબાદ ગુજરાત કૉલેજમા દાખલ થયલા. અહિંથી બી. એ ની પરીક્ષા સન ૧૯૨૩મા સંસ્કૃત અને ગુજરાતી લઇને પાસ કરી હતી. ગુજરાતીમા એમને ફર્સ્ટ ક્લાસ માર્કસ મળ્યા હતા. એમનો અભ્યાસ મૂળથી સારો હોઈ હાઇસ્કૂલમા પહેલો નંબર રાખતા અને કૉલેજમા સ્કોલરશીપ મેળવતા. સન ૧૯૩૦મા ઈંગ્લિશ અને ગુજરાતી સાથે તેમણે એમ. એ ની પરીક્ષા બીજા વર્ગમા પાસ કરી હતી, અને ગુજરાતી મુખ્ય વિષય તરીકે લેનારા વિદ્યાર્થીઓમા સૌથી પહેલા આવ્યા હતા. એમણે પહેલી એલ એલ. બી ની પરીક્ષા આપેલી છે અને ટુંક મુદતમા બીજી એલ એલ. બી. મા બેસવા વકી છે અભ્યાસ દરમિયાન કેટલોક સમય એમણે ડાકોર સંસ્થાન હાઇસ્કૂલમા નોકરી કરી હતી. હાલમા તેઓ વનિતા વિશ્રામ–અમદાવાદ–મા અધ્યાપક નિમાયલા છે.

એમના પ્રિય વિષયો લોકગીત અને ભાષાશાસ્ત્ર છે, ભાષાશાસ્ત્રના અભ્યાસમા દી. બા. કેશવલાલભાઇ તરફથી સારી મદદ મળી હતી; અને એમની છાયા એમના પર પડેલી છે.

એમના છૂટક લેખો અવારનવાર વસત, બુદ્ધિપ્રકાશ, કૌમુદી વગેરેમા આવે છે પણ તે કરતા એક કવિ તરીકે તેઓ વધુ જાણીતા છે. અમદાવાદ સાહિત્ય સભા તરફથી રાસ હરીફાઇમા એમને "શરત્સુદરી" રાસ માટે ઇનામ મળ્યુ હતુ. એમણે 'અર્ઘ્ય કાવ્ય' કવિ ન્હાનાલાલના કનકોત્સવ નિમિત્ત રચ્યુ હતુ. વળી 'વહુ' નામક એમનો ન્હાનકડો લેખ હિંદુ સમાજશાસ્ત્રના અભ્યાસીને વાચવા જેવો જણાશે.

એઓ કલાપીના ઊંડા અભ્યાસી છે, અને અમદાવાદ સાહિત્ય-સભાએ ઉજવેલી કલાપીજયંતિ પ્રસંગે એમણે કલાપી અને તેમનાં કાવ્યો નામનો વિસ્તૃત નિબંધ વાંચ્યો હતો. કવિ ન્હાનાલાલનો પણ એમને સારો અભ્યાસ છે; અને એથી ગુજરાત કૉલેજના પ્રેમભક્તિમંડળના એઓ પ્રથમ પ્રમુખ ચુંટાયા હતા.

: એમની કૃતિ :

| | | |
|---|---|---|
| ૧. અર્ઘ્ય ( કાવ્ય ) | સન | ૧૯૨૭ |

## ચંદ્રવદન ચુનીલાલ શાહ

એઓ જ્ઞાતે દશા પોરવાડ વણિક છે. વતની સુરતના અને જન્મ પણ સુરતમા તા. ૨૨ મી જુનાઈ સન ૧૯૦૫ના રોજ થયો હતો એમના પિતાનું નામ ચુનીલાલ ઘેલાભાઈ શાહ અને માતુશ્રીનું નામ સૌ કમળાગૌરી હતુ એમના પિતાએ સુરતમા ખાનગી ઇગ્લિશ સ્કુલ ચલાવી, તેને એવી આબાદ અને ઉન્નત સ્થિતિમા આણી મૂકી હતી, કે એમાથી સુરતમા સાર્વજનિક કોલેજ ઉદ્‌ભવી છે, અને એમ કહેવુ વધારાપડતુ નથી કે મહારાષ્ટ્રની પેઠે સુરતમા બલ્કે આખા ગુજરાતમા સાર્વજનિક એજ્યુકેશન સોસાઇટી સ્થાપવાનો યશ એમને ઘટે છે. એ સેવાવૃત્તિ અને શિક્ષણ પ્રતિ અનુરાગ એમના ચિર જીવીમા ઉતરેલા જણાય છે એમનુ લગ્ન સન ૧૯૨૮ મા સૌ કુસુમબ્હેન સાથે થયુ હતું

એઓ સન ૧૯૨૬મા ઇતિહાસ અને અર્થશાસ્ત્ર ઐચ્છિક વિષયો લઇને બી. એ થયા હતા સન ૧૯૨૮મા એમ એ. ની પરીક્ષા ઇગ્રેજી અને ગુજરાતી લઇને પાસ કરી હતી, અને સન ૧૯૨૯મા એલએલ બી થયા હતા વધુમા બી ટી. ની પરીક્ષા અગ્રેજી અને ઇતિહાસ સાથે સન ૧૯૩૧મા પ્રથમ વર્ગમા અને પહેલા નબરે તેમણે પાસ કરી હતી. હાલમા તેઓ સાર્વજનિક હાઇસ્કુલમા શિક્ષક છે, અને સાર્વજનિક એજ્યુકેશન સોસાઇટીના આજીવન સભ્ય થયા છે.

ચાલુ વર્ષમા તેઓ સ્કુલ લિવિંગ સર્ટિફીકેટની પરીક્ષામા ઇતિહાસના પરીક્ષક નિમાયા હતા.

મુબાઇ વિદ્યાપીઠની સન ૧૯૩૨ની સ્કુલ લિવિંગ સર્ટિફીકેટ પરીક્ષા માટેનો ગૂજરાતી પદ્યસગ્રહ એમણે તૈયાર કરી આપ્યો હતો અને એ પ્રકારના ત્રણ ગદ્ય પદ્ય સગ્રહો માધ્યમિક સ્કુલો માટે એમણે સપાદિત કર્યા છે અને તે પાઠ્ય પુસ્તકો તરીકે મજુર થયલા છે.

### : એમનાં સપાદિત પુસ્તકો :

| | |
|---|---|
| ૧. સાહિત્ય મુકુર, ભા. ૧ | ૧૯૩૧ |
| ૨. પદ્યસગ્રહ | ,, |
| ૩ સાહિત્ય મુકુર, ભા ૨ | ૧૯૩૨ |
| ૪ ,, ભા ૩ | ,, |

## છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર

એઓ જ્ઞાતે ડીડૂ માહેશ્વરી (વૈશ્ય વણિક) છે. એમનું વતન સુરત અને જન્મ પણ એ જ સ્થાનમાં સં. ૧૯૪૨માં થયો હતો. એમના પિતાનું નામ ડાહ્યાભાઈ મોતીરામ જાગીરદાર; જેઓ બી. એ. થયેલા હતા. એમની માતુશ્રીનું નામ શ્રીમતી નવનીતગૌરી હતું. એમનું પ્રથમ લગ્ન સુરતમાં સન ૧૯૦૬માં સૌ. માણેકબાઈ સાથે થયું હતું અને બીજું લગ્ન સન ૧૯૧૮માં સૌ. સાવિત્રીબાઈ સાથે થયું હતું.

એમણે ઇન્ટરમિડિયટ આર્ટ્સ સુધીનો અભ્યાસ કરેલો છે. હાલમાં તેઓ રૂના વેપારી છે; તે આગમચ હાથ વણાટના કાપડનો ધંધો કરતા હતા.

આ પ્રમાણે સાહિત્યક્ષેત્રથી વિમુખ વ્યવસાયી વેપારી જીવન ગાળવા છતાં એઓ સાહિત્યમાં રસ રાખી રહ્યા છે; એટલુંજ નહિ પણ હાસ્યાત્મક લેખો લખી જનતાના મન રંજન કરી રહ્યા છે, એ એમના માટે ઓછું માનાસ્પદ નથી.

સ્વ. હાજીમહમદ અલારખીઆ શિવજીની પ્રેરણા અને પ્રોત્સાહનથી 'વીસમી સદી'માં જ્યારથી એમનો 'મારી કૂઈબા' નામનો વિનોદાત્મક લેખ પ્રસિદ્ધ થયો ત્યારથી એક હાસ્યરસના લેખક તરીકે એમની ખ્યાતિ બંધાઈ છે; અને એમના લેખો વાચકવર્ગમાં હોંશથી અને ઉત્સાહપૂર્વક વંચાય છે, એમાં લેખકની કલમની સફળતા રહેલી છે.

શ્રીમદ્ ભાગવત અને શ્રીમદ્ ભગવદ્ગીતા એમના અભ્યાસનાં પુસ્તકો છે; અને શ્રીમદ્ વલ્લભાચાર્ય મહાપ્રભુજીના તેમ મહાત્મા ગાંધીજીના તેઓ ચુસ્ત ભક્ત અને અનુયાયી છે. સ્વજ્ઞાતિનો એમણે ઇતિહાસ લખેલો છે અને યોગ અને હસ્તરેખા શાસ્ત્રમાં રસ ધરાવે છે.

એમના વિનોદાત્મક લેખોના ત્રણ સંગ્રહ પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે.* "ઉંધિયું"ની બે આવૃત્તિ થવા પામી છે, એ તેની લોકપ્રિયતાની અચૂક નિશાની છે.

હાસ્યરસના એક કુશળ લેખક તરીકે તેમની કીર્તિ ગુજરાતી વાચક આલમમાં ચોતરફ પ્રસરેલી છે અને 'મારા કૂઈબા' ના એમના લેખનો

* અને ચોથો થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

હિન્દીમાં અનુવાદ થયો છે,× એ બતાવે છે કે પર પ્રાન્તમાં પણ એમના હાસ્યની કદર થવા માંડી છે.

**: એમની કૃતિઓ :**

| | |
|---|---|
| ૧. ગુજરાતી ઢીકૂ જ્ઞાતિનો ઇતિહાસ | સન ૧૯૨૭ |
| ૨. ઉંધિયુ | સં. ૧૯૮૫ |
| ૩. ફુઈબા કાકી | સં. ૧૯૮૬ |
| ૪. સબરસિયું | સં. ૧૯૮૭ |

× અને 'ઉંધિયું' ની વાર્તાઓનો અનુવાદ મરાઠીમાં થવો શરૂ થયો છે.

## છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી

એઓ જાતે ભટ્ટ મેવાડા બ્રાહ્મણ અને ભરૂચના વતની છે. જન્મ ડાકોરમાં સન ૧૮૮૪ માં થયો હતો. એમના પિતાનું નામ બાલકૃષ્ણ નરભેરામ પુરાણી અને માતાનું નામ સૌ. પ્રસન્નલક્ષ્મી રેવાશંકર હતું. એમનું લગ્ન સન ૧૯૦૨ માં નડિયાદમાં સૌ. ચંચળલક્ષ્મી સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ ઘેર લીધેલું અને એમના પિતા જામનગર રાજ્યની નોકરીમાં હોઇ, માધ્યમિક શિક્ષણ જામનગરમાં મેળવ્યું હતું. ઉચું કૉલેજ-શિક્ષણ અમદાવાદ, વડોદરા અને મુંબાઈમાં વારા ફરતી લીધેલું અને બી. એ. ની પરીક્ષા સન ૧૯૦૬ માં બાયોલોજી ઐચ્છિક વિષય લઇને પસાર કરી હતી અને નારાયણ વાસુદેવ પ્રાઇઝ મેળવ્યું હતું.

એમના પ્રિય વિષયો શિક્ષણ અને વ્યાયામપ્રચાર છે અને એ ક્ષેત્રમાં એમનું કાર્ય ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે. કેટલોક વખત એમણે લાહોરની કૉલેજમાં બાયોલોજીના અધ્યાપક તરીકે કામ કર્યું હતું; પણ પછી ગુજરાતમાં આવી વસતાં, આપણે અહિં વ્યાયામપ્રચાર માટે એમણે એમના ભાઇ શ્રી. અંબાલાલ સાથે મળીને સ્થળે સ્થળે અખાડાઓ સ્થાપવાનું કાર્ય ઉપાડી લીધું અને અત્યારે એ દિશામાં જે કાંઇ પ્રગતિ થઇ રહી છે, તે એમના પ્રયાસનું શુભ પરિણામ છે.

ભરૂચમાં એમણે કેળવણી મંડળ સ્થાપેલું છે, જે થોડા વર્ષોથી ધંધા ઉદ્યોગ અને ખેતીનું શિક્ષણ આપે છે, એ જેમ નવી દિશામાં પ્રયોગ છે તેમ તે બતાવે છે કે ચાલુ શિક્ષણપ્રથામાં બહોળા ફેરફાર અને સુધારાની અગત્ય છે.

એક સાહિત્યકાર તેઓ છે; પણ તેના કરતાં તેઓ એક કેળવણીકાર થવાનું વધારે પસંદ કરે છે અને એમની સમાજસેવા જેમ તલસ્પર્શી તેમ વિસ્તૃત છે, એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.

### : એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧. ઉષ્મા | સન ૧૯૦૭ |
| ૨. આર્થિક દષ્ટિએ વનસ્પતિશાસ્ત્ર | ” ૧૯૧૨ |
| ૩. મોન્ટેસરી શિક્ષણ પદ્ધતિ | ” ૧૯૧૭ |
| ૪. હિન્દનો પ્રાચીન ઇતિહાસ | ” ૧૯૩૨ |
| ૫. ગુજરાતી વાચનમાળા | ” ૧૯૨૫ |
| ૬. પ્રાકૃતિક ભૂગોળ | ” ” |

## જગજીવનદાસ ત્રિકમજી કોઠારી

એઓ જ્ઞાતે દશા શ્રીમાળી વણિક છે. એઓ મૂળ વતની ગોંડલના પણ જન્મ રાજકોટમાં સન ૧૮૭૭ ની ૧૮ મી મેના દિવસે થયો હતો. એમના પિતાશ્રીનું નામ ત્રિકમજીભાઈ અને માતુશ્રીનું નામ જવલબાઇ છે. એમનું લગ્ન સન ૧૮૯૬ માં રાજકોટમાં મણિબાઇ સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ એમણે ગોંડલમાં લીધું હતું; માધ્યમિક રાજકોટમાં અને ઉંચી કેળવણી એલ્ફીન્સ્ટન અને વિલસન કૉલેજમાં લીધી હતી. તેઓ સન ૧૯૦૩ માં બી. એ. થયા હતા અને નોકરી કરતે કરતે એલ એલ. બી. ના ટર્મ ભરી તે પરીક્ષા સને ૧૯૦૯ માં પાસ કરી હતી. ચિત્રકલાની સેકંડ ગ્રેડ સુધીની પરીક્ષા પણ એમણે પાસ કરી હતી.

તેઓ ગોંડલ સ્ટેટમાં પ્રથમ મુનસફ નિમાયા હતા; અને હમણાં રાજ્ય ખજાનચીના હોદ્દા પર છે.

ઇતિહાસ, પ્રવાસ અને હાસ્યરસનું લખાણ વાંચવું એમને બહુ પ્રિય છે.

માર્ક ટ્વેઇન, ચાર્લ્સ ડિકન્સ્ અને રમણભાઇના લખાણે એમનાપર અસર કરી છે.

પ્રથમ નાટક રાજા ચંદના જૈન રાસા ઉપરથી 'ચંદ્રશેખર' નામનું એમણે લખ્યું હતું અને તે રંગભૂમિ પર ભજવાયું હતું.

* "ઓલીઆ જોશી" ના તખ્ખલુસથી હાસ્યરસના એમના લેખોનો સંગ્રહ પ્રથમ સન ૧૯૨૭ માં પ્રસિદ્ધ થયો હતો; જો કે એ સંજ્ઞાથી તેમણે સન ૧૯૧૪ થી લખવા માડ્યું હતું. તેની ચોતરફથી પ્રશંસા થઇ હતી; અને ત્યારથી એમના લેખો માટે માગણી ચાલુ છે.

### : એમની કૃતિઓ :

| | | |
|---|---|---|
| ૧. ચંદ્રશેખર | સન | ૧૯૧૪ |
| ૨. ઓલીઆ જોશીનો અખાડો, ભા. ૧ | ,, | ૧૯૨૭ |
| ૩. ,, ,, ભા. ૨ | ,, | ૧૯૩૨ |

* હાસ્ય-રસના લેખક તરીકેની શરૂઆત એમણે સને ૧૯૦૬-૦૭ થી કરવા માંડી.

## જદુરાય દુર્લભજી ખંધડીઆ

એઓ જાતે લોહાણા છે. મૂળ વતની ભાવનગરના; અને એમનો જન્મ રાજકોટમાં તા. ૧૬મી મે ૧૮૯૯-સં. ૧૯૫૫ના વૈશાખ સુદ તેરસ-ના રોજ થયો હતો. એમના પિતાનું નામ દુર્લભજી અને માતુશ્રીનું નામ સ્વ. કાશીબ્હેન હતું. એમનું લગ્ન સન ૧૯૧૬માં બાબરા-કાઠિયાવાડમાં સૌ. દયાગૌરીબ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે ભરૂચમાં લીધું હતું; અને તે અભ્યાસ દરમિયાન સરકારી સ્કોલરશીપો રૂ. ૩ ની અને રૂ. ૫ ની માસિક ત્રણ વર્ષ સુધી મેળવી હતી.

તે પછી વડોદરા કલા ભવનમાં તેઓ દાખલ થયા હતા. ત્યાં કૉમર્સના પાંચ વિષયો—એકાઉન્ટન્સી, કોરસપોન્ડન્સ, બેન્કિંગ, થિયરી અને પ્રેકટીસ ઓફ કૉમર્સ અને ટાઇપીંગનો અભ્યાસ કરી લંડન નેશનલ યુનિયન ટીચર્સની પરીક્ષા પાસ કરી હતી. વળી સન ૧૯૨૪માં સાહિત્ય સભા તરફથી લેવાતી સાહિત્યની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી હતી અને મુંબાઈ ચેમ્બર ઑફ કૉમર્સ તરફથી લેવાતી Scientific Advertising ની પરીક્ષામાં માનસહિત સન ૧૯૨૬-૨૭માં પાસ થયા હતા. વળી સન ૧૯૨૯માં કલકત્તા Y. M. C. A. ના વ્યાયામ વર્ગમાં પણ ફતેહ મેળવી હતી.

હમણાં તેઓ Kian Gwan Co. India, Ltd., માં એકાઉન્ટન્ટના હોદ્દાપર છે; અને રૂ. ૩૫૦ નો પગાર તેમને મળે છે.

એઓ પોતા વિષે જણાવે છે કે, "I am jack of all and master of none." કહેવાનું તાત્પર્ય, એમની પ્રવૃત્તિ અનેકવિધ છે; એમનું જીવન અનેક રંગે રંગાયું છે. એમના પત્નીના અભિપ્રાય પ્રમાણે સિદ્ધાન્તવાદી એવા કે "સીંદરી બળે પણ વળ ન મૂકે!"

વ્યાપારમાં તેઓએ પ્રવીણતા પ્રાપ્ત કરેલી છે જ; પણ તેના અંગે કાયદાનું વ્યવહાર જ્ઞાન પણ સારૂં ધરાવે છે. ખુશ થવાય એવો એમનો સંગીતનો અભ્યાસ છે. એમના પિતાશ્રીએ ૩૨ વર્ષ સુધી એક સંગીત શિક્ષક તરીકે કાર્ય કર્યું હતું અને તે સંસ્કાર પુત્રમાં ઉતરે-આવે એ સ્વાભાવિક છે.

સંગીત સાથે સાહિત્યલેખનનો શોખ પણ એમણે સારી રીતે કેળવ્યો છે; અને હાસ્યરસના એમના લેખો, તેમાંની વિચિત્રતા અને બંડખોર બુદ્ધિ વિનોદને લીધે વાચકનું ધ્યાન ખેંચે છે.

કેટલોક સમય એમણે 'ગુણસુંદરી' માસિકના સહતંત્રી તરીકે કામ કર્યું હતું. રમતગમત અને વ્યાયામ માટે એમને કુદરતી પ્રીતિ છે.

આ પ્રમાણે વ્યવસાયી જીવન ગાળવા છતાં એમની કલમમાંથી હાસ્યસાહિત્યનો પ્રવાહ સતત્ વહેતો રહે છે, એમ એમના પુસ્તકોની યાદી કહી આપશે.

**: એમની કૃતિઓ :**

| | |
|---|---|
| ૧. બુદ્ધિનું બજાર | સન ૧૯૨૬ |
| ૨. ૯ નવી વાતો | ” ” |
| ૩. લોહાણા વીરોની વાતો | ” ” |
| ૪. દેવોને ખુલ્લા પત્રો | ” ” |
| ૫. હૃદયની રસધાર | ” ” |
| ૬. વિનોદશાસ્ત્ર | ” ૧૯૨૬ |
| ૭. દોઢ ડહાપણ સાગર | ” ૧૯૨૭ |
| ૮. ફેન્સી ફારસો | ” ” |
| ૯. હિન્દી લશ્કરનો ઇતિહાસ | ” ” |
| ૧૦. Ready Reckoner | ” ” |
| ૧૧. Indian Coalfields in Camera | ” ૧૯૨૫ |
| ૧૨. હાસ્ય દર્શન | ” ૧૯૩૨ |

## શ્રીમતી જયમનગૌરી વ્યોમશચન્દ્ર પાઠકજી

એમનો જન્મ સન ૧૯૦૨માં સુરતના ગર્ભશ્રીમન્ત નાગર કુટુમ્બમાં થયો હતો. સ્વ. રાવબહાદુર પાર્વતીશંકર દવેના પુત્ર પ્રો. મોહનલાલ તે એમના પિતા, અને કે. સાક્ષર શ્રી. કમળાશંકર ત્રિવેદીનાં પુત્રી સૌ. દમનગૌરી તે એમનાં માતુશ્રી થાય. સુરત ને અમદાવાદની નિશાળોમાં પ્રાથમિક શિક્ષણ પૂરું કરી, એઓ મુંબાઇની ચંદા રામજી ગર્લ્સ સ્કૂલમાં ગયા. અંગ્રેજી છઠ્ઠા ધોરણ વખતે સુરત મહિલા વિદ્યાલયમાં આવ્યા; પણ એઓ મેટ્રિક થયા નથી.

સન ૧૯૧૮માં સરદાર સાહેબ જનાર્દન પાઠકજીના પુત્ર રા. વ્યોમેશચન્દ્ર સાથે એમનું લગ્ન થયું. સમાન આદર્શોવાળા કુટુમ્બમાં આમ જવાથી એમના બચપણના સાહિત્ય-સંસ્કારો વધારે દૃઢ થયા છે. પરણ્યા પછી થોડાંક વરસ એમણે યુવતી મંડળના પ્રમુખ તરીકે સારું કામ કરેલું પણ વિદ્યાના વાતાવરણમાં વસતા હોવાથી સાહિત્યસેવન તરફ એમનું લક્ષ વિશેષ રહે છે.

ગુજરાતી અને હિન્દી કવિતા પર એમને અસાધારણ પ્રેમ છે ને લખે છે પણ સાધારણ રીતે કવિતા જ. એમનાં કાવ્યો આપણાં શિષ્ટ સામયિકોમાં અવારનવાર આવે છે પણ તેનો સંગ્રહ હજુ બહાર પડ્યો નથી. 'ગુણસુન્દરી'માં છપાયલા રાસોમાંથી એમની પાસે પસંદગી કરાવી એક સંગ્રહ એ માસિકના કાર્યાલયે પ્રસિદ્ધ કર્યો છે તે ઘણો લોકપ્રિય થયો છે.

કાવ્યો તેમજ નિબન્ધો લખવાની હરીફાઇમા અનેકવાર એઓ પહેલું ઇનામ લઈ ગયાં છે. એક ઉલ્લેખ બસ થશે. સન ૧૯૨૪ની ભાવનગર સાહિત્ય પરિષદમા એક વિલક્ષણ શીઘ્ર કાવ્ય રચવાની હરીફાઇ થઇ હતી. સર રમણભાઇ અને દી. બા. કેશવલાલ ધ્રુવ જેવા આરૂઢ સાક્ષરો પરીક્ષક હતા તેથી ઘણા શક્તિશાળી લેખકોએ તેમાં ભાગ લીધો હતો. રસાકસી ભારે હતી પણ પરિષદ-પારિતોષિક એકજ હતું એટલે પ્રો. ગજેન્દ્ર બુચ તથા જયમનગૌરી એ બે વચ્ચે તે ઇનામ વહેંચાયું હતું. એ બેની ઉમર પણ એક જ હતી એટલે કે એક વરસે એકજ દિવસે એ બેઉ જન્મ્યાં હતાં. એ વિધિલીલા જરા નોંધવા જેવી છે.

વક્તા તરીકે પણ એઓ જાણીતા હોવાથી આપણી જુદી જુદી સાહિત્ય સભાઓ પ્રસંગોપાત એમની પાસે વ્યાખ્યાનો કરાવે છે. સન ૧૯૩૬ મા ન્હાનાલાલ કનકોત્સવ અનેક સ્થળે ઉજવાયો હતો. મુંબાઈનો સમારંભ તે સહુમા મુખ્ય હતો તેથી ત્યા કવિશ્રીને વિવિધ પ્રકારની અંજલિઓ અપાઈ હતી. તે વેળા ત્યાની સમિતિએ સમસ્ત ગુજરાતણોના પ્રતિનિધિ તરીકે એમની પાસે અભિનન્દન અપાવ્યા હતા.

## :· એમની કૃતિઓ : :

| | |
|---|---|
| ૧ સુરદાસ ને તેના કાવ્યો (અનુવાદ) | સન ૧૯૨૭ |
| ૨ 'ગુણસુન્દરીનો રાસ' (સંપાદિત) | „ ૧૯૩૧ |
| ૩ રાસવિવેચન | છપાય છે. |

## મુનિરાજ શ્રી જયન્તવિજયજી

જગત્ પ્રસિદ્ધ સ્વ. શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજય ધર્મસૂરિ મહારાજના વિદ્વાન્ અને પ્રસિદ્ધ શિષ્યોમાંના એક મુનિરાજ શ્રી જયન્ત વિજયજીનો જન્મ વળા ( કાઠિયાવાડ ) માં સં. ૧૯૪૦ ના ફાગણ સુદિ ૧૩ ના દિવસે થયો હતો. પિતાનું નામ શાહ બુરાભાઇ દફમચંદ અને માતાનું નામ જોઠીબાઈ. જ્ઞાતે વિશા ઓશવાળ. તેઓ ત્રણ ભાઇ અને ત્રણ બેન એમ ૭ બાંકરડાં હતાં. તેમનું મૂળ નામ હતું હરખચંદભાઇ. જૈન સાધુપણાની દીક્ષા લીધા પછી તેમનું નામ શ્રી જયન્તવિજયજી રાખવામાં આવ્યું હતું.

અગિયાર વર્ષની ઉમ્મરે પિતાજીનો સ્વર્ગવાસ થયો. ઘરની સ્થિતિ સાધારણ હોવાથી માતાએ મજૂરી કરીને બાળકોને મ્હોટાં કર્યાં. માતા અત્યંત ધાર્મિક વૃત્તિનાં; એટલે આ બાળકો ઉપર માતાના ધાર્મિક સંસ્કારોની અસર ઘણી સારી પડી. હરખચંદભાઇએ ગુજરાતી સાત ચોપડીનો અભ્યાસ કર્યો પછી સં ૧૯૫૫માં તેઓ માતાની આજ્ઞાથી મહેસાણાની શ્રી યશોવિજય જૈન પાઠશાળામાં સંસ્કૃત અને ધાર્મિક અભ્યાસ કરવા માટે જોડાયા. આ સંસ્થામાં રહીને એમણે જૈન ધર્મનો અભ્યાસ કરવા સાથે સંસ્કૃત વ્યાકરણ હૈમ લઘુ પ્રક્રિયાની બે વૃત્તિ કરી.

હરખચંદભાઈની વૃત્તિ પ્રારંભથી જ શાન્ત, ગંભીર અને સહનશીલ હતી. ઉપરાંત માતાના ધાર્મિક સંસ્કારોની અસર ઉંડી પડેલી, તેથી તેઓ ન કેવલ જ્ઞાન તરફજ, બલ્કે ક્રિયા તરફ પણ તેટલો જ પ્રેમ રાખવા લાગ્યા. આથી કુદરતી રીતે સૌનો પ્રેમ તેઓ જીતી લેતા.

સં. ૧૯૫૭ માં તેમને શા. વિ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ મહારાજ ( તે વખતના ધર્મવિજય મહારાજ ) નો સમાગમ થયો. તેઓ ગુરુની સાથે રહેવા લાગ્યા; અને ધાર્મિક પ્રકરણો તેમજ સંસ્કૃતનો અભ્યાસ વધારવા લાગ્યા.

ગુરૂશ્રી વિજય ધર્મસૂરિ મહારાજે પહેલાં માંડલમાં અને પછી કાશીમાં સંસ્કૃત, પ્રાકૃતના વિદ્વાનો ઉત્પન્ન કરવા માટે શ્રી યશોવિજય પાઠશાળા સ્થાપન કરી. ખરી રીતે આ પાઠશાળા સ્થાપવામાં શ્રી હરખચંદભાઈ મુખ્ય કારણ હતા. તેમની જ પ્રાર્થના અને સલાહથી ગુરૂ મહારાજે આ વિચાર પાકો કર્યો હતો.

સં. ૧૯૬૦માં તેઓ બનારસની યશોવિજય પાઠશાળામાં ગયા. ગુરૂ મહારાજના આશ્રય નીચે સંસ્થામાં રહી, સંસ્કૃત અભ્યાસ વધાર્યો; એટલું જ નહિં પરન્તુ પોતાના વિનય, ભક્તિ, સૌજન્ય, અને કાર્યકુશળતાથી ગુરૂદેવની એટલી બધી પ્રીતિ સંપાદન કરી કે સમય આવે આ સંસ્થાનું કાર્ય હરખચંદભાઇને સોંપવામાં આવ્યું અને તેઓ સંસ્થાના મેનેજર બન્યા.

ગુરૂદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજના ઉપદેશથી બનારસમાં એક પશુશાળાની સ્થાપના થઇ, તેના સેક્રેટરી તરીકેનું કાર્ય પણ હરખચંદભાઇને સોંપવામાં આવ્યું. 'જૈન શાસન' નામનું એક પાક્ષિક પત્ર કાઢવામાં આવ્યું, તેના સમ્પાદક પણ હરખચંદભાઇ થયા, અને 'શ્રી યશોવિજય ગ્રન્થમાળા' નામની એક સંસ્કૃત ગ્રંથમાળા શરૂ થઈ, એના મેનેજર–પ્રકાશક પણ તેઓ થયા. ગ્રંથમાળાની અનુકૂળતાને માટે શ્રીયુત હરખચંદભાઈ એ '**ધર્માભ્યુદય**' નામનું એક છાપખાનું પણ પોતાનાજ તરફથી કાઢ્યું. આમ એક પછી એક એમ અનેક કાર્યોની જવાબદારી ગુરૂકૃપાથી માથે આવતાં, હરખચંદભાઈમાં કાર્યદક્ષતા પણ ઘણી વધી. હમેશાં તેઓ ગુરૂસેવામાં રહેતા ને ગુરૂકૃપા મેળવતા. ગુરૂસેવામાં તેમણે બંગાલની મુસાફરી પણ કરી. તે પછી ગુરૂ શ્રી વિજયધર્મસૂરિ મહારાજે પાલીતાણામા શ્રી યશોવિજય પાઠશાળા, જેનું પાછળથી નામ '**યશોવિજય ગુરૂકૂલ**' રાખવામાં આવ્યું, તેની સ્થાપના કરી તેના મેનેજર તરીકે પણ કેટલાક વર્ષો સુધી કામ કર્યું.

તે પછી સં. ૧૯૭૧ના વૈશાખ સુદિ ૫ના દિવસે ઉદીપુરમાં તેમણે દીક્ષા લીધી; અને તેમનું નામ **શ્રી જયન્તવિજયજી** રાખવામાં આવ્યું. એમની દીક્ષામાં એ વિશેષતા હતી. એક તો એ કે તેમના ધાર્મિક માતુશ્રીએ પોતાના આ એકના એક વ્હાલા પુત્રને પ્રસન્નતાપૂર્વક દીક્ષા લેવા માટે આજ્ઞા આપી; અને બીજી વાત એ કે-ઇટાલીના પ્રસિદ્ધ વિદ્વાન્ ડૉ. એલ. પી. ટેસીટોરીની ઉપસ્થિતિ.

દીક્ષા લીધાં પછી તેઓ હમેશા ગુરૂસેવામા રહેવા લાગ્યા. તેમની શાન્તવૃતિથી તેમના વ્યક્તિત્વની આખા સાધુ સમુદાય પર સારી અસર પડી, અને તે જ કારણથી તેઓ "**શાન્ત મૂર્તિ**" તરીકે ઓળખાય છે.

સ્વ. ગુરૂદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજે સં. ૧૯૭૬માં વીલાપારલા-મુંબાઈમાં **શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળની** સ્થાપના કરી. આ નવ

સ્થાપિત સંસ્થાના પ્રારંભિક સંચાલન માટે ગુરૂ મહારાજે મુનિરાજશ્રી જયન્તવિજયજીને, તેમના વિનયવાન શિષ્ય **મુનિરાજશ્રી વિશાળ વિજયજી** સાથે વીલાપારલામાં ચોમાસુ રાખ્યા.

જે વખતે ગુરૂમહારાજ ઇદોર વિરાજતા હતા, તે વખતે મુબાઇમા રહેલી આ સંસ્થાને બનારસ મોકલવાનો વિચાર થયો. પરન્તુ બનારસમા સંસ્થા કોણુ સંભાળી શકશે ? એ પ્રશ્ન ગુરૂ મહારાજનું ઉઠતા બનારસ મોકલવા માટે મુનિરાજશ્રી જયન્તવિજયજીનેજ પસંદ કરવામા આવ્યા; અને તેમની ઇચ્છા બિમાર ગુરૂ મહારાજની સેવામા જ રહેવાની હોવા છતાં **गुरोराज्ञा गरीयसी** માનીને તેઓ બનારસ ગયા. તેમની સાથે બીજા ત્રણ મુનિરાજોને ગુરૂ મહારાજે મોકલ્યા; જેઓમા વયોવૃદ્ધ અને ગૃહસ્થો પાસેથી સંસ્થાને આર્થિક મદદ કરાવવામાં કુશળ એવા પ્રવર્તક શ્રી મંગળવિજય પણ હતા.

મુનિરાજ શ્રી જયન્તવિજયજી છેલ્લા કેટલાક વર્ષોથી ઐતિહાસિક સંશોધન, શિલાલેખો, પ્રશસ્તિયો આદિનો સંગ્રહ કરવા અને પુસ્તકો લખવાની પ્રવૃત્તિ તરફ વળ્યા છે.

તેઓ પોતાના જ્ઞાનનો જ્યાં જાય છે ત્યાં સારો લાભ આપે છે; ખરી સાધુવૃત્તિની ઉંડી છાપ પાડે છે. તેમની જ્યાં જ્યાં સ્થિરતા થઈ છે, ત્યાં ત્યા સંઘમા શાંતિજ ફેલાઇ છે.

જ્યારે તેઓ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીની સાથે શિવપુરીમાં હતા, ત્યારે સુપ્રસિદ્ધ જર્મન વિદુષી ડો. ક્રૌઝે (સુભદ્રાદેવી)એ અને અમેરિકન વિદુષી મિસ જ્હોન્સને પણ તેમની પાસે જૈન ફિલોસોફી સંબધી કેટલોક સમય અભ્યાસ કર્યો હતો.

તેઓ સ્વ. વિજયધર્મસૂરિ મહારાજના સમુદાયના પ્રતિષ્ઠિત, વિદ્વાન અને શાન્ત સાધુ છે.

**:: તેમના ગ્રંથો ::**

| | | |
|---|---|---|
| **सिद्धान्त रत्निका** | (संस्कृत, संपादित) | ઉત્તરાર્દ્ધનું ટીપ્પણ પણ બનાવ્યું. |
| વિહાર વર્ણન | (ગુજરાતી) | |
| આબૂ | (ગુજરાતી) | ભાગ ૧. |
| उतराध्ययनसूत्र | (संपादित) | ટીકાયુક્ત |

## જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા

એઓ જ્ઞાતે વાલ્મિકી કાયસ્થ અને સુરતના વતની છે. જન્મ પણ સુરતમા સન ૧૮૮૪મા મહા શિવરાત્રિને દિવસે થયો હતો એમના પિતાનુ નામ કૃષ્ણલાલ ગોવિંદદાસ મહેતા અને માતાનુ નામ સૌ. કપિલાગવરી હતુ. એમના પિતા કાઠિયાવાડમા કેળવણી ખાતામા હતા એમનું લગ્ન સન ૧૯૦૪મા શ્રીમતી કુમુદાગવરીબ્હેન સાથે થયુ હતું

એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વઢવાણમા દાજીરાજ હાઈસ્કુલમા લીધુ હતુ કૉલેજનો અભ્યાસ ઈન્ટર સુધીનો ગુજરાત કૉલેજમાં કર્યો હતો, અને બી. એ ની પરીક્ષા સન ૧૯૦૩મા એલ્ફીન્સ્ટન કૉલેજ-માથી પસાર કરી હતી સન ૧૯૦૫મા એમ. એ થયા હતા

ખ્રિસ્તિધર્મસાહિત્ય એમને ખૂબ ગમે છે અને એમના પ્રિય પુસ્તકો બાઈબલ, શેલીના ગ્રથો અને મીસીસ રોબર્ટ બ્રાઉનિંગની કવિતા છે.

એઓ સ્વ. ભાઇ રણજીતરામની કાકાની પુત્રીના પુત્ર થાય અને અમદાવાદના વસવાટ દરમિયાન એઓ બને સમાજજીવનના પ્રશ્નોની ખૂબ રસપૂર્વક ચર્ચા કરતા, જેની અસરથી એમનું આખુંય જીવન રંગાયલુ છે. એમની વિધવા બ્હેનનુ પુનર્લગ્ન કરાવવામા એમણે જે અડગ નિશ્ચય અને જાહેર હિંમત બતાવ્યા હતા તે ખરેખર સ્તુતિપાત્ર અને માનાસ્પદ હતા, અને તે એઓ કેવા ખમીરના છે, એની સાક્ષી પૂરે છે.

એમનુ ખરૂ કાર્ય હિન્દી વહેપારી ચેમ્બરના સેક્રેટરી તરીકેનુ છે. એઓ પ્રથમ તેમા જોડાયલા ત્યારે એ મડળ નવુજ ઉભું થયુ હતુ. અત્યારે તે હિન્દી વેપારી આલમમા ઉચ્ચું સ્થાન ભોગવે છે, અને જેના અભિપ્રાયને હિન્દી સરકારને પણ ધ્યાનપૂર્વક જાણવા વિચારવા પડે છે. તે માટે કોઇ એક વ્યક્તિને તેનો યશ આપી શકાય તો તે શ્રીયુત જયસુખલાલભાઈને છે તેઓ તેના પ્રાણરૂપ છે, અને હિંદી સરકારે એમને જીનેવા કોન્ફરન્સમા મૂડીવાદીઓના સલાહકાર તરીકે પસદ કરી, એમની કાર્યદક્ષતા અને હુશિયારીની કદર કરી હતી.

મુબાઇના જાહેર જીવનમા એમણે સ્થાન પ્રાપ્ત કરેલુ છે, અને આર્થિક ખાસકરીને હિન્દી વેપારના પ્રશ્નો વિષે એમનુ જ્ઞાન જેમ બહોળું તેમ પ્રમાણભૂત હોય છે.

ગુજરાતી સાહિત્યમા તેમનું લખાણ થોડું હોય છે; પણ ગયા બે વર્ષમા એમનાં જે બે પુસ્તકો છપાઈને બહાર પડયાં છે, તે એમની બુદ્ધિ અને શક્તિનો સરસ પરિચય કરાવે છે. તે જેમ નવીન તેમ સ્વતંત્ર કૃતિઓ છે; અને તે જૂદે જ માર્ગે વિચરે છે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. પૂજારીને પગલે | સન ૧૯૩૧ |
| ૨. જગતની ધર્મશાળામાં | „ ૧૯૩૨ |



## જેઠાલાલ નારાયણ ત્રિવેદી

એઓ જ્ઞાતે મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ છે. એમનો જન્મ મહા વદ આઠમ સં. ૧૯૬૪ ના રોજ એમના વતન રાંધેજામાં થયો હતો. એમના પિતાનું નામ નારાયણ પરશુરામ ત્રિવેદી અને માતાનું નામ જમનાબ્હેન-હરજીવનભાઇના પુત્રી–છે. એમનું લગ્ન સં. ૧૯૮૧ના મહા વદ આઠમના રોજ દહેગામ તાલુકાના વાસણાચાધરી ગામે સૌ. મંગળાગૌરી સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે રાધેજામા લીધેલી અને માધ્યમિક વડોદરા અને અમદાવાદમાં. સન ૧૯૨૭માં તેમણે સ્કુલ લિવિંગ સર્ટિફિકેટની પરીક્ષા અમદાવાદ જીવકોરબાઈ ઈંગ્લિશ સ્કુલમાથી પાસ કરી હતી.

હમણાં તેઓ વડોદરા રાજ્યના મુલકી ખાતામાં નોકર છે.

કવિતા અને સાહિત્ય એમના પ્રિય વિષયો છે. ચાલુ વર્ષમાં એમનું "કાચાં ફળ" એ નામનું વાર્તાનું પુસ્તક બહાર પડયું છે, તે ભવિષ્ય માટે એમના તરફથી હજુ વધુ સારી કૃતિઓ મળશે એવી આશા ઉપજાવે છે.

::એમની કૃતિ::

૧. કાચાં ફળ — સં. ૧૯૮૮

## ત્રિભુવનદાસ જમનાદાસ શેઠ

એઓ જ્ઞાતે દશા લાડ વણિક છે વતની મૂળ બારડોલીના પણ લાંબા સમયથી સુરતમાં વસેલા છે. એમનો જન્મ તા. ૧૫મી ડિસેમ્બર ૧૮૭૩ ના રોજ નવસારી પ્રાંતના વ્યારા ગામમા થયો હતો. એમના પિતાનું નામ જમનાદાસ રાજારામ અને માતુશ્રીનું નામ બાઇ ઇચ્છા હતું. એમનું પ્રથમ લગ્ન સન ૧૮૮૯મા ન્રુગનમા સૌ મોતીગવરી સાથે થયુ હતું અને તે સન ૧૯૦૬મા મૃત્યુ પામતા, સન ૧૯૦૮ ના મે માસમા ફરી વારનું એમનું લગ્ન સુરતમા સૌ મગનગવરી સાથે થયુ હતું.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે સુરતમાં લીધુ હતું. ઈંગ્રેજી શાળામાં એમણે દરેક ધોરણમા ઇનામ પ્રાપ્ત કર્યાં હતા અને ચોથા, પાચમા અને છઠ્ઠામા તો સ્કોલરશિપો પણ મળી હતી. તે પછી મૅટ્રિકની પરીક્ષા પાસ કરીને સન ૧૮૯૨મા એલ્ફીન્સ્ટન કૉલેજમા તેઓ ગયા હતા. ત્યા એમને ફલેર સ્કોલરશિપ મળી હતી. ત્યારબાદ ચાર વર્ષ વડોદરા કૉલેજમા રહેલા. અહિં પણ કૉલેજ સ્કોલરશિપ તેમજ મેલ્વિલ મેમોરિયલ સ્કોલરશિપ મેળવવા ભાગ્યશાળી થયા હતા.

સન ૧૮૯૭મા બી. એ. થયા પછી સ્વ. ચુનીલાલ શાહ સ્થાપિત ધી સુરત ઈંગ્લિશ સ્કુલ–હાલની સાર્વજનિક–મા શિક્ષકની જગો મળતા તે લીધી. સન ૧૮૯૯મા તેમણે "દયારામ ચરિત્ર" પુરતી શોધખોળ કરીને લખ્યુ હતું. સને ૧૯૦૦મા રા. સા. ખાનસાહેબની સાથે–' Hints on the Study of Gujarati નામક એક પાઠ્ય પુસ્તક વિદ્યાર્થીઓ માટે યોજ્યુ હતુ, જે એ વર્ગમા ઘણુ લોકપ્રિય નિવડ્યુ છે.

સન ૧૯૦૨મા ગુ. વ સોસાઈટીના આસિ સેક્રેટરીની જગો ખાલી પડતા, તેમની નિમણુંક થઈ હતી, પણ માત્ર સવા વર્ષ એ સ્થાનપર રહીને તેઓ ફરી પાછા સુરત પોતાની શિક્ષકની અસલ જગોએ ગયા હતા.

પહેલી એલ એલ. બીની પરીક્ષા સને ૧૮૯૮મા પાસ કરી હતી અને બીજી એલ એલ. બી.ની ટર્મ પણ રાખી મુકેલી હતી. એટલે તે અભ્યાસ આ અરસામા તેમણે આરમ્ભ્યો અને સને ૧૯૦૫મા તેમા ઉત્તીર્ણ થયા. સનદ મળતા, કેટલીક મુદત સુરતમા વકીલાત કરી વચમા એકાદ વર્ષ માલવી સોલિસિટરની ઑફીસમા અનુભવ મેળવ્યો પણ એક શિક્ષકના ઉમદા અને પવિત્ર ધધામા ચોટેલુ ચિત્ત વકીલાતમા ન જ ગોઠ્યુ, એટલે

પાછા સન ૧૯૨૫મા સાર્વજનિક સ્કુલમા સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી (સુરત)ના એક જીવનપર્યંતના સ્વયસેવક તરીકે જોડાયા; અને ગયે વર્ષેજ ટી. ઍન્ડ ટી. વી. સાર્વજનિક મિડલ સ્કુલ (ગોપીપુરા)ના હેડ-માસ્તરના પદપરથી નિવૃત્ત થયા છે

એક શિક્ષક તરીકેની લાબી નોકરી દરમિયાન એમણે એમના હાથ નીચે ભણેલા હજારો વિદ્યાર્થીઓનો પ્રેમ સપાદન કરેલો છે, અને એમની એ કારકિર્દી બેશક સફળ અને યશસ્વી કહી શકાય. એ ધંધામા પડયા પછી એમનુ સાહિત્યલેખન લગભગ ઓસરી ગયુ હતું; પણ જે એક પુસ્તક એમણે લખ્યુ છે, તે એ વિષયમા એમની યોગ્યતા સિદ્ધ કરે છે. નિવૃત્તિ કાળમા એમની સરસ્વતી ઉપાસનાના લાબા કાળ દરમિયાન જે સસ્કાર, અનુભવ પ્રાપ્ત કર્યા હોય તેનો લાભ એઓ જનતાને અવકાશે આપે, એમ આપણે જરૂર ઈચ્છીએ.

**:: એમની કૃતિઓ ::**

૧ દયારામનુ જીવનચરિત્ર — સન ૧૮૯૯

૨ Hints on the Study of Gujarati — „ ૧૯૦૦

(રા. સા. ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ સાથે)

## દુલેરાય છોટાલાલ અંજારિયા

એઓ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ અને જામનગરના વતની છે. એમનો જન્મ હાલાર પ્રાંતમાં ધ્રોળમાં સં. ૧૯૨૪ના ફાગણ સુદ ૨ના રોજ થયો હતો. એમના પિતાનું નામ છોટાલાલ ભગવાનજી અંજારિયા અને માતાનું નામ જુઠીબ્હેન, તે આત્મારામ ઓઝાના પુત્રી હતાં. એમનું લગ્ન જામનગરમાં સૌ. સેવાકુંવર સાથે ૧૧ મે વર્ષે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે જસદણમાં લીધી હતી અને પછી જામનગરના મહારાજા શ્રી વિભાજી સાહેબે રૂ. ૨૦ની માસિક સ્કોલરશીપ આપતાં તેમણે મદ્રાસ જઈને ખેતીવાડીનો સારો અભ્યાસ કર્યો હતો.

હમણાં તેઓ લીંબડી રાજ્યમાં નોકર છે; અને ખેતીવાડી માસિક ચલાવે છે અને પુસ્તક–લેખન વગેરેનું કામ પણ સાથે સાથે કરે છે.

ગુજરાત ખેતીપ્રધાન દેશ છે તેમ છતાં ખેતીવાડી પાછળ જોઈએ તેવું લક્ષ અપાતું નથી. પણ છેલ્લાં પચીસ વર્ષથી લેખક તે દિશામાં બહુ સ્તુત્ય અભ્યાસ કરી રહ્યા છે. એમનું ખેતીવાડી વિજ્ઞાન માસિક જે સન ૧૯૧૨ થી પ્રકટ થાય છે તે ખેડુતોને વિવિધ પ્રકારની અને બહુ ઉપયોગી માહિતી આપે છે. તે ઉપરાંત ખેતી વિષે એમનાં પુસ્તકો જનતાને બહુ લાભકારક નિવડ્યાં છે; અને એમની એ કિંમતી સેવા માટે કહેવું જોઈએ કે ગુજરાતનો ખેડુત વર્ગ એમનો સદા અહેશાન માનશે.

### :: એમનાં પુસ્તકો ::

| | |
|---|---|
| ૧ ખાતર | સન ૧૮૯૭ |
| ૨ ખેતીવાડીના ધંધામાંથી પૈસા કમાવવાની કુંચી. (બીજી આવૃત્તિ.) | ,, ૧૯૨૧ |
| ૩ ફળઝાડ, શાકભાજી વાવવાની રીત (આવૃત્તિ ૩ જી) | ,, ૧૯૨૮ |
| ૪ હિન્દની જરાયત ખેતી (આવૃત્તિ ૩ જી) | ,, ૧૯૨૮ |
| ૫ ખેતર,ખેડ અને તેનાં હથીઆર ઓજારનું પુસ્તક (આ. ૨જી) | ,, ૧૯૧૫ |
| ૬ ગાય, ભેંસ, બળદ, ઘોડા વગેરે જાનવર ઉછેરી દુધ, ઘી વધારવાની રીત અને તેમના દરદોના ઉપાય (આવૃત્તિ ૨જી) | ,, ૧૯૨૧ |
| ૭ રેવન્યુ અને ખેતીવાડી આબાદ કરવાની અમારી અનુભવી સૂચનાઓ | ,, ૧૯૨૪ |

## ધનપ્રસાદ ચંદાલાલ મુનશી

એઓ જ્ઞાતે ભાર્ગવ બ્રાહ્મણ અને ભરૂચના વતની છે. એમનો જન્મ ભરૂચમાં સન ૧૮૮૮ના (સંવત્ ૧૯૪૪ના વૈશાખ કૃષ્ણપક્ષ પંચમી) મે માસમાં થયો હતો. એમના પિતાનું નામ ચંદાલાલ નરભેરામ મુનશી અને માતુશ્રીનું નામ મણિગવરી છે. એમનું લગ્ન સન ૧૯૧૨માં સૌ. હસમુખગવરી સાથે ભરૂચમાં થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે ભરૂચ તેમ વડોદરામાં મેળવેલું.

હાલમાં તેઓ વીમા કંપનીમાં ધંધો કરે છે.

એમનો પ્રિય વિષય ઇતિહાસ અને પુરાતત્ત્વ છે.

આપણા પ્રાચીન ઇતિહાસના ગણ્યાગાંઠ્યા અભ્યાસીઓ છે તેમાં એમનું નામ ગણાવી શકાય. સન ૧૯૨૯માં એમણે "ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ" એ નામનું માહિતીપૂર્ણ એક પુસ્તક બહાર પાડ્યું હતું, તે એમના અભ્યાસ અને સંશોધકવૃત્તિનો સરસ ખ્યાલ આપશે.

થોડા વખતથી 'ગુજરાત' માં તેમ 'નવચેતન' આદિ માસિકમાં ગુજરાતના પ્રાચીન ઇતિહાસ વિષે એમના જૂદા જૂદા વિષયપર લેખો પ્રકટ થાય છે, એ અભ્યાસીને ઉપયુક્ત માલુમ પડશે.

અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતના પ્રાચીન ઇતિહાસની ઉણપ છે તે પૂરી કરવા એઓ ભાગ્યશાળી થાઓ.

:: એમનું પુસ્તક ::

| | |
|---|---|
| ૧. ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ | સન ૧૯૨૯ |

## પંડિત નરહરિ બી. શર્મા (ધરાદેવ—પરિમલ)

એઓ જ્ઞાતે સારસ્વત બ્રાહ્મણ છે. એઓ ગઢસીઆ (કચ્છ) ના વતની છે અને જન્મ એ જ ગામમાં સં. ૧૯૪૬ ના ચૈત્ર વદિ ૪ ને બુધવારના રોજ થયો હતો. એમના પિતાનું નામ ભગવાનજી અને માતુશ્રીનું નામ પાર્વતીબ્હેન છે. એમનું લગ્ન પંદરમે વર્ષે મોથારા (કચ્છ) માં સૌ. રાધાબ્હેન સાથે થયું હતું.

એમણે ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરેલો છે, તેમ ઇંગ્રેજી ચાર ચોપડીનું જ્ઞાન મેળવેલું છે.

સંસ્કૃતનો પણ ઠીક ઠીક પરિચય છે. હાલમાં તેઓ વૈદકનો ધંધો કરે છે.

તેમ છતાં સાહિત્ય અને ધર્મગ્રંથોનું અધ્યયન ચાલુ છે.

*શાસ્ત્રીય સંગીતની અવિરત ઉપાસના, એ એમના જીવનનું પરમ ધ્યેય છે.*

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ વિશ્વલીલા | સન ૧૯૨૦ |
| ૨ રાષ્ટ્રીય ગીત ગંગા | ,, ૧૯૩૦ |

## નાગરદાસ અમરજી પંડયા

એઓ જ્ઞાતે પ્રશ્નોરા નાગર; અને ધોલકા તાલુકે નાની બોરુના વતની છે. જન્મ પાલીતાણામાં તા. ૯ મી ફેબ્રુઆરી ૧૮૯૩ના રોજ થયો હતો. એમના પિતાનું નામ અમરજી દુર્ગાશંકર પંડયા અને માતાનું નામ નવલગવરી વલ્લભરામ ભટ્ટ છે. એમનું પ્રથમ લગ્ન સને ૧૯૧૬માં સ્વ. અન્નપૂર્ણા સાથે થયું હતું અને બીજું લગ્ન સને ૧૯૨૧ માં ભાવનગરમાં સૌ. મંગળાગવરી સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી પાલીતાણામાં અને માધ્યમિક તેમ ઉંચી ભાવનગરમાં એમણે લીધી હતી. સન ૧૯૧૩માં ભાવનગર આલ્ફ્રેડ હાઇસ્કુલમાંથી મેટ્રીકયુલેશનની પરીક્ષા પાસ કરી હતી; અને સન ૧૯૧૭માં સામળદાસ કૉલેજમાંથી બી. એ. થયા હતા.

હાલમાં તેઓ દાજીરાજ હાઇસ્કુલ વઢવાણમાં સંસ્કૃત શિક્ષક છે.

સંસ્કૃત સાહિત્ય એમનો પ્રિય વિષય છે; અને શાન્ત ક્રાન્તિકારી સાહિત્યના પ્રશંસક છે.

ટૉલસ્ટૉય, ગાંધીજી, શ્રીમદ્ રાજચંદ્ર વગેરેની એમના જીવનપર ઉંડી છાપ પડી છે.

તુલસીકૃત રામાયણ, જાતક કથાઓ વગેરે એમનાં માનીતા પુસ્તકો છે.

તેમણે "કુમાર સંભવ" નો સમશ્લોકી અનુવાદ કરવા માંડયો છે, જે 'પ્રસ્થાન' ના હવે પછીના અંકોમાં ધીમે ધીમે બહાર પડતો રહેશે. કોઈ વખત ટુંકી વાર્તાઓ પણ માસિકોમાં તેઓ લખે છે.

:: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧ | રૂકિમણી હરણ (સંસ્કૃત નાટિકા) | સન ૧૯૨૩ |
| ૨ | વિવાહ તત્વ | „ ૧૯૨૪ |
| ૩ | રાસ ગોપાલક* | „ ૧૯૨૯ |
| ૪ | અમૃતબિંદુ | „ ૧૯૩૦ |
| ૫ | ભાંડારકર પ્રથમ પુસ્તક સહાયિકા | „ ૧૯૩૨ |
| ૬ | „ દ્વિતીય „ „ ભા. ૧ | „ „ |
| ૭ | „ „ „ „ ભા. ૨ | „ „ |
| ૮ | ઇંગ્લિશ પ્રવેશિકા | „ „ |

* 'ગીત ગોવિંદ' ની આછી છાયા.

નં. ૫ થી ૮ ના પુસ્તકો શાળોપયોગી છે.

## નાજુકલાલ નંદલાલ ચોકસી

એઓ જાતે ભાટીઆ છે. વડોદરાના વતની છે. જન્મ પણ એ જ સ્થળે સં. ૧૯૪૭ના આષાઢ વદી ૪ ના રોજ થયો હતો. એમના પિતાશ્રીનું નામ દા. નંદલાલ ગીરધરલાલ ચોકસી અને માતુશ્રીનું નામ ગં. સ્વ. મણિબ્હેન છે, જેઓ દા. ભુરાભાઈ લક્ષ્મણના પુત્રી થાય છે. એમનું લગ્ન સન ૧૯૨૬માં સત્યાગ્રહ આશ્રમ–સાબરમતીમાં વસતા જાણીતા ખાદીસેવક શ્રીયુત લક્ષ્મીદાસ પુરુષોત્તમદાસના જ્યેષ્ઠ પુત્રી સૌ. મોતીબહેન સાથે થયું હતું.

એમણે ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ કર્યો છે અને ઇંગ્રેજી શિક્ષણ મેટ્રિક સુધીનું લીધું છે. મેટ્રીક સન ૧૯૦૯માં પાસ થયા પછી કૉલેજમાં દાખલ ન થતાં કોઈ ધંધાહુન્નરનું શિક્ષણ પ્રાપ્ત કરવા તેઓ વડોદરા કલા ભુવનમાં રંગ શિક્ષણ ખાતામાં દાખલ થયા હતા; પણ સાંસારિક ઉપાધિના કારણે એક વર્ષમાં તે અભ્યાસ પડતો મૂકી તેમને વડોદરા રાજ્યમાં ઈજનેરી ખાતામાં નોકરી લેવી પડી હતી. પરંતુ પુસ્તકો માટે મૂળ પ્રીતિ તેથી એમણે ઇજનેર ખાતાની વધારે પગારવાળી નોકરી મૂકી દઇને વડોદરામાં તરતના ઉઘડેલા લાયબ્રેરી ખાતાની ટુંકા પગારની નોકરી સ્વીકારેલી. ત્યાંથી કલાભવનના લાયબ્રેરીયન તરીકે બદલાઈ તે જગા પર ત્રણચાર વર્ષ કામ કર્યાં બાદ રાજીનામું આપી વડોદરા રાજ્યની નોકરીમાંથી છૂટા થયા ને ભરૂચવાળા જાણીતા સમાજસેવક શ્રીયુત છોટાલાલ પુરાણીની સાથે ભરૂચ કેળવણી મંડળમાં ને પછી સેવાશ્રમમાં જોડાયા. ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિમાં પણ શ્રી. પુરાણીને એમનો સાથ હતો.

ભરૂચથી સન ૧૯૨૯ની સાલમાં એ છૂટા થયા ને વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળના સહમંત્રી તરીકે જોડાયા. ૧૯૩૦ની સત્યાગ્રહ લડત વખતે ફરી પાછા ભરૂચ ગયા ને ભરૂચ જીલ્લા સમિતિના મંત્રી તરીકે કામ કરી જેલનો અનુભવ લઈ આવ્યા છે. એ પછી હાલમાં તેઓ પાછા પુસ્તકાલય પરિષદની કામગીરીમા જોડાયલા છે. પુસ્તકાલયના કામમાં શ્રીયુત મોતીભાઈ અમીનના હાથ નીચે એમણે બહુ સારી તાલીમ મેળવી છે અને હમણાં તેઓ એ જ કાર્યમા પુસ્તકાલય પ્રવૃત્તિને વિસ્તારવા સારો શ્રમ લઈ રહ્યા છે.

ભરૂચમાં તેમણે મોગલ તથા પઠાણ સમય વિષે બે પાઠ્ય પુસ્તકો ગુજરાત વિદ્યાપીઠ માટે લખ્યાં હતાં; અને સાહિત્યનો શોખ હોવાથી લેખનવાચન એમનું ચાલુ જ છે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ સ્વામી વિવેકાનંદ, ભા. ૬–૭ | સં. ૧૯૭૬ |
| ૨ દયાળુ માતા | સં. ૧૯૭૯ |
| ૩ સ્વામી શ્રી ભાસ્કરાનંદજી | સં. ૧૯૮૫ |
| ૪ સ્વામી વિવેકાનંદ, ભા. ૧૧ | " ૧૯૮૬ |
| ૫ " " ભા. ૧૨ ( દેવવાણી ) | " ૧૯૮૭ |
| ૬ ઉપદેશ સારસંગ્રહ, ભા. ૧–૨ | " " |
| ૭ ઐતિહાસિક વાર્તામાળા | સન ૧૯૨૩ |
| ૮ હિંદી તવારીખ (તુર્ક અને પઠાણ રાજ્યો) | " " |
| ૯ સીતા | " ૧૯૩૨ |

## નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ

જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. પરમ ભક્તરાજ કવિ નરસિંહ મહેતાના કાકા ભક્તરાજ પરબત મહેતાના વંશમાં ત્હેમનો જન્મ ઈ. સ. ૧૮૯૦માં જુનાગઢ વિષે થયો છે. ત્હેમનાં સ્વ. માતાનું નામ પારવતી છે. પ્રથમ લગ્ન જુનાગઢમાં સ્વ. રા. રા. દયાશંકર માધવજી જષ્થળનાં પુત્રી સ્વ. અ. સૌ. જયાગૌરી સાથે થયું હતું. દ્વિતીય લગ્ન ઈ. સ. ૧૯૧૦માં જુનાગઢમાં રા. રા. જાદવરાય લીલાધરદાસ બુચનાં પુત્રી અ. સૌ. પ્રસન્નલક્ષ્મી સાથે થયું છે.

રાજકોટ ઑલફ્રેડ હાઈસ્કુલમાં મેટ્રિક કલાસમાં ત્હેમનો અભ્યાસ ચાલતો હતો તેવામાં ત્હેમના પિતા સ્વર્ગવાસી થતાં અભ્યાસ આગળ ચલાવવાની સગવડને અભાવે, થોડા સમયમાં અને થોડા ખરચમાં બની શકે તે માટે "ધ યુનિવર્સલ ટ્રેનિંગ ઇન્સ્ટિટયુટ ઑફ કૉમર્સ" (વડોદરા)-માં દાખલ થઈ "શૉર્ટહેન્ડ–ટાઈપ–રાઇટીંગ" શીખી "ધી મેટ્રોપોલિટન સિનિયર કૉમરશિયલ" એકઝામિનેશન ઈ. સ. ૧૯૦૭માં પાસ કરી, કાઠિયાવાડના નામદાર એજંટ ટુ ધી ગવરનર સાહેબને, રાજકોટ, નોકરી માટે અરજી કરતાં તેઓ સાહેબે પરીક્ષા લઇ, હજુર ઑફીસમાં રેકગ્નાઈઝ્ડ કેન્ડીડેઇટ ટાઈપિસ્ટ તરીકે દાખલ કરેલ. ત્યારપછી થોડા વખતમાં, માણાવદર તાલુકાના તે વખતના દરબાર સાહેબ ગાદીએ બેસતાં, તેઓએ સાહેબ પાસે સારા ટાઇપિસ્ટની માગણી કરતાં, કાઠિયાવાડ પોલીટીકલ એજન્સિમાં સાહેબે એક વર્ષનો હક્ક રાખી રજા આપતાં, માણાવદર તાલુકામાં હજુર ઑફીસમાં દાખલ થયેલ; જ્યાં દોઢેક વર્ષ ઠીક ઠીક ચાલ્યા પછી ભવિષ્ય માટે કંઇ સારી આશા નહિં દેખાતાં, તે નોકરી છોડી દીધી હતી. હાલમાં જુનાગઢ સ્ટેટ તરફના કલાર્ક તરીકે કામ કરે છે.

ત્હેમના વડીલોમા "પરબત પચ્ચીશી", "શ્રી રૂકિમણી વ્યાહ", "શ્રી ડાકોર લીલા" વિગેરેના લેખક પરબત કુળના ભક્ત અને કવિ વૈષ્ણવ ત્રિકમદાસ (જેઓ વડોદરા રાજ્યમાં મુલકગીરી કારભારીના પદ ઉપર હતા) ત્હેમના દાદાના દાદા થાય. "શ્રી કૃષ્ણની બાળલીલા" (આ કાવ્ય, કાવ્યદોહન ભાગ ૧લા માં છપાયું છે), "નાગદમન લીલા", "રાસલીલા", "શ્રી દ્વારિકાં લીલા", "શ્રી ડાકોર લીલા", "ત્રિકમદાસનું ચરિત્ર" વિગેરેના લેખક

હામીદખાનજી પહેલાના દીવાન હતા) ત્હેમના પ્રપિતામહ થાય. (આ બન્ને પ્રતાપી પુરૂષો (પિતા-પુત્ર) સંબંધી વિશેષ માહિતી માટે "ગુજરાતી પ્રેસ"ના માલીકો તરફથી પ્રસિદ્ધ થયેલ "પર્વત મહેતાનું આખ્યાન" જે પુસ્તક ભગવદ્ મહાત્મ્ય જાણવાને ઉત્સુક તેમજ ઇતિહાસરસિક જનોને અવશ્ય ઉપયોગી થઈ પડે તેવું છે.)

લખવાની પ્રથમ ઉર્મિ ઇ. સ. ૧૯૦૭માં થયેલી. "સુન્દરી સુબોધ", "ત્રિમાસિક નાગર", "કોરોનેશન એડવરટાઈઝર" વિગેરેમા નીતિયુક્ત રમુજી વાર્તાઓ-લેખો વિગેરે પ્રસંગે પ્રસંગે પ્રસિદ્ધ કરતા. વળી નીચે પ્રમાણે પુસ્તકો લખી-પ્રસિદ્ધ કરેલાં છે; જેમાંના ઘણાં ઇનામ માટે તથા લાયબ્રેરીઓ માટે મંજુર થયા છેઃ—

## :: એમની કૃતિઓ ::

(૧) સૌભાગ્ય શિક્ષાબ્ધિ ભાગ પહેલો. (૨) સૌભાગ્ય શિક્ષાબ્ધિ ભાગ બીજો. (૩)નારીઓનું નિત્ય વાંચન. (૪) પત્ની ધર્મ. (૫) સંસાર સુખરૂપ થવાનો સરલ માર્ગ અથવા સ્ત્રી કેળવણીનું સત્ય સ્વરૂપ. (૬) રાજકુમાર ધ્રુવ ચરિત. (૭) જ્ઞાન વચન. (૮) સૌભાગ્ય સંગીત સંગ્રહ. (૯) સુન્દરી અને સાક્ષરો. (૧૦) સ્ત્રીઓનું ખાનગી વાચન. (૧૧) સગર્ભા સ્ત્રીની સંભાળ. (૧૨) માતાની ફરજ અને બાળકોપયોગી ઔષધ.

વળી સેન્ટ જૉન એમ્બ્યુલન્સ એસોસિએશન-જુનાગઢ સ્ટેટ સેન્ટરના (૧) ફર્સ્ટ એઈડ ટુ ધી ઈન્જર્ડ એન્ડ ધી સીક. (૨) હોમ હાઈજીન એન્ડ સેનિટેશન. (૩) હોમ નર્સિંગના વર્ગોમા ધોરણસર અભ્યાસ કરી-પરીક્ષાઓ પાસ કરી, સર્ટિફિકેટસ મેળવ્યા પછી ત્હેમણે કેટલાંક પુસ્તકો લખી પ્રસિદ્ધ કરેલા છેઃ—

(૧) દરદીની આવજ્ત. (૨) મરકી સંબંધી ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૩) વિષૂચિકા (કૉલેરા) સંબધી ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૪) ઇન્ફ્લ્યુએન્ઝા ફીવર (ત્રિદોષજ્વર) સંબંધી ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૫) શીતળા-ઓરી-અછબડા સંબંધી-ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૬) સર્પદંશના તાત્કાલિક ઉપચાર. (૭) વીંછી સંબંધી ઉપયોગી માહિતી,

ત્હેમનાં અપ્રસિદ્ધ પુસ્તકો નીચે પ્રમાણે છેઃ—

(૧) શ્રી રામ જયન્તિ. (૨) શ્રી નૃસિંહ જયન્તિ. (૩) શ્રીકૃષ્ણ જયન્તિ. (૪) શ્રી "નટવર" શિવ સ્તુતિ. (૫) શ્રી હાટકેશ્વરનો પાટોત્સવ. (૬) સ્ત્રીની શ્રેષ્ઠતા. (૭) સ્ત્રી સુબોધ વચન. (૮) વિદ્યા–વાચન મહત્વ. (૯) કન્યાઓનું શિક્ષણ. (૧૦) સર્વોપયોગી વિષયવાર કહેવતો. (૧૧) અકસ્માતમાં તાત્કાલિક ઇલાજની જરૂર.

હામીદખાનજી પહેલાના દીવાન હતા) ત્હેમના પ્રપિતામહ થાય. (આ બન્ને પ્રતાપી પુરૂષો (પિતા-પુત્ર) સંબંધી વિશેષ માહિતી માટે "ગુજરાતી પ્રેસ"ના માલીકો તરફથી પ્રસિદ્ધ થયેલ "પર્વત મહેતાનું આખ્યાન" જે પુસ્તક ભગવદ્ મહાત્મ્ય જાણવાને ઉત્સુક તેમજ ઇતિહાસરસિક જનોને અવશ્ય ઉપયોગી થઈ પડે તેવું છે.)

લખવાની પ્રથમ ઉર્મિ ઇ. સ. ૧૯૦૭માં થયેલી. "સુન્દરી સુબોધ", "ત્રિમાસિક નાગર", "કોરોનેશન એડવરટાઈઝર" વિગેરેમાં નીતિયુક્ત રમુજી વાર્તાઓ-લેખો વિગેરે પ્રસંગે પ્રસંગે પ્રસિદ્ધ કરતા. વળી નીચે પ્રમાણે પુસ્તકો લખી-પ્રસિદ્ધ કરેલાં છે; જેમાંના ઘણાં ઇનામ માટે તથા લાયબ્રેરીઓ માટે મંજુર થયા છેઃ—

### :: એમની કૃતિઓ ::

(૧) સૌભાગ્ય શિક્ષાબ્ધિ ભાગ પહેલો. (૨) સૌભાગ્ય શિક્ષાબ્ધિ ભાગ બીજો. (૩)નારીઓનું નિત્ય વાંચન. (૪) પત્ની ધર્મ. (૫) સંસાર સુખરૂપ થવાનો સરલ માર્ગ અથવા સ્ત્રી કેળવણીનું સત્ય સ્વરૂપ. (૬) રાજકુમાર ધ્રુવ ચરિત. (૭) જ્ઞાન વચન. (૮) સૌભાગ્ય સંગીત સંગ્રહ. (૯) સુન્દરી અને સાક્ષરો. (૧૦) સ્ત્રીઓનું ખાનગી વાચન. (૧૧) સગર્ભા સ્ત્રીની સંભાળ. (૧૨) માતાની ફરજ અને બાળકોપયોગી ઔષધ.

વળી સેન્ટ જોન એમ્બ્યુલન્સ એસોસિએશન-જુનાગઢ સ્ટેટ સેન્ટરના (૧) ફર્સ્ટ એઈડ ટુ ધી ઈન્જર્ડ એન્ડ ધી સીક. (૨) હોમ હાઈજીન એન્ડ સેનિટેશન. (૩) હોમ નર્સિંગના વર્ગોમા ધોરણસર અભ્યાસ કરી-પરીક્ષાઓ પાસ કરી, સર્ટિફિકેટસ મેળવ્યા પછી ત્હેમણે કેટલાક પુસ્તકો લખી પ્રસિદ્ધ કરેલાં છેઃ—

(૧) દરદીની માવજત. (૨) મરકી મંબંધી ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૩) વિષૂચિકા (કૉલેરા) સંબંધી ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૪) ઇન્ફ્લુએન્ઝા ફીવર ( ત્રિદોષજ્વર ) સંબધી ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૫) શીતળા-ઓરી-અછબડા સંબધી-ઉપયોગી માહિતી, સૂચના તથા સામાન્ય ઔષધ. (૬) સર્પદંશના તાત્કાલિક ઉપચાર. (૭) વીંછી મંબંધી ઉપયોગી માહિતી, સૂચના તથા વીંછી ડંખના તાત્કાલિક ઉપચાર.

## પ્રાણલાલ કીરપારામ દેસાઈ

એઓ બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના અને આમોદના વતની છે. એમનો જન્મ તા. ૧૧ મી મે ૧૮૮૨ ના રોજ આમોદમા થયો હતો. એમના પિતાનું નામ કીરપારામ બાલમુકુંદરાય દેસાઈ અને માતાનું નામ ભાગીરથીબ્હેન પુરષોત્તમરાય દેસાઈ હતું. એમનુ લગ્ન સન ૧૯૦૪ મા અમદાવાદમા સૌ. કપિલાબ્હેન સાથે થયુ હતુ.

એમના પિતા મીઆગામના ઠાકોરના કારભારી હતા. માધ્યમિક શિક્ષણ એમણે વડોદરા હાઈસ્કુલમા લીધેલુ. સન ૧૮૯૮ મા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી તેઓ વડોદરા કૉલેજમા દાખલ થયલા. થોડોક વખત વિલ્સન કૉલેજમા પણ હતા; પણ સને ૧૯૦૩ મા બી. એ. ની પરીક્ષા ફ્રેન્ચ અને ઐચ્છિક વિષય તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન લઈને વડોદરા કૉલેજમાથી તેમણે પાસ કરી હતી.

એમના પ્રિય વિષયો સાહિત્ય, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન છે.

સ્વ૦ પ્રો૦ જગજીવનદાસ શાહે એમના જીવન પર અસર કરેલી અને એમને ભગવદ્‌ગીતા અને માર્ટિનોનું નીતિશાસ્ત્ર એ પુસ્તકોમાથી જીવન-કાર્ય માટે પ્રેરણા મેળવી છે.

સને ૧૯૦૪ મા તેઓ સરકારી કેળવણી ખાતામા જોડાયલા અને સને ૧૯૧૪ મા અમદાવાદ હાઈસ્કુલમાથી તેઓ ડેપ્યુટી લાઈનમા ગયેલા, જેને અગે તેમને ખેડા, ભરૂચ અને પંચમહાલ જીલ્લાઓમાં જુદે જુદે ગામે ફરવાનુ થયલુ અને તેના અગે જે અનુભવ પ્રાપ્ત થયલો તે એમણે એમની કેટલીક વાર્તાઓમા ગુંથ્યો છે. સને ૧૯૨૦ મા તેઓ અમદાવાદ મ્યુનિસિપાલેટીમા સ્કુલ બોર્ડના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે નિમાયા હતા અને સને ૧૯૨૧ મા અસહકારની ચળવળ વખતે સરકારની રીતિનીતિ સંબંધી મતભેદ ઉપસ્થિત થતા, તેઓએ સરકારી નોકરીમાથી મુક્ત થઈને મ્યુનિસિપલ નોકરી અંગત ભોગ આપીને સ્વીકારી હતી, જેના તેઓ સન ૧૯૨૫ ના પ્રાયમરી એજ્યુકેશન એક્ટ મુજબ એડમિનિસ્ટ્રેટીવ ઑફીસર તરીકે કામ કરે છે.

એક નિષ્ણાત અને અનુભવી કેળવણી ખાતાના અધિકારી તરીકે તેમની નામના બહોળી છે; અને એમના એ અનુભવ અને બાહોશીને લઈને મુબાઈ સરકાર તરફથી પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ સુધારવાને

## પ્રભુદાસ લાધાભાઈ મોદી

એઓ જ્ઞાતે કપોળ વણિક છે; વતની ભાવનગર તાબે સાવર કુંડલાના અને જન્મ પણ એ જ સ્થળે સને ૧૮૮૨ માં થયો હતો. એમના પિતાશ્રીનું નામ લાધાભાઈ વહાલજી મોદી અને માતાનું નામ કડવીબાઈ હતું. એમનું પ્રથમ લગ્ન ૨૨ મે વર્ષે ઝીંઝુડા ગામે સંતોકબાઈ સાથે થયું હતું. બીજું લગ્ન ૨૯ મા વર્ષે ધોકડવા સંતોકબાઈ સાથે અને ત્રીજું લગ્ન ૪૦ મા વર્ષે હરિપરમાં ગોકુળબાઈ સાથે થયું હતું.

એમણે મેટ્રીક્યુલેશન સુધી અભ્યાસ કરેલો છે અને તે અભ્યાસ દરમિયાન એમણે ઇનામ અને ભાવનગરના મહારાજાની સ્કોલરશીપો મેળવી હતી.

હાલમાં તેઓ 'સાંજ વર્તમાન' ના સહતંત્રી છે.

સ્વ. મણિલાલ નભુભાઈના સિદ્ધાન્તસાર તેમજ સ્વ. ગોવર્ધનરામ રચિત સરસ્વતીચંદ્ર એમનાં પ્રિય પુસ્તકો છે; અને સાહિત્ય માટે પક્ષપાત છે.

એક પત્રકાર તરીકે મુંબાઈમાં એમણે સારી કીર્તિ સંપાદન કરેલી છે; તેમ કપોળ કેલેન્ડર, કપોળ ડિરેક્ટરી, કપોળ અગ્રેસરમાળા રચીને એમણે જ્ઞાતિની ઉપયુક્ત સેવા બજાવેલી છે. કેટલોક સમય એમણે જ્ઞાતિપત્ર "કપોળ" એડિટ કર્યું હતું.

### : એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧ કપોળ કેલેન્ડર | સન ૧૯૦૫ |
| ૨ કપોળ ડિરેક્ટરી | ,, ૧૯૦૭ |
| ૩ વિનોદ વાર્તામાળા | ,, ૧૯૧૨ |
| ૪ કપોળ અગ્રેસરમાળા, ભા. ૧ | ,, ૧૯૧૫ |
| ૫ ,, ,, ભા. ૨ | ,, ૧૯૧૭ |
| ૬ આપ્ત વચનો | ,, ૧૯૧૮ |

## પ્રાણલાલ કીરપારામ દેસાઈ

એઓ બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના અને આમોદના વતની છે. એમનો જન્મ તા. ૧૧ મી મે ૧૮૮૨ ના રોજ આમોદમાં થયો હતો. એમના પિતાનું નામ કીરપારામ બાલમુકુંદરાય દેસાઈ અને માતાનું નામ ભાગીરથીબ્હેન પુરષોત્તમરાય દેસાઈ હતું. એમનું લગ્ન સન ૧૯૦૪ માં અમદાવાદમાં સૌ. કપિલાબ્હેન સાથે થયું હતું.

એમના પિતા મીઆગામના ઠાકોરના કારભારી હતા. માધ્યમિક શિક્ષણ એમણે વડોદરા હાઈસ્કુલમાં લીધેલું. સન ૧૮૯૮ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી તેઓ વડોદરા કૉલેજમાં દાખલ થયેલા. થોડોક વખત વિલ્સન કૉલેજમાં પણ હતા; પણ સને ૧૯૦૩ માં બી. એ. ની પરીક્ષા ફ્રેન્ચ અને ઐચ્છિક વિષય તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન લઈને વડોદરા કૉલેજમાંથી તેમણે પાસ કરી હતી.

એમના પ્રિય વિષયો સાહિત્ય, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન છે.

સ્વ૦ પ્રો૦ જગજીવનદાસ શાહે એમના જીવન પર અમર કરેલી અને એમને ભગવદ્દગીતા અને માર્ટિનોનું નીતિશાસ્ત્ર એ પુસ્તકોમાંથી જીવનકાર્ય માટે પ્રેરણા મેળવી છે.

સને ૧૯૦૪ માં તેઓ સરકારી કેળવણી ખાતામાં જોડાયલા અને સને ૧૯૧૪ માં અમદાવાદ હાઈસ્કુલમાંથી તેઓ ડેપ્યુટી લાઈનમાં ગયેલા, જેને અંગે તેમને ખેડા, ભરૂચ અને પંચમહાલ જીલ્લાઓમાં જુદે જુદે ગામે ફરવાનું થયલું અને તેના અંગે જે અનુભવ પ્રાપ્ત થયલો તે એમણે એમની કેટલીક વાર્તાઓમાં ગુંથ્યો છે. સને ૧૯૨૦ માં તેઓ અમદાવાદ મ્યુનિસિપાલેટીમાં સ્કુલ બોર્ડના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે નિમાયા હતા અને સને ૧૯૨૧ માં અસહકારની ચળવળ વખતે સરકારની રીતિનીતિ સંબંધી મતભેદ ઉપસ્થિત થતાં, તેઓએ સરકારી નોકરીમાંથી મુક્ત થઇને મ્યુનિસિપલ નોકરી અગત્ય ભોગ આપીને સ્વીકારી હતી, જેના તેઓ સન ૧૯૨૫ ના પ્રાયમરી એજ્યુકેશન એક્ટ મુજબ એડમિનિસ્ટ્રેટીવ ઑફીસર તરીકે કામ કરે છે.

એક નિષ્ણાત અને અનુભવી કેળવણી ખાતાના અધિકારી તરીકે તેમની નામના બહોળી છે; અને એમના એ અનુભવ અને બાહોશીને લઈને મુંબાઈ સરકાર તરફથી પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ સુધારવાને

એક કમિશન નિમાયું હતું તેના એક સભ્ય તરીકે એમની પસંદગી કરવામાં આવી હતી.

તેઓ લાંબા સમયથી સરકારી કેળવણી ખાતામાંથી છૂટા થયા છે છતાં ગુજરાતની માધ્યમિક શિક્ષક સમાજના તેઓ ઉપ-પ્રમુખ ચાલુ છે. જેમ અમદાવાદ જીલ્લાના માધ્યમિક શિક્ષકો અને ડેપ્યુટીઓની સમાજના પ્રમુખ છે, એ જ રીતે અમદાવાદ મ્યુનિસિપલ નોકર મંડળે તેમને તેના ઉપ-પ્રમુખ નીમ્યા છે, જે એમના મિલનસાર અને પરગજુ સ્વભાવની આપણને પ્રતીતિ કરાવે છે; એ એમના ઉપર શિક્ષકવર્ગનો કેટલો બધો વિશ્વાસ છે તે સૂચવે છે તેમ એમની લોકપ્રિયતાની અચૂક નિશાની છે.

જ્યાં જ્યાં એઓ રહેલા છે ત્યાં એમના મિત્રો મોટી સંખ્યામાં મળી આવશે, એટલું જ નહિ પણ તેમણે સૌનો કાયમ પ્રેમ સંપાદન કરેલો દેખાશે

પ્રેમાળ સ્વભાવ અને સેવાભાવ એમના સ્વભાવના આગળ પડતા લક્ષણો છે.

તેઓ એક પ્રખર સંસારસુધારક છે અને એક વક્તા તરીકે પણ એમનું નામ જાણીતું છે.

છેલ્લાં પાંચ વર્ષથી તેઓ ગુજરાત સાહિત્ય સભાના મંત્રી છે.

લેખનકાર્ય તો તેઓ વડોદરા કૉલેજમાં હતા ત્યારથી જ આરંભેલું. કૉલેજના મેગેઝીનમાં તેઓ નિયમિત રીતે લેખો લખતા હતા અને કૉલેજ છોડયા પછી પણ કેટલાક વર્ષો સુધી તેમણે તે પ્રવૃત્તિ ચાલુ રાખી હતી. વડોદરા કૉલેજ મેગેઝીનમાં એમના લેખો વિધવિધ તેમ સંખ્યામાં પુષ્કળ મળશે.

મેકમિલન કંપનીએ એમની પાસે પ્રાથમિક શાળાઓ માટે ગુજરાતનો ઇતિહાસ વાર્તારૂપે ખાસ લખાવેલો છે અને સાહિત્ય પરિષદ મંડળે ક્રમિક પાઠ્ય પુસ્તકો ભા. ૧ અને ભા. ૨નું સંપાદન કાર્ય શ્રીયુત જનુભાઈ અચરતલાલ સાથે એમને સોંપ્યું હતું. એમનો વાર્તાસંગ્રહ ચાલુ વર્ષમાં છપાઇ બહાર પડશે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. ગુજરાતના ઇતિહાસની સહેલી વાતો | સન ૧૯૨૩ |
| ૨. (શિષ્ટ સાહિત્યમાળા) ક્રમિક પાઠ્યપુસ્તક, ભા. ૧ | ,, ૧૯૩૧ |
| ૩. ,, ,, ભા. ૨ | ,, ,, |
| ૪. વાર્તાઓ અને સંસારચિત્રો | ,, ૧૯૩૨ |

## પુરુષોત્તમ શિવરામ ભટ્ટ

એઓ જ્ઞાતે વિશનગરા નાગર બ્રાહ્મણ અને ગવાડાના વતની છે. જન્મ તેમના મોસાળ ડીંગુચા ગામે સંવત્ ૧૯૫૫ ના અષાઢ સુદ ૧ ના રોજ થયો હતો. એમના પિતાનુ નામ શિવરામ મયારામ ભટ્ટ અને માતાનુ નામ પાર્વતીબાઈ હતું.

પ્રાથમિક શિક્ષણ ગવાડામા પુરૂ કર્યા પછી તેઓ વડોદરા રાજ્યના કેળવણી ખાતામા દાખલ થયા હતા. ત્યાથી વડોદરા ટ્રેનિંગ કૉલેજમા દાખલ થઇ ટ્રેન્ડ શિક્ષક થયા હતા.

પરંતુ સાહિત્યશોખને લીધે શિક્ષકની નોકરી છોડી દઇ "નાગર વિજય" નામનુ જ્ઞાતિ પત્ર કાઢ્યુ; પણ એ ખોટ પાસુ હતુ, તેમજ તે સેવાકાર્યમાથી છુટા થઈ, ફરી પાછા તેઓ મુબાઇ કોરપોરેશન સ્કૂલ ખાતામા શિક્ષકની નોકરીમા જોડાયા. એ ઉચ્ચ ધંધાની ફરજ અદા કરતા સાહિત્ય સેવાનુ કાર્ય તેઓ વિસરતા નથી.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ તાજો તવંગર | સન ૧૯૨૦ |
| ૨ સ્ત્રીઓનો સાચો દેવ યાને પતિવ્રત ગીતા. | „ ૧૯૨૧ |
| ૩ નાગર સુદર્શન | „ ૧૯૨૩ |
| ૪ શ્રી આદ્ય શંકરાચાર્ય યાને જગદ્ગુરૂ જીવનકથા. | „ ૧૯૩૦ |

## ફુલચંદ ઝવેરદાસ શાહ

એઓ ન્યાતે ખડાયતા વાણિયા અને નડિયાદના વતની છે. એમનો જન્મ નડિયાદમાં સં. ૧૯૩૫ માં થયો હતો. એમના પિતાનું નામ ઝવેરદાસ શાહ અને માતાનું નામ કૃષ્ણાબા છે. એમનું લગ્ન નડિયાદમાં જ સં. ૧૯૫૦ માં સૌ. ચંચળબ્હેન સાથે થયું હતું. પ્રાથમિક ધોરણ સાત સુધી તેમ માધ્યમિક અભ્યાસ મેટ્રીક્યુલેશન સુધી નડિયાદમાં એમણે કર્યો હતો. તે પછી સર જે. જે. સ્કુલ ઑફ આર્ટ્સ–મુંબાઈ–માં અભ્યાસ કર્યો હતો.

૨૫ વર્ષ સુધી સરકારી કેળવણી ખાતામાં ડ્રૉઇંગ શિક્ષક તરીકે એમણે કાર્ય કર્યું હતું. પણ સંગીત અને સાહિત્યનો શોખ પહેલેથી, તેથી નાટક લખવા તરફ પ્રેરાયા હતા અને રંગભૂમિપર એમના નાટકો, જેવાં કે, માલતી માધવ, મુદ્રા પ્રતાપ, શુકદેવજી, સતિ અનસૂયા, સુકન્યા સાવિત્રી, મહાશ્વેતા કાદમ્બરી વગેરે મોરબી આર્ય સુબોધ નાટક મંડળી, વાંકાનેર નૃસિંહ નૌત્તમ નાટક સમાજ અને શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજને લખી આપેલાં તે ભજવાઈ પંકાયા હતા.

એમના પ્રિય પુસ્તકો ભાગવત, મહાભારત, ગીતા અને રામાયણ છે; અને કાશીના પરમ પૂજ્ય સ્વામીશ્રી આત્મસ્વરૂપાનંદજીની અસર એમના પર ઘણી થયલી છે. તેના પરિણામે એઓ હરિસ્મરણ અને પ્રભુ ભજનમાં પોતાનું જીવન આનંદમાં વ્યતીત કરે છે એટલું જ નહિ પણ ભજન મંડળી ઉભી કરી, તે દ્વારા લોકોને પ્રભુ પ્રતિ આકર્ષે છે અને પ્રભુ નામનો ઉપદેશ કરે છે.

એક ચિત્રકાર તરીકે એમની કૃતિઓ મઝેની છે; અને તેનો કંઈક ખ્યાલ શ્રીકૃષ્ણ ચંદ્રોદય ચિત્રકથા નામનું પુસ્તક એમના તરફથી બહાર પડ્યું છે, તે જોવાથી મળશે.

સંગીતપર પણ એમનો કાબુ સારો છે; અને તેમા સાહિત્યના સંસ્કાર ભેળા મળતાં, એમની મુલાકાત કાંઈ જૂદો જ આનંદ અર્પે છે.

**: એમની કૃતિઓ :**

| | |
|---|---|
| ૧ શ્રી શુકદેવજી | સં. ૧૯૮૧ |
| ૨ વિશ્વમોહિની | ” ” |
| ૩ વામનજી | ” ” |

| | |
|---|---|
| ૪ અજામિલ | ગં. ૧૯૮૧ |
| ૫ શ્રી કૃષ્ણ લીલા | „ ૧૯૮૨ |
| ૬ શ્રી હરિશ્ચંદ્ર | „ ૧૯૮૪ |
| ૭ ગોપીચંદ | „ „ |
| ૮ ચંદ્રહાસ | „ „ |
| ૯ અંકાકાર | „ ૧૯૮૩ |
| ૧૦ માતંગ મોક્ષ | „ ૧૯૮૫ |
| ૧૧ સતિ સાવત્રી | „ „ |
| ૧૨ બાલ રામાયણ | „ ૧૯૮૭ |



## બાલકૃષ્ણ ચુનીલાલ જોશી (ઉર્ફે "જ્યોતિ")

એઓ ઉદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ જ્ઞાતિ, શુક્લ યજુર્વેદ-માધ્યંદિની શાખા-આકૃત ગોત્રના છે. એઓ મૂળ સિનોરના વતની છે અને જન્મ તા. ૧૫ મી ઑગસ્ટ ૧૮૯૫ના રોજ ડભોઈમા થયો હતો. એમના પિતાનું નામ ચુનીલાલ કાશીનાથ જોશી અને માતુશ્રીનુ નામ ગં. સ્વ. ગુલાબબા વર્ધમાનરામ પંડ્યા છે. પિતા રેવન્યુ ખાતામા તલાટી હતા. એમના પિતામહ મુંબાઈમા એક ઝવેરીને ત્યા મુનીમ હતા અને પ્રપિતામહ નરનારાયણ મોહર (મુંબાઈ)મા વ્યાસ તરીકે કથાવાર્તા કરતા હતા. એમનું પ્રથમ લગ્ન ૧૦ મા વર્ષે સિનોરમા સ્વ. સવિતાગૌરી દલસુખરામ સાથે થયુ હતુ અને દ્વિતીય લગ્ન ડભોઈમા સૌ. કુસુમલક્ષ્મી રામનારાયણ પુરોહિત સાથે ૨૩ મા વર્ષે થયુ હતુ.

પ્રાથમિક શિક્ષણ ૭ ધોરણ સુધીનુ એમણે સિનોરમા લીધુ હતુ. માધ્યમિક પાચ ધોરણ સુધીનુ ડભોઈમા અને ત્યારબાદ વડોદરા હાઇસ્કૂલમા છઠ્ઠા અને સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હતો. તે પછી વડોદરા કૉલેજમા જોડાયલા. વળી વડોદરા રાજ્યની એસ. ટી. સી. ની પરીક્ષા પહેલા વર્ગમા એમણે પાસ કરેલી છે. ગુજરાત સાહિત્ય સભા તરફથી લેવાની સામાન્ય અને ઉચ્ચ શ્રેણીઓની પરીક્ષા પણ આપી તેમા પસાર થયા છે, અને સ્કાઉટિંગનો સારો અનુભવ લીધો છે.

હમણા તેઓ પાદરા હાઈસ્કૂલમા શિક્ષક છે. એમના પ્રિય વિષયો સાહિત્ય, ચરિત્ર, શારીરિક વિકાસ અને ઇતિહાસ છે. મહાત્માજી, સ્વ. રાનાડે અને ટૉલ્સ્ટોયની એમના જીવનપર અસર થયાનુ તેઓ જણાવે છે. એમના પ્રિય પુસ્તકો સરસ્વતીચંદ્ર, પ્રવાસીના પત્રો અને કોનો વાંક? વગેરે છે.

સગીતનો ખાસ શોખ છે. સારી રીતે ગાઈ બજાવી જાણે છે.

ડૉ. કેતકર તરફથી ગુજરાતી જ્ઞાન કોષ કાર્યમા તેમ ગોંડલ રાજ્ય તરફથી તૈયાર થતા શબ્દકોષમા એમણે ફાળો આપેલો છે નીચે એમના પુસ્તકોની યાદી નોંધી છે, તે એમની બુદ્ધિ શક્તિનો ખ્યાલ આપશે.

**: એમની કૃતિઓ :**

૧ ભારતીય શિક્ષણનો ઇતિહાસ — સન ૧૯૨૦
(રા. ચીમનલાલ માણેકલાલ જાની સાથે)

| | |
|---|---|
| ૨. પ્રાચીન જાતિ અને જ્ઞાતિ* ભા–૧–૨ | સન ૧૯૨૪ |
| ૩. સુશીલા× | ,, ,, |
| ૪. ગૌરી | ,, ૧૯૨૫ |
| ૫. ડાકટર કે દૈત્ય | ,, ૧૯૨૬ |
| ૬. દેશસેવક દમ્પતી | ,, ,, |
| ૭. સંન્યાસિની | ,, ૧૯૨૭ |
| ૮. સુમતિ | ,, ૧૯૨૮ |
| ૯ રણવીરની તલવાર | ,, ૧૯૨૯ |

*'Epic India' ના આધારે
× બંગાળી પરથી.

## ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ

એઓ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ અને રાજકોટના વતની છે. એમનો જન્મ રાજકોટમાં સન ૧૮૯૨માં થયો હતો. એમના પિતાનું નામ લક્ષ્મીશંકર રૂપજી માંકડ અને માતાનું નામ ઉમેદકુંવર દલપતરામ છે. એમનું લગ્ન સંવત્ ૧૯૬૫ માં જામનગરમાં સૌ. કુંતાલક્ષ્મી છગનલાલ સાથે થયું છે.

સન ૧૯૧૧માં એમણે મેટ્રીકની પરીક્ષા પાસ કરી હતી; પણ આંખમાં ખીલ ઉભળવાથી તેમ કૌટુંબિક પરિસ્થિતિના સબબે એમને અભ્યાસ છોડી દેવો પડયો હતો; પરંતુ બી. એ. થવાની તીવ્ર જીજ્ઞાસા, તેથી આખ સુધરતાં, મુંબાઈમાં નોકરીની સાથે અભ્યાસ કરી તેઓ સન ૧૯૨૧માં બી. એ. થયા હતા. આ જાતનું વિદ્યાધ્યયન ખરે, પ્રશસ્ય લેખાય અને અન્યને તેમાંથી જરૂર પ્રેરણા મળે. સને ૧૯૧૭ માં Clouds નામની એક અંગ્રેજી કવિતાની પુસ્તિકા રચી બહાર પાડી હતી.

હમણાં તેઓ રાજકોટ આલ્ફ્રેડ હાઈસ્કુલમાં શિક્ષક છે.

એમના પ્રિય વિષયો, સંગીત, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન છે; તેમ વ્યાયામ માટે પ્રેમ ધરાવે છે. કવિતા અને સંગીતના સંસ્કારો એમને એમના માતા પાસેથી મળેલા છે.

તેમનો કવિતાસંગ્રહ 'રૂપલીલા' એ નામથી પ્રકટ થયલો છે. કવિતાની પેઠે તેઓ સુંદર નિબંધો પણ લખે છે, જે વિચારોત્તેજક હોય છે. તેઓ એમ. એ. માટે એક પ્રબંધ તૈયાર કરવામા હાલમાં રોકાયલા છે.

### : એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧. Clouds | સન ૧૯૧૭ |
| ૧. રૂપલીલા | ,, ૧૯૨૨ |
| ૨. મામેરૂં (સટીક) | ,, ૧૯૨૮ |
| ૩. સાહિત્યકુંજ* | ,, ૧૯૩૦ |

* સાહિત્યકુંજમાં ફક્ત પ્રસિદ્ધ ગુજરાતી કવિઓની કૃતિમાંથી ચુંટણી કરવામાં આવી છે.

## ભોગીલાલ કેશવલાલ પટવા

એઓ જ્ઞાતે દશા શ્રીમાળી મેશ્રી વાણિયા છે. અમદાવાદના વતની અને જન્મ પણ અમદાવાદમાં સન ૧૮૮૬ માં થયો હતો. એમના પિતાશ્રીનું નામ કેશવલાલ છોટાલાલ પટવા અને માતુશ્રીનું નામ ચંચળબા હતું. એમનું લગ્ન સં. ૧૯૫૭ મા અમદાવાદમા સૌ. મંગળાગવરી તે અમદાવાદના વકીલ ત્રિકમલાલ ઉગરચંદ મહેતાની બ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ એમણે એમના દાદા છોટાલાલ જેઓ લોકલબોર્ડ શાળાના મુખ્ય શિક્ષક હતા એમની પાસેથી વિસલપુરમાં લીધું હતું; પણ ઇંગ્રેજીનો અભ્યાસ અમદાવાદમા કર્યો હતો. વળી મિડલ સ્કુલમા સ્કોલરશીપો પણ મેળવી હતી. સન ૧૯૦૭ મા બી. એ. ની પરીક્ષા ગણિતના વિષયમાં ઑનર્સ સાથે પાસ કરી હતી; અને સન ૧૯૦૮ મા એઓ કૉલેજના દક્ષિણા ફેલો નિમાયા હતા. કૉલેજમા હતા ત્યારે પણ ઇન્ટર અને બી. એ. ના વર્ગમા સ્કોલરશીપો મેળવી હતી. આ બધુ બતાવે છે કે એમની બુદ્ધિશક્તિ તીવ્ર અને તેજસ્વી હતી. ફેલોશીપની મુદત પૂરી થતાં તેઓ સેકન્ડરી ટીચર્સ કૉલેજમા દાખલ થયલા અને એસ. ટી. સી. ડી. ની પરીક્ષા તેમણે સન ૧૯૦૯ મા પસાર કરી હતી.

હમણા તેઓ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ–અમદાવાદમા શિક્ષક છે અને સરકારી કેળવણી ખાતામા ગુજરાતના એક પ્રતિભાશાળી ઉત્તમ શિક્ષક તરીકે તેમની ગણના થાય છે.

આ તો એમની સામાન્ય પ્રવૃત્તિ–અભ્યાસનો ઉલ્લેખ થયો; પણ એમનું મહત્વનું અને ઉજ્જવળ કાર્ય જ્ઞાતિસેવાનું છે. એમણે એમની જ્ઞાતિમાં સુધારો કરવા અને કેળવણીનો પ્રચાર કરવા એક મંડળ ઉભું કર્યું હતું, જેનું સેવાકાર્ય બહુ અસરકારક થઇ પડયુ છે. એમના પ્રયાસથી ઘણા કૉલેજ કેળવણી લઇને ગ્રેજ્યુએટ થયલા છે, અને એ કાર્ય માટે એમણે લગભગ રૂ. ૧૦૦૦૦) જેટલી રકમ ઉભી કરી હતી.

તેની માથે જ્ઞાતિમા સુધારા કરવાના એમના પ્રયાસ ચાલુ હતા. હમણાજ એમની એ સુધારક પ્રવૃત્તિ માટે એમને જ્ઞાતિનો રોષ વહોરવો પડયો હતો; પરંતુ જે યુવકબળ એમણે પોતાના વર્તન અને શિક્ષણથી ઉભુ કર્યું હતું તે એમના પડખે ઉભું રહેવાથી જ્ઞાતિના રૂઢિચુસ્ત આગેવાનોએ એમને મહાત્ કરવા પ્રયત્ન કર્યો હતો તે નિષ્ફળ ગયો છે.

ગણિતમાં એમનું જ્ઞાન ઉંડું છે, એમ એમના હાથ નીચે ભણી ગયલા અનેક વિદ્યાર્થીઓ તેમ એમના એ વિષય પરનાં પુસ્તકો સાખ પૂરશે.

તેમ ખગોળ પ્રતિ તેમને નૈસર્ગિક પ્રેમ છે. ઘણાં વર્ષોથી તેઓ તેનું બારીક નિરીક્ષણ અને અભ્યાસ કરતા રહ્યા છે, જેનું સુંદર ફળ આપણને હમણાં બહાર પડેલા તેમનાં "આકાશ દર્શન" પુસ્તકમાં મળે છે. તે એક સ્વતંત્ર કૃતિ છે અને તેનું વાચન આનંદદાયક નિવડી-જે વિષય સામાન્ય રીતે શુષ્ક થઈ પડે છે-કર્તાના અભ્યાસ અને જ્ઞાન માટે તેમ તેનું નિરૂપણ કરવાની સુંદર શક્તિ માટે માન ઉપજાવે છે.

લાંબી મુદતથી તેઓ માસિકોમાં લેખો લખતા આવે છે; તેમાં એમનો પરિપક્વ અભ્યાસ, બહોળું વાચન અને અનુભવ દૃષ્ટિગોચર થશે.

જેમ તેઓ સંસારસુધારક છે તેમ ધર્મમાં એકેશ્વરવાદી છે; અને અહિંની પ્રાર્થના સમાજના એક ટ્રસ્ટી છે.

તે ઉપરાંત અમદાવાદની ઘણીખરી જાહેર સંસ્થામાં તેઓ એક સભાસદ તરીકે રસપૂર્વક ભાગ લે છે.

વધુમાં સ્કાઉટિંગનું જ્ઞાન મેળવીને તેનો અહિં પ્રચાર કરવામાં એમણે ખંતપૂર્વક પ્રયાસ કર્યો છે; એટલું જ નહિ પણ વ્યાયામપ્રવૃત્તિ માટે એટલા જ ઉત્સુક રહે છે અને એલીસબ્રીજ પાસે એવા એક વ્યાયામ મંદિરના તેઓ નિયામક છે.

એમના પિતામહના સંસ્કાર એમના પર પડેલા છે, તેમ ન્યુ હાઇસ્કૂલના પ્રિન્સિપાલે ખગોળ માટે એમનામાં રસ પ્રકટાવેલો અને સાહિત્ય સંસ્કાર ડૉ. હરિપ્રસાદે પાડેલા એમ તેઓ જણાવે છે.

## : એમની કૃતિઓ :

| | | |
|---|---|---|
| ૧ | નાનાં બાળકોની ગૃહ કેળવણી | સન ૧૯૧૬ |
| ૨ | સરળ બાળ અંકગણિત (સહ લેખક) | „ ૧૯૨૯ |
| ૩ | સરળ મધ્ય અંકગણિત | „ ૧૯૩૧ |
| ૪ | આકાશ દર્શન | „ ૧૯૩૨ |

## ડૉક્ટર મણિલાલ મોહનલાલ ઝવેરી

એઓ જ્ઞાતિએ દશા મોઢ વાણિયા એમનો જન્મ સંવત્ ૧૯૧૯ના માહા શુદ ૯ બુધવાર તા. ૨૮મી જાન્યુઆરી સને ૧૮૬૩ના રોજ ભરૂચમા થયો હતો એમના પિતાનુ નામ રાવ બહાદુર મોહનલાલ રણછોડદાસ માતાનુ નામ રૂક્ષ્મણીબા દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીથી એઓ મોટા. એમનુ લગ્ન સંવત્ ૧૯૩૨ના વૈશાખ વદ ૫ ના રોજ ભરૂચના મજમુદારના પ્રખ્યાત કુટુમ્બમા બાપુભાઇ ખુશાલભાઇને ત્યા થયુ હતુ. એમની પત્નીનુ નામ મણિગવરી છે.

એમના પિતા સુરત જીલ્લામા ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હતા. તેમણે એમની સાત વરસની ઉમ્મરે પોતાની પાસે રાખી મૂળાક્ષર અને આક રમતા રમતા શીખવ્યા હતા તેમની પાસેથી ભરૂચ આવે ત્યારે ભવાની મેતાજીની ધુડી નિશાળે બેસાડતા. પહેલી ચોપડી સુધીનો અભ્યાસ એમના પિતા સાથે રહીને કર્યો. પછી ભરૂચની તાલુકા સ્કૂલમા દાખલ કર્યા. ગુજરાતી પાચ ધોરણ પુરા કર્યા પછી અંગ્રેજી સ્કૂલમા દાખલ થવાની એમની તીવ્ર ઇચ્છા છતા પણ તાલુકા સ્કૂલ માસ્તર મગનલાલ હરીભાઇએ એમના પિતાને કહ્યુ કે સાત ધોરણ પુરા કર્યા સિવાય અંગ્રેજીમા બેસાડવાની મારી સલાહ નથી. સાત ધોરણ પુરા કર્યા પછી અંગ્રેજીમા દાખલ કરવાથી ત્યા એને ઓછી મહેનત પડશે તેથી સાત ધોરણ પુરા કર્યા પછી ભરૂચની હાઇસ્કૂલમા અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો, અને તેથી અંગ્રેજી ચાર ધોરણ સુધી અંગ્રેજી ભણતરમા ઓછી મહેનતે ઉપલે નબરે પરીક્ષાઓ પસાર કરી. તે પછી તેમના વડીલ ભાઇ મોતીલાલ ભાવનગરની ઑલ્ફ્રેડ હાઇસ્કૂલમા આસિસ્ટટ માસ્તર હતા. તેમણે પોતાના ત્રણે ભાઇઓને પોતાની પાસે તેડાવી લઇ ત્યા પોતાની દેખરેખ નીચે અભ્યાસ કરાવ્યો. તેથી એઓ અને કૃષ્ણલાલભાઇ પણ ત્યા જઇ રહ્યા. એમના માતાજીની ઇચ્છા પોતાના છોકરાઓને દાક્તર અને વકીલ બનાવવાની હતી. તેથી એમણે દાક્તરી લાઇન લીધી, અને કૃષ્ણલાલભાઇએ કાયદાની લાઇન પકડી. મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ કરી તેમા નિષ્ફળ થવાથી સને ૧૮૮૨ ના ઑક્ટોબર મહિનામા અમદાવાદની મેડિકલ સ્કૂલમા દાખલ થયા અને સને ૧૮૮૫ મા સબ આસિસ્ટટ સર્જન—તે વખતે હૉસ્પિટલ આસિસ્ટટ—મા પસાર થયા ભાવનગરમા અભ્યાસ કરી ત્યાથી જ દાક્તરી લાઇનમા દાખલ થવાની

ભાવનગરના મહારાજા સાહેબે તેમને સ્કૉલરશીપ આપી, અને પાસ થયેથી પોતાના રાજ્યમાં નોકર રાખ્યા. સને ૧૯૨૫ માં પેનશન લીધું ત્યાંસુધી એકનિષ્ઠાથી રાજ્યની નોકરી કરી મહારાજા સાહેબની પ્રીતિ સંપાદન કરી નિવૃત્ત થયા. મહારાજા સાહેબની ઇચ્છા તેમને પોતાની હજુરમાં રાખવાની હતી પરંતુ તેમની ઇચ્છા નિવૃત્ત થવાની હોવાથી ઉપકાર સાથે ના પાડી. નોકરીના સંબંધમાં હજુરશ્રીએ એમને ઘણી વખત નાણી જોયા હતા તે બધા પ્રસંગો અહીં જણાવતાં બહુ લંબાણ થાય માટે અત્રે એટલું જ જણાવવાનું કે એમને નોકરીથી છૂટા કરવા માટે તેઓ ઘણા દિલગીર હતા. પહેલવહેલો પ્લેગ શરૂ થયો ત્યારે બધી જ ટ્રેનોની ડૉક્ટરી તપાસ થતી હતી તે વખતે એમને ગઢડેથી બોલાવી લઈ ભાવનગરના સ્ટેશન ઉપર ટ્રેનો તપાસવા મૂક્યા હતા, તે વખતે લોભ લાલચને વશ ન થતા કોઈ પણ પ્રવાસીને દુઃખ આપ્યું નથી, તદુપરાત શેહેરના મરણોનાં સર્ટિફિકેટ આપવાનું કામ પણ એમને સોંપ્યું હતું, તેમાં ઘણીવાર અખંડ ઉજાગરા થતા. કારણ રાતના કોઈને ત્યાં ગમે તે વખતે મરણ થાય તો તેના સંબંધીઓ રાતમાં સર્ટિફિકેટ લેવા આવતા, અને એઓ તેમને તે જ વખતે લખીને આપતા. એક વાર એવું બન્યું કે તેમના ચીફ મેડિકલ ઓફીસર સાહેબ ડૉ. શીવનાથ રામનાથે એમને રાત્રે પોતાને ત્યા સુઇ રહેવાનું કહ્યું. ખરી રીતે તો નાણી જોવા કે માણસોને હેરાનગતિ થાય છે કે નહિ હવે તે રાત્રે એવું બન્યું કે મરણનું પ્રમાણ વધી જવાથી અરધી કલાકે અને કલાકે જૂદા જૂદા માણસો સર્ટિફિકેટ માટે આવવા લાગ્યા અને એમણે તે બધાને વખતસર સર્ટિફિકેટ આપ્યાં; પણ એઓ સાહેબને પણ અખંડ ઉજાગરો થયો. તેઓ તો જૂદા ભાગમાં સૂતા હતા, પણ ઘોઘાટથી તેમની નિદ્રાનો ભંગ થયો. બીજે દિવસે પોતાને ત્યાં સુવા આવવાની ના કહી. આ વખતે એમની નિમણુંક ગઢડા દવાખાને હતી. ત્યા પણ પ્લેગ અને કોલેરા એક સાથે ફાટી નિકળ્યા અને પ્રજાનો પોકાર થયો; તેથી તાબડતોબ એમને ગઢડે જવા હુકમ થયો. ત્યાં જઈ પ્રથમ પ્રજાની મિટિંગ બોલાવી સૌને ધીરજ આપી. પછી સવારના આઠ વાગતાથી, આખા કસ્બામાં રાઉંડ લેતા, અને વગર ફીએ દરેક દરદીને તપાસી ઉપચાર કરતા. દવાની પેટી સાથે જ રાખતા કે તાત્કાલિક મદદ અપાય. કસ્બાનું અનાથાશ્રમ પણ એમની દેખરેખ નીચે હતું, એટલે ત્યા

પણ બે વખત વીઝીટ આપતા એમની આ સેવાની કદર કરી પ્રજાએ એમને માનપત્ર મેહેરબાન દિવાન સાહેબ મારફતે આપ્યુ, અને તેમણે નેક નામદાર માહારાજા સાહેબની મંજુરી લઇ રૂા ૨૦૦ નુ ઈનામ અને સરટીફીકેટ આપ્યા

સાહિત્ય સબંધમા એમની પ્રવૃતિ છેક નાનપણથી હતી એમની જ્ઞાતિના છોકરાઓ અવળે રસ્તે ચઢી જતા જોઈ તેમને સમજાવી, "જ્ઞાનોદય સભા' એ નામનુ એક મંડળ તૈયાર કર્યું તેમા દર રવિવારે ભાષણો કરતા તે પછી સને ૧૮૮૧ મા જ્ઞાનોદય નામનું માસિક પ્રગટ કરવા માંડયુ ચાર વરસ પોતાની દેખરેખ નીચે ચલાવી પછીથી નોકરીની જંજાળમા એમણે એ કામ એમના મિત્ર રા અનુપરામ મીઠાલાલ દીનશુ તથા શ્રીયુત ઇચ્છાલાલ અમૃતલાલને સોપી દીધુ જ્ઞાનોદય સભાને અગે એમણે પોતાના મિત્ર શ્રીયુત ઇચ્છાલાલ અમૃતલાલ સાથે ભાગમા જ્ઞાનોદય છાપખાનુ જમાવ્યુ પાછળથી પોતાનો ભાગ કહાડી નાખી તે ઇચ્છાલાલને સ્વતત્ર આપી દીધુ

નોકરીના દરમ્યાનમા એઓ અને શ્રીયુત માનશકર પીતામ્બરદાસ મ્હેતા બોટાદમા ભેગા થઈ ગયા એ બન્ને મિત્રોએ મળી ત્યા અગ્રેજી સ્કૂલ નહિ હોવાથી ફડ એકઠુ કરી ખાનગી સ્કૂલ કહડાવી અને પછી તેનું સારૂ કામ જોઈ એ સ્કૂલ સ્ટેટમા દાખલ કરાવી

એજ અરસામા એઓ તે વખતના પ્રસિદ્ધ માસિકોમા લેખ મોકલતા બુદ્ધિપ્રકાશ, વિજ્ઞાનવિલાસ, સ્વદેશ વત્સલ, આર્યજ્ઞાનવર્ધક, નૂરે એલમ, અને કેળવણી વગેરે માસિકોમા એમના લેખ આવતા, અને તે વખણાતા

'આપણા દેશના કુવા' એ નામનો નિબધ એમણે બુદ્ધિપ્રકાશમા કટકે કટકે પ્રસિદ્ધ કરેલો પણ પછી તેની પુસ્તક રૂપે માગણી થવાથી તેને પુસ્તકરૂપે બહાર પાડયો, અને તેની બે આવૃત્તિઓ થઈ નૂરે એલમના અધિપતિ મી કાબરાજીને તે લેખ ઘણો પસદ પડવાથી લેખકની પરવાનગીથી એ આખો લેખ નૂરે એલમમા ફરીથી પ્રસિદ્ધ કર્યો યુનિવર્સીટીની મુસાફરીના ભારતર માટે રા નવલરામભાઈએ પોતાના શાળાપત્રમા ઘણો ઉચો અભિપ્રાય આપ્યો હતો વૃદ્ધાવસ્થાને લઈને હાલ વિશેષ કામ થઈ શક્તું નથી, છતાં પણ ગોંડળના વિદ્યાધિકારીની

સાહેબ મહેરબાન ચંદુલાલભાઈના આગ્રહથી એ સ્ટેટ તરફથી ગુજરાતી ભાષાનો બૃહત કોષ પ્રસિદ્ધ થવાનો છે તે માટે થોડુંએક કામ એમને સોંપેલું છે, તે કરે છે.

:: એમનાં પુસ્તકોની યાદી ::

શેતરંજ
ગુલિવરની મુસાફરી ભાગ ૨ નું ભાષાંતર,
આપણા દેશના કુવા.
અજમોદ બીડ ભંજન.
શબ્દોના પ્રકાર ઓળખવા વિષે.
સ્ફૂટ કાવ્ય.

## મણિલાલ મોહનલાલ પાદરાકર

એઓ વીશાશ્રીમાળી જૈન જાતિના છે. મૂળ વતની પાદરાના અને જન્મ પણ એજ સ્થળે સં. ૧૯૪૩ ના ચૈત્ર સુદ આઠમના દિવસે થયો હતો. એમના પિતાનુ નામ મોહનલાલ હિમચંદભાઈ, જેઓ વકીલ છે; અને માતાનું નામ બાઇ જમનાબાઈ છે. એમનું લગ્ન અમદાવાદમાં સં. ૧૯૬૦ મા સૌ. મેનાબ્હેન સાથે થયુ હતુ.

પ્રાથમિક કેળવણી તેમણે પાદરામા લીધેલી અને ઇંગ્રેજીનુ શિક્ષણ-મેટ્રીક સુધીનુ-પાદરા, વડોદરા અને મુબઈની શાળાઓમા મેળવેલુ; તેમ સંસ્કૃતનો અભ્યાસ ગુરુ પાસે જુદે જુદે સ્થાને-જેમકે, મુબાઈ, અમદાવાદ અને વિજાપુરમા કર્યો હતો.

એઓ ઝવેરાતનો ધંધો મુબાઈમા કરે છે, તેની સાથે એક શ્રીમંત શેઠના એસ્ટેટ મેનેજર પણ છે.

એમના પ્રિય વિષયો સાહિત્ય, કાવ્ય, યોગ અને આધ્યાત્મિક ગ્રંથો છે, તેમ ગોવર્ધનરામભાઇ, મણિલાલ નભુભાઇ, કલાપી અને બુદ્ધિસાગર સૂરિએ તેમના જીવન પર અસર કરેલી છે, એમ તેમનુ કહેવું છે.

એક કવિ અને લેખક તરીકે તેઓ જાણીતા છે અને રાષ્ટ્રીય કવિતાના એમના પુસ્તકો બહોળા પ્રચાર પામ્યા છે તેમજ એક વકતા તરીકે પણ એમણે કીર્તિ મેળવેલી છે.

વળી જૈન સાહિત્ય પ્રતિ ગુજરાતી સાહિત્યકારોનુ ધ્યાન દોરવા તેઓ હમેશ પ્રયત્ન કરતા રહ્યા છે. તદર્થે સાહિત્ય પરિષદોમા લખી મોકલેલા એમના નિબંધો ઉપયોગી જણાશે. આ સિવાય બુદ્ધિપ્રભા, ખેતી અને સહકાર અને અંગ બળ અને આરોગ્યના તંત્રી તરીકે એમનુ કાર્ય નોધવા જેવું છે.

**: એમની કૃતિઓ :**

| | | |
|---|---|---|
| ૧ | નવજીવન ( નિબધ સંગ્રહ ) [બે આવૃત્તિ] | સન ૧૯૧૭ માર્ચ |
| | બીજી આવૃત્તિ | „ ૧૯૧૭ જુન |
| ૨ | માડી ( નવલકથા ) | „ ૧૯૧૯ |
| ૩ | પ્રણય મંજરી ( કાવ્ય ) | „ ૧૯૨૦ |
| ૪ | શ્રીમદ્ દેવચંદ્રજી જીવનચરિત્ર | „ ૧૯૨૧ |
| ૫ | શ્રીમદ્ દેવચંદ્રજી, તેમનુ જીવન અને ગુર્જર સાહિત્ય | „ ૧૯૨૯ |

| | | |
|---|---|---|
| ૬ | શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ, તેમનું જીવન અને ગુર્જર સાહિત્ય | સન ૧૯૨૪ |
| ૭ | લગ્ન ગીત (ગીતો) | „ ૧૯૨૩ |
| ૮ | લગ્ન ગીત મણિમાળા (ગીતો) | „ ૧૯૨૪ |
| ૯ | સૌભાગ્ય સિંધુ અને સૂતિકા શિક્ષણ | „ ૧૯૨૯ |
| ૧૦ | રાષ્ટ્રીય રાસકુંજ (રાસ) | „ ૧૯૩૦ |
| ૧૧ | રાષ્ટ્રીય રાસમંદિર (રાસ) | „ ૧૯૩૧ |
| ૧૨ | રાષ્ટ્રીય નવરાત્ર (રાસ) | „ ૧૯૩૦ |



## માધવલાલ ત્રિભુવન રાવળ

જાતે ઔદિચ્ય બ્રાહ્મણ; વતન–મૂળી (સ્વામિનારાયણ.). પિતાનું નામ ત્રિભુવન પીતાંબર રાવળ. માતાનું નામ ગોમતીબા. જન્મ સંવત્ ૧૯૬૦ ના ભાદરવા વદ અમાસને રોજ (તા. ૫–૧૦–૧૯૦૪) મૂળીમાં જ થએલો. લગ્ન સને ૧૯૨૫ માં મૂળીમાં થયું. પત્નીનું નામ સૌ. કમળા (મનોરમાદેવી).

પ્રાથમિક અભ્યાસ મોસાળ મૂળીમાં રહીને કરેલ. ત્યા આગળ ચારણ કવિઓ અને સ્વામિનારાયણ સંપ્રદાયના કાવ્ય સાહિત્યનો સંસર્ગ થએલો. તેમના માતામહ હિંદી ભાષાના એક સારા અને શીઘ્ર કવિ હતા. તેમનો રચેલો "વખત વિલાસ" નામે કૃષ્ણલીલાનો વિશાળ ગ્રંથ રસ અને ભાષા ગૌરવમાં શ્રેષ્ઠ છે. ગ્રંથ હિંદી ભાષામાં છે. મોસાળમા શાસ્ત્રચર્ચા અને વેદધ્વનિયુક્ત વાતાવરણ; આને પરિણામે સાહિત્ય તરફ પ્રીતિ અને ધર્મશાસ્ત્રોમા ઉંડો રસ નાનપણથી જ ઉત્પન્ન થયો. છેક દશ વર્ષની નાની ઉમ્મરથી જ કવિતા કરતા; અને સહાધ્યાયીઓમા કવિ નામથી ઓળખાતા.

સન ૧૯૨૧ ની સાલમા રાજકોટની હંટર મેલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થઈ ૧૯૨૨ મા સીનીઅર ટ્રેન્ડ થયા; અને ગુજરાતી સાહિત્યના અભ્યાસનો સુવર્ણચંદ્રક મેળવ્યો. ૧૯૨૯ માં ગુજરાતી સાહિત્યની ઉચ્ચ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. શ્રી૦ મંગળજી હરજીવન ઓઝા પાસે સંસ્કૃત સાહિત્ય તથા ગીતા પંચદશી આદિ વેદાંત ગ્રંથોનો અભ્યાસ કર્યો છે તેમજ પંડિત મગનલાલજી પાસે રહી મધ્યકાલીન હિંદી સાહિત્ય શીખ્યા છે.

રાજકોટની હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજમા નવ વર્ષ સુધી નોકરી કરી હજી હમણાં જ બાર્ટન ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેનમાં પહેલા આસિસ્ટંટ નિમાયા છે.

તેમના જીવન ઉપર ગીતા અને ગો. તુલસીદાસજીકૃત રામાયણની ઉંડી અસર થઈ છે. નોકરીમાથી બચત વખત સાહિત્ય સેવા અને ઉપર્યુક્ત બન્ને મહા ગ્રંથોના પઠનપાઠન અને પ્રચારમા ગાળે છે. હિંદની ઉન્નતિ ધાર્મિક ઉન્નતિપર નિર્ભય છે, એવી તેમની શ્રદ્ધા છે; અને ધર્મશાસ્ત્રોના યુગાનુકૂલ અર્થો કરવામા ખાસ રસ લે છે.

નવલકથાલેખન અને કાવ્યલેખનમા તેમને ખાસ રસ છે.

## :: તેમનાં પુસ્તકો ::

| | |
|---|---|
| ૧ કૉલેજીયન (સામાજિક નવલકથા.) | સન ૧૯૨૪ |
| ૨ ચંદ્રનાથ (શરત્ચંદ્રની નવલકથાનું ભાષાંતર) | (અ. પ્રગટ) |
| ૩ ઇંદુકલા (સામાજિક નવલકથા) | ૧૯૩૦ |
| ૪ જુવાનોના જંગ ( „ ) | ૧૯૩૧ |
| ૫ ગોસ્વામી તુલસીદાસજીનું આખ્યાન (કવિતામાં). | (અ. પ્રગટ) |
| ૬ પલટાતાં જીવન | ૧૯૩૧ |
| ૭ અધુરી આશા કિંવા ગુજરાતનું ગૌરવઃ મહારાણી નાયકા દેવી. | (અ. પ્રગટ) |
| ૮ કાવ્ય-મનોરમા. (સ્વચરિત કાવ્યોનો સંગ્રહ) | (અ. પ્રગટ) |
| ૯ પૈસાના પૂજારી. (સામાજિક નવલકથા). | ( „ ) |

---

## મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક

એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે. નડિયાદના વતની છે અને જન્મ પણ એ જ ગામમાં તા. ૩૧ મી જાન્યુઆરી ૧૮૮૬ ને રોજ થયો હતો. એમના પિતાનું નામ માણેકલાલ ઉમિયાશંકર યાજ્ઞિક અને માતુશ્રીનું નામ અતિલક્ષ્મી ધનસુખરામ પંડ્યા (અમદાવાદના) છે. એમનું પ્રથમ લગ્ન ૨૩ મા વર્ષે સૌ. મહાવિદ્યા ઉદ્યમરામ પંડ્યા સાથે અને તેમનું અવસાન થયા બાદ બીજું લગ્ન ૩૫ વર્ષની ઉમ્મરે નડિયાદમાં શ્રીમતી વીરેન્દ્રબાળા આણંદજી પંડ્યા સાથે થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ એમણે નડિયાદમાં કર્યો હતો અને કૉલેજ કેળવણી એક જ ટર્મ જુનાગઢમાં બાહઉદ્દીન કૉલેજમાં અને પછી વડોદરા કૉલેજમા લીધી હતી.

હાલમાં તેઓ રાજકીય સંસ્કૃત મહાવિદ્યાલય–વડોદરામાં પ્રિન્સિપાલના પદે છે.

સંસ્કૃત સાહિત્ય, વેદ, વેદાન્ત, પુરાણો, ધર્મશાસ્ત્રો વગેરે એમના પ્રિય વિષયો છે; પણ સંસ્કૃત નાટક માટે તેઓ ખાસ પ્રીતિ ધરાવે છે.

સ્વ. તનસુખરામભાઈ ત્રિપાઠી અને સ્વ. તર્કવાચસ્પતિ મહામહોપાધ્યાય બદરીનાથ શાસ્ત્રીજીની સાથે લાંબા વખત સુધી સહવાસમાં રહેલા હોવાથી એમના જીવનપર તે બે વ્યક્તિઓની અસર થયાનું તેઓ જણાવે છે.

શરૂઆતમાં તેઓ ઇન્ડિયન સ્પીસી બેંકમાં એજન્ટ તરીકે રહેલા; પણ તે બંધ થતા સન ૧૯૨૪ મા વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં જોડાયા હતા.

એમના નીચે જણાવેલા પુસ્તકોપરથી જોઈ શકાશે કે સાહિત્યવાચન લેખન માટે તેમને કેવો અનુરાગ છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ સત્યધર્મ પ્રકાશ (ગુજરાતી મૂળ સંસ્કૃત શ્લોકો સાથે) | સન ૧૯૧૨ |
| ૨ વિજયાલહરી (સંસ્કૃત ખંડકાવ્ય) | ,, ૧૯૧૬ |
| ૩ વિષ્ણુપુરાણની કથાઓ (સંસ્કૃત) | ,, ૧૯૧૭ |

| | | |
|---|---|---|
| ૪ તુલનાત્મક ધર્મ વિચાર (ગુજરાતી) | „ | ૧૯૧૯ |
| ૫ આપણું પ્રાચીન રાજ્યતંત્ર ( „ ) | „ | ૧૯૨૮ |
| ૬ સંયોગિતા સ્વયંવર (સંસ્કૃત નાટક) | „ | „ |
| ૭ છત્રપતિ સામ્રાજ્ય (સંસ્કૃત નાટક) | „ | ૧૯૨૯ |
| ૮ સૂર્યચંદ્રવંશી રાજાઓની વંશાવલી તથા જંબુદ્વિપ અને સપ્તદ્વિપના નકશાઓ. | „ | ૧૯૩૦ |
| ૯ પ્રતાપ વિજય (સંસ્કૃત નાટક) | „ | ૧૯૩૧ |

## રતિલાલ મોહનલાલ ત્રિવેદી

એઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. વતની રાણપુરના અને જન્મ એ જ સ્થળે તા. ૨૨ મી માર્ચ ૧૮૯૪ ના રોજ થયો હતો. એમના પિતાશ્રીનું નામ મોહનલાલ લક્ષ્મીશંકર ત્રિવેદી અને માતાનુ નામ માણેકબ્હેન છે. એમનુ લગ્ન સન ૧૯૦૬ મા વાકાનેરમા સૌ. સરસ્વતીબ્હેન સાથે થયુ હતું.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે ધ્રાગધ્રામા મામાને ત્યા રહીને લીધુ હતુ. પછી ગુજરાત કૉલેજમા દાખલ થયલા અને સન ૧૯૧૭ મા બી. એ. ની પરીક્ષા ઑનર્સ સહિત, સસ્કૃત અને ઇંગ્રેજી લઈને બીજા વર્ગમા પાસ કરી હતી.

તેઓ છેલ્લા સાત વર્ષથી શેઠ અમાલાલ સારાભાઈને ત્યા ટ્યુટર તરીકે કામ કરે છે.

એમના પ્રિય વિષયો હિન્દી સસ્કૃતિ અને ઇતિહાસ, સંસ્કૃત, કાવ્ય અને તત્ત્વજ્ઞાન છે.

અનારનવાર કૌમુદી, પ્રસ્થાન, વસન્ત વગેરેમા એમના લેખો આવે છે. હમણા એમનું પુસ્તક "હિન્દના વિદ્યાપીઠો : પ્રાચીન અને મધ્યકાલીન, ભા. ૧" પ્રસિદ્ધ થયુ છે, એ એમનું વિશાળ વાચન, અભ્યાસ અને લેખનશૈલીનો ખ્યાલ આપશે.

:: એમની કૃતિ ::

૧ હિન્દના વિદ્યાપીઠો : પ્રાચીન અને મધ્યકાલીન ભાગ. ૧ સન ૧૯૩૨

## રામચંદ્ર દામોદર શુક્લ, એમ. એ. એલએલ. બી.

એઓ જ્ઞાતે શ્રી ગોડ બ્રાહ્મણ; અને પંચમહાલ જીલ્લાના શહેરા ગામના વતની છે. એમનો જન્મ શહેરામાં તા. ૮ મી જુલાઈ સન ૧૯૦૫ ને રોજ થયો હતો. એમના પિતાનું નામ દામોદર દાજીભાઇ શુક્લ અને માતાનું નામ સુરજબ્હેન છે.

પ્રાથમિક શિક્ષણ શહેરામાં, માધ્યમિક દોહદ, ગોધરા અને અમદાવાદમાં અને ઉંચું ગુજરાત કૉલેજ અમદાવાદમાં લીધું હતું; અને ભણવામાં બુદ્ધિશાળી અને ચંચળ હોઈને, કૉલેજમાં દર વર્ષે સ્કોલરશીપ મેળવેલી. સન ૧૯૨૧માં મેટ્રીક થયલા; અને બી. એ. ની પરીક્ષા એમણે સન ૧૯૨૫ માં ઈંગ્લિશ ઑનર્સ અને સંસ્કૃત લઇ બીજા વર્ગમાં પાસ કરી હતી, અને ગુજરાત કૉલેજનું લૉર્ડ રે પ્રાઇઝ મેળવ્યું હતું; સન ૧૯૩૧ માં પ્રધાન વિષય ઈંગ્રેજી અને ગૌણ વિષય ગુજરાતી લઈને તેઓ એમ. એ. બીજા વર્ગમાં પાસ થયા છે. દરમિયાન એલએલ. બી. ના ટર્મ્સ રાખી સન ૧૯૩૦ ના જુનમાં એલએલ. બી. થયા હતા. તેઓ હાલમાં જાન્યુઆરી ૧૯૩૨ થી દાહોદમાં વકીલાત કરે છે. તે આગમચ અભ્યાસ દરમયાન જુન ૧૯૨૬ થી નવેમ્બર ૧૯૩૧ સુધી જે. એલ. ન્યુ ઇંગ્લિશ સ્કૂલ-અમદાવાદમાં શિક્ષક તરીકે કામ કર્યું હતું. અમદાવાદનો લગભગ ચૌદ વર્ષનો સતત વસવાટ એમને અત્યંત લાભદાયી નીવડયો છે.

ટુંકી વાર્તા આપણે અહિં હમણાં હમણાં ખુબ લખાવા માંડી છે, તેમાથી એમણે સરસ કૃતિઓનો સંગ્રહ કરી, ' નવલિકા સંગ્રહ ' નામે એક પુસ્તક સંપાદન કર્યું છે; અને તેનું બીજું પુસ્તક શ્રી કનૈયાલાલ મુનશીની પ્રસ્તાવના સહિત ચાલુ વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થવાનો . સંભવ છે. એ પસંદગીમાં એમનું વિશાળ વાચન તેમ ઝીણી વિવેચન શક્તિ નજરે પડે છે. વળી માસિકોમાં એમના નામથી તેમજ તખલ્લુસથી અવારનવાર આવતા લેખો, જેમકે મુનશીની કૃતિઓમાં રાજકીય ભાવના અથવા ' વસન્ત સ્મારક ગ્રંથ'માં નળાખ્યાન વિષે વાંચતાં, એમની વિદ્વતા અને જ્ઞાન માટે ઉંચો અભિપ્રાય બંધાય છે; અને જતે દિવસે એમની ગણના ઉંચી કોટિના લેખકવર્ગમાં થાય તો અમે નવાઈ પામીશું નહિ.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. સ્વીટ્‌ઝરલેન્ડની સ્વતંત્રતા | સન ૧૯૨૪ |
| ૨. નવલિકા સંગ્રહ પુ. ૧ | „ ૧૯૨૮ |
| ૩. „ „ પુ. ૨ | „ ૧૯૩૨ |

## રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ

એઓ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ છે. મૂળ વતની ડભોઈના પણ હાલમાં પાદરામાં વસે છે. એમનો જન્મ સન ૧૮૭૯ માં પંચમહાલમાં કાસોલ મુકામે થયો હતો. એમના પિતાનું નામ કાશીપ્રસાદ મુગટરામ અને માતાનું નામ સૌ. મગનબા તે મહેતા કલ્યાણરાય હરિપ્રસાદની દિકરી-હતું. એમનું લગ્ન સન ૧૮૯૬ માં પેટલાદમા સૌ. અમીરબા તે દેસાઈ નાનાભાઈ મુળચંદની દિકરી સાથે થયું હતું.

વસો, ભાદરણ અને કાસોલમાં તેઓ ગુજરાતી પાંચ ધોરણ શિખેલા અને માધ્યમિક શિક્ષણ પેટલાદ એ. વી. સ્કુલમાં તથા વડોદરા હાઇસ્કુલમાં લીધું હતું. પેટલાદમાં એમને જસભાઈ નાગર પ્રાઇઝ અને સ્કોલરશીપ મળ્યાં હતા.

વડોદરા કૅાલેજમાંથી તેઓ બી. એ. થયલા તેમજ વડોદરા રાજ્યની એસ. ટી. સી. ડી. ની પરીક્ષા પાસ કરેલી છે. હાલમાં તેઓ પાદરા હાઈસ્કુલમાં મેટ્રીકયુલેશનનો વર્ગ લે છે.

એમનો સંસ્કૃત તથા હિન્દીનો અભ્યાસ સારો છે, અને મરાઠીનો પરિચય સારી રીતે કેળવ્યો છે. પોતા વિષે લખતાં તેઓ જણાવે છે કે સાહિત્ય, ધર્મ અને તત્ત્વજ્ઞાન એમના પ્રિય વિષયો છે અને પરમહંસ રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદની છાપ એમના જીવનપર ઉંડી પડેલી છે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ Life of Swami Vivekanand | સન ૧૯૧૦ |
| ૨ Notes on Goldsmith's Deserted Village | ,, ૧૯૧૫ |
| ૩ સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર | ,, ૧૯૧૭ |
| ૪ ધર્મનાં મૂળતત્ત્વો | ,, ૧૯૧૮ |
| ૫ વિવિધ ધર્મોનું રેખાદર્શન | ,, ૧૯૧૯ |
| ૬ હૃષીકેશચંદ્ર ભા. ૧ | ,, ૧૯૨૨ |
| ૭ ,, ભા. ૨ | ,, ૧૯૨૪ |
| ૮ ,, ભા. ૩ | ,, ૧૯૨૫ |

૯ હુવિકેશચંદ્ર ભા. ૪ ,, ૧૯૨૭
૧૦ જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ ,, ૧૯૩૦

---

નં. ૧ ઇંગ્રેજી માસિકો તથા વર્તમાનપત્રો તેમજ અન્ય આદિનીને આધારે; નં. ૩ વિસ્તૃત ચરિત્ર અને સ્વામીજીની લાઇફ ચાર ભાગમાં બહાર પડેલી તેના આધારે; નં. ૪ 'Foundations of Religion' નો અનુવાદ, નં. ૫ Religion નું ભાષાન્તર, નં ૬-૭-૮-૯ સ્વતંત્ર કૃતિઓ, નં. ૧૦ 'Short History of the world by H. G. Wells' નો અનુવાદ.

## લક્ષ્મણરામ કાશીરામ રામી

એઓ જાતે માળી ( ક્ષત્રિય ) છે. વડનગરના વતની છે; અને જન્મ દહેગામ તાબે નાંદોલમાં તા. ૧૮ મી ઑગષ્ટ સન ૧૯૦૮ સં. ૧૯૬૪ ની કૃષ્ણજયન્તિ મંગળવારના દીને થયો હતો. એમના પિતાનું નામ રામી કાશીરામ રાયચંદ છે; અને માતાનું નામ ગંગાબ્હેન છે, જેઓ નાંદોલવાળા રામી નાનાલાલ નાથાલાલનાં પુત્રી થાય. એમનું લગ્ન વડનગરમાં સૌ. હીરાબાઇ ( રામી જેઇતારામ છગનલાલના પુત્રી ) સાથે સંવત્ ૧૯૭૬ ના માગશર શુદ ૧૫ ને રવિવારના રોજ થયું હતું.

પ્રાથમિક શાળાનો ૭ ધોરણ સુધી અને ઈંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે. પરંતુ હિન્દી, મરાઠી અને સંસ્કૃતનું સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરેલું છે; તેમજ બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા ( સુરત ) ની ધાર્મિક પરીક્ષા પાસ કરેલી છે.

તેઓ ગાંધી-કરીઆણાનો વેપાર કરે છે; પણ તે સાથે તેઓ જ્ઞાતિના અભ્યુદયાર્થે "માળી મિત્ર" નામનું માસિક કાઢે છે.

વળી સમાજમાં આધ્યાત્મિક વિચાર વધુ પ્રમાણમાં પસરે તે માટે તેઓ પ્રયત્ન કરી રહ્યા છે; અને શિષ્ટ સાહિત્યના અન્ય વધુ મનનીય ગ્રંથો પ્રસિદ્ધ કરવાની ઉમેદ રાખે છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ આત્માનંદ ગીતાવલિ | સન ૧૯૩૨ |
| ૨ જીવન મઠ | " " |
| ૩ હરિજન સ્તોત્ર | " " |
| ૪ આનંદ વર્ષા | " " |

## લલિતમોહન ચુનીલાલ ગાંધી

એઓ જ્ઞાતે દશા મોઢ વાણીઆ અને સુરતના વતની છે. જન્મ પણ સુરતમાં તા. ૮ મી મે ૧૯૦૨ના રોજ થયો હતો. એમના પિતાશ્રી ચુનીલાલ માણેકલાલ ગાંધી એક અગ્રેસર વકીલ અને લોકનેતા તરીકે જાણીતા છે. એમના માતુશ્રીનું નામ કમળાબ્હેન છે, જેઓ જમનાદાસ વિજુભાઈનાં પુત્રી થાય. એમનું લગ્ન સન ૧૯૨૨ના એપ્રિલમાં ઉમરગામના સૌ પ્રભાવતી—તે રા. મગનલાલ હરિભાઈ સંજાણવાળાના પુત્રી-સાથે થયલું છે.

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી એમણે સુરતમાં લીધેલી, અને કૉલેજ શિક્ષણ માટે તેઓ મુંબાઈ એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થએલા. સન ૧૯૨૩માં તેઓ બી એ. થયા હતા. ભૌતિકશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર એમનો ઐચ્છિક વિષય હતો. રસાયનશાસ્ત્રનો ઐચ્છિક વિષય લઈને સન-૧૯૨૪માં તેઓ બી. એસ સી થયા હતા. સન ૧૯૨૫માં એમ. એ. ની પરીક્ષા એમણે ગુજરાતી અને ઇંગ્રેજી લઈને પસાર કરી હતી, અને સન ૧૯૨૫ માં એલ એલ. બી થયા હતા હાલમાં તેઓ સુરતમાં વકીલાત કરે છે.

એમના પ્રિય વિષયો માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને નાટકો તેમ ટુંકી વાર્તાસાહિત્ય છે, અને એ ક્ષેત્રમાં ટુંકી વાર્તાઓ અને નાટકો લખવાનો થોડાક સમયથી પ્રયત્ન કરી રહ્યા છે. "કલ્પના કુસુમો" એ એમની પ્રથમ કૃતિ છે, જેનો પરિચય જાણીતા સાક્ષર નરસિંહરાવે કરાવ્યો છે, અને પ્રિન્સિપાલ ધ્રુવે તેની ગુણપ્રશંસા 'વસન્ત' માં કરી છે. તે આગમચ 'જ્ઞાનવર્ધક ગ્રંથમાળા' માં ટુંકી વાર્તાઓ એડિટ કરી, એ વિષય પ્રતિનો પોતાનો શોખ પ્રદર્શિત કર્યો હતો નવમી સાહિત્ય પરિષદમાં એમણે "નવલિકા સાહિત્ય, એના રૂપ રંગ અને કલાતમા" એ નામનો નિબંધ વાંચ્યો હતો.

સાહિત્યની પેઠે ટેનિસની રમત તેમને અસત પ્રિય છે અને અનેક ટુર્નામેન્ટમાં તેમને તે માટે ઇનામો મળેલા છે.

એમનું પ્રથમ પુસ્તક સાહિત્યરસિકોમાં સારો આદર પામ્યું હતું અને આપણે આશા રાખીશું કે એમના તરફથી આપણને વધારે અને કિંમતી સાહિત્ય મળતું રહેશે.

**: એમની કૃતિ :**

કલ્પના કુસુમો — સન ૧૯૩૦.

## વાસુદેવ રામચંદ્ર શેલત, બી. એ.

એઓ ગ્નાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ છે અને ખેડા જીલ્લાના ઉમરેઠ ગામના વતની છે. એમનો જન્મ ઉમરેઠમા તા. ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૦૨ ના રોજ થયો હતો. એમના પિતાનુ નામ રામચંદ્ર ભવાનીશંકર શેલત; એઓ જ્યોતિષ અને છદશાસ્ત્રના ઘણા શોખીન હતા તથા સીનીયર પાસ થએલા હોઇ મહુધા, વડોદરા કેંપ વગેરે શાળાઓમા હેડમાસ્તર હતા. એમના સસ્કાર બાલ્યાવસ્થાથી જ ભાઇ વાસુદેવ ઉપર પડેલા, તે કાળક્રમે વિકસ્યા છે. એમના માતુશ્રીનું નામ ગં. સ્વ. મૂળીબ્હેન પરસોત્તમ ભટ્ટ છે. એમનુ લગ્ન તા. ૧૫ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ના રોજ ઉમરેઠમા જ અ. સૌ. ચંચળબ્હેન મણિલાલ ભટ્ટ સાથે થયુ હતુ.

એમના પિતાશ્રી એમને અગીઆર વર્ષના મૂકી ગુજરેલા અને તેમની કેળવણીનો ભાર એમના માતુશ્રીને માથે આવી પડેલો. એમણે ગુજરાતી અભ્યાસ વડોદરા કેંપની નિશાળમા એમના પિતાના હાથ નીચે કરેલો અને વડોદરા શહેરની બ્રાચ સ્કૂલમા ત્રણ ધોરણો ભણી ત્યાની શ્રી સયાજી હાઇસ્કૂલમાથી સને ૧૯૧૯ મા મેટ્રિક પાસ થએલા અને ૧૯૨૧ મા વડોદરા કૉલેજમાથી ઇન્ટર પાસ થઈ બી એ મા થોડો વખત ફર્ગ્યુસન કૉલેજમા ગએલા. પણ બી. એ. ની પરીક્ષા ૧૯૨૩ મા ગુજરાત કૉલેજમાથી સંસ્કૃત સાહિત્ય અને અંગ્રેજી ઑનર્સ કોર્સ સાથે પસાર કરેલી. કૉલેજમા એઓ શ્રી. રમણીકલાલ દલાલ, અ. સૌ. સૌદામિનીબ્હેન નીલકંઠ, શ્રી. ચતુરભાઇ શ. પટેલ વગેરે યુવાન લેખકમંડળના સહાધ્યાયી હતા. હાઇસ્કૂલના અભ્યાસ દરમીઆન એમણે શ્રી. સયાજી હાઇસ્કૂલના પ્રિન્સિપાલ સદ્‌ગત સાક્ષર હીરાલાલ જ. શરાફની ખાસ પ્રીતિ સંપાદન કરી હતી અને એમની પાસે અંગ્રેજી અને ગુજરાતી વાઙ્મયનો સૂક્ષ્મ અને પુષ્કળ અભ્યાસ કર્યો હતો. એમણે થોડો વખત એમ. એ. માટે વાચેલું અને એલએલ. બી. ની ટર્મ્સ પણ ભરેલી. પણ સુબાઈની હવા અનુકૂળ ન આવવાથી અભ્યાસ પડતો મૂકી સરકારી ન્યાયખાતામા જોડાયા હતા. તેમણે ૧૯૩૨ મા મુબાઇ બાર કાઉન્સિલની એડવોકેટની પરીક્ષા પાસ કરી છે અને હવે બોરસદમા વકીલાત કરનાર છે.

સર વૉલ્ટર સ્કૉટ, લૉર્ડ ટેનીસન એમના પ્રિય લેખકો છે અને ગીતા તથા આશ્રમ ભજનાવલી એમના નિત્યપાઠના પ્રિય પુસ્તકો છે. એઓ

મરાઠી અને હિંદીનું સારૂં જ્ઞાન ધરાવે છે અને જ્યોતિષના પણ અભ્યાસી છે. કાવ્ય સાહિત્ય અને ઇતિહાસ એમના પ્રિય વિષયો છે.

એમની કાવ્યલેખન પ્રવૃત્તિ વિદ્યાર્થી અવસ્થાથી શરૂ થઈ હતી, એ એમના સને ૧૯૧૮માં લખેલા પ્રથમ કાવ્ય ઉપરથી જણાશે. કૉલેજમાં એમના મિત્રોએ એમને 'The College Bard'નું નામ આપેલું. ઘણાખરા જાણીતા માસિકો અને દિવાળી અંકોમાં એમનાં કાવ્યો વાંચવામાં આવે છે. ઋજુતા, લાલિત્ય અને કળા ઉપર એમની પ્રીતિ હોઈ એમનાં કાવ્યોમાં તે જણાઇ આવે છે. એમણે એક રાસસંગ્રહ 'ફૂલવાડી' નામનો બહાર પાડ્યો છે, તેનો સારો સત્કાર થએલ છે અને મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલ છે. 'સાહિત્ય'ના તંત્રીશ્રીએ એમના એક કાવ્યને દુનિયાના સારા કાવ્યોમાં સ્થાન લેવા યોગ્ય જણાવેલ જાણવામાં છે.*

એમણે શેલીના 'એડોનીસ' અને મીલ્ટનના 'લીસીડાસ' ના વાચન (અશ્રુગીતા) નામનું એક લાંબુ વિરહકાવ્ય (Elegy) લખેલ છે અને કવિ પારનલના (Parnell) 'હરમીટ' નું 'તપસ્વી' નામથી ભાષાંતર કરેલ છે; તે બન્ને હજી અપ્રસિદ્ધ છે. આ ઉપરાંત એક પુસ્તક જેટલી ખંડ કાવ્યો વગેરે કેટલીક કાવ્યસામગ્રી છૂટાંછવાયાં માસિકોમાં છપાયલી અવ્યવસ્થિત પડી છે. એમના બીજા બે સંગ્રહો 'વીરપસલી' અને 'રસગંગા' છપાય છે અને ટુંક સમયમાં પ્રસિદ્ધ થનાર છે. હાલમાં તેઓ કવિ કાલિદાસના 'શાકુંતલ' નું ભાષાંતર કરી રહ્યા છે.

**: એમની કૃતિ :**

| | | |
|---|---|---|
| ૧ | ફૂલવાડી | સન ૧૯૩૧ |

---

*(જુઓ, સાહિત્ય, ઑક્ટોબર ૧૯૩૧ 'ફૂલવાડી' ની સમાલોચના.)

## વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ

એઓ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ બ્રાહ્મણ છે. અમદાવાદના વતની છે; અને જન્મ પણ અમદાવાદમાં લાખા પટેલની પોળમાં ઇ. સ. ૧૮૮૪ ના જુલાઈની ૧૮ મી તારીખે થયો હતો. એમના પિતાનું નામ કનૈયાલાલ ગીરધરલાલ ધ્રુવ અને માતુશ્રીનું નામ મણિગવરી.

એમના પિતા ભાવનગરમાં કેળવણી અધિકારી અને પાછળથી આસિસ્ટંટ વસુલાતી અધિકારી હતા.

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી એમણે ભાવનગરમાં લીધી હતી. સન ૧૯૦૦ માં મેટ્રીક થયા બાદ તેઓ ગુજરાત કૉલેજમાં જોડાયા હતા. પછી સન ૧૯૦૨ માં પુનાની એન્જીનિયરિંગ કૉલેજમાં દાખલ થયા અને સન ૧૯૦૩માં ઇન્ટરમિડિયટ સાયન્સનું શિક્ષણ વિલ્સન કૉલેજમાં લીધું અને સન ૧૯૦૪ માં ફરગ્યુસન કૉલેજમાં બી. એસ. સી. ક્લાસમાં જોડાયા પણ તેમાં પરીક્ષા આપી નહોતી. તે પછી એમણે એન્જીનિયરિંગનો અભ્યાસ પૂરો કરી સન ૧૯૦૭ માં એલ. સી. ઇ. ની પદ્વી મેળવી હતી.

ત્યારબાદ તરતજ તેઓ વડોદરા રાજ્યમાં પબ્લીક વર્કસ ખાતામાં નોકરીએ જોડાયા અને હાલમાં નવસારી પ્રાંત પંચાયત (ડીસ્ટ્રીક્ટ લોકલ-બોર્ડ)ના એન્જીનીયર તરીકે કામ કરે છે.

એમનું પ્રથમ લગ્ન સન ૧૯૦૨ માં અમદાવાદમાં સૌ. ચંદ્રભાગા સાથે થયું હતું અને બીજું લગ્ન ઈ. સ. ૧૯૦૬ માં પ્રથમ પત્નીના બ્હેન સૌ. યશોમતિ સાથે થયું હતું. આ બંને બ્હેનો ગ્વાલીયરના ભગવંતરાય બળવંતરાય મુનશીની પુત્રીઓ થાય. બીજા પત્ની પણ સન ૧૯૧૮ માં મૃત્યુ પામ્યા છે.

હાઈસ્કુલના, કૉલેજના અને એન્જીનિયરિંગના અભ્યાસ દરમિયાન વખતોવખત એમને ઈનામો અને સ્કોલરશીપો મળ્યાં હતાં, એ એમની ઉંચી બુદ્ધિશક્તિ અને ઉત્તમ અભ્યાસનાં પ્રમાણપત્રો લેખી શકાય.

એમના અભ્યાસનો પ્રિય વિષય વિજ્ઞાન છે; અને કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારથી એઓ વિજ્ઞાનપર અવારનવાર લેખો વસન્ત, બુદ્ધિ-પ્રકાશ, ગુજરાત શાળાપત્ર, મેઘનાદ વગેરે જાણીતા માસિકોમા લખી મોક-લતા હતા.* ગુજરાતી સાહિત્ય પરિષદની બેઠકો જુદે જુદે સ્થળે મળની

*અને અમદાવાદની ગુજરાત સાહિત્ય સભામા આ વિષયના ભાષણો અવાર-નવાર આપતા હતા.

તે માટે તેઓ લેખ મોકલવાનું ચૂકતા નહિ અને એમના એ લેખો અભ્યાસપૂર્ણ તેમ લોકપ્રિય માલુમ પડતા હતા. ગુજરાતમાં વિજ્ઞાન વિષે લખનારા બે પાંચ સારા લેખકો ગણાય છે, તેમાં એમનું નામ આવી જાય છે.

ગયા વર્ષે સોસાઇટી તરફથી વિજ્ઞાન વ્યાખ્યાનમાળાની યોજનાને અંગે એમણે ખગોળપર ત્રણ વ્યાખ્યાનો આપ્યાં હતા, જે ખૂબ પ્રશંસા પામ્યા હતા.

એમણે કોઇ સ્વતંત્ર પુસ્તક રચ્યું નથી પણ એમના લેખોનો સંગ્રહ કરવામા આવે તો તેના બે ત્રણ પુસ્તકો થાય; એટલું બધું તે લખાણ છે, અને તે લેખોની સંખ્યા લગભગ ૫૦ ની થવા જાય છે.

અમે ઇચ્છીએ છીએ કે તેઓ ગુજરાતીમાં વિજ્ઞાનનું સાહિત્ય વધુને વધુ પ્રમાણમાં ઉતારવા શક્તિમાન થાઓ.

---

## કુમારિકા વિનોદિની રમણભાઇ નીલકંઠ

એઓ સ્વ. સર રમણભાઈ નીલકંઠના ચોથા પુત્રી છે; એમનો જન્મ અમદાવાદમાં સન ૧૯૦૭ માં થયો હતો. માતપિતાના સમાજસુધારક વિચારો એમનામાં પૂરેપૂરા ઉતરી, તેઓ જ્ઞાતિસંસ્થામાં જેમ માનતા નથી તેમ ચાલુ પ્રણાલિકાના પ્રખર ઉચ્છેદક છે.

સન ૧૯૨૮ માં તેઓ ગુજરાત કૉલેજમાંથી બી. એ. થયા હતા; અને ગુજરાતમાથી ઉચું શિક્ષણ લેવાને કોઇ બ્હેને સાહસ ઉઠાવ્યું હોય તો તેઓ પ્રથમ છે. તેમણે મીશીગન યુનિવર્સિટીની એમ. એ., ની પદ્વી સંપાદન કરી છે અને હમણાં તેઓ અમદાવાદ ગર્લ્સ હાઇસ્કુલના મુખ્ય અધિષ્ઠાત્રિ છે.

સમાજસુધારાની પેઠે સાહિત્યના સંસ્કાર પણ ઘરના વાતાવરણમાંથી છેક ન્હાનપણમાંથી એમને પ્રાપ્ત થયલા; અને તેનો કંઇક પરિચય આપણને એમના છૂટક નિબંધસંગ્રહ ‘ રસદ્વાર ’ માં થાય છે.

એ સૌમાં દેશસેવા અને સ્વદેશાભિમાનની લાગણી એમનામાં ઉત્કટ અને અગ્રસ્થાને છે, એ એક સ્વયંસેવિકા તરીકે નામ નોંધાવી, જેલનું તેડું સ્વીકાર્યું હતું તે પરથી તેમ “ પ્રસ્થાન ” માં એમણે એક પ્રસંગ અમેરિકન અનુભવનો વર્ણવ્યો હતો તે પરથી જણાઇ આવે છે.

:: એમની કૃતિ ::

| | |
|---|---|
| ૧ રસદ્વાર | સન ૧૯૨૮ |

## વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

એઓ જાતના બાજ ખેડાવાળ બ્રાહ્મણ અને ઉમેરઠના વતની છે. એમનો જન્મ એજ સ્થલે તા. ૪થી જુલાઈ સન ૧૮૯૯ ના રોજ થયો હતો. એમના પિતાશ્રીનું નામ રણછોડલાલ પ્રાણનાથ ત્રિવેદી અને માતાનું નામ જેઠીબાઇ હરિપ્રસાદ ભટ્ટ છે. લગ્ન એમના સોળમે વર્ષે સૌ. તારામતી પ્રાણશંકર મહેતા સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ એમણે ઠાસરામાં લીધું હતું. માધ્યમિક ઠાસરા, કપડવંજ અને નડિયાદમાં અનુક્રમે લીધેલું; અને મેટ્રિકમાં ભાઉ સાહેબ સ્કોલરશિપ મળી હતી. સન ૧૯૧૬ થી ૧૯૨૦ તેઓ ગુજરાત કૉલેજમાં હતા; અને બી. એ.ની પરીક્ષા ફર્સ્ટ કલાસ ઑનર્સ સાથે પાસ કરી હતી. પરિષદ બંડોળ કમિટી તરફથી લેવાયલી ગુજરાતીની પરીક્ષામાં (સન ૧૯૧૮) ચંદ્રક મેળવવા ભાગ્યશાળી થયા હતા. બીજે વર્ષે કૉલેજમાં દક્ષિણા ફેલો નિમાયલા અને સન ૧૯૨૩ મા એમ. એ. ની પરીક્ષા સંસ્કૃત અને ગુજરાતી લઇને બીજા વર્ગમાં પાસ કરી હતી.

હાલમાં તેઓ સુરતની એમ. ટી. બી. કૉલેજમાં અંગ્રેજી અને ગુજરાતીના અધ્યાપક છે; અને સુરત સાર્વજનિક કેળવણી મંડળમાં એક આજીવન સભ્ય તરીકે જોડાયલા છે.

એમના પર ગોવર્ધનરામની અસર ખાસ થયલી તેઓ કહે છે.

કાવ્ય, ભાષાશાસ્ત્ર અને ચિન્તનાત્મક સાહિત્ય એમના પ્રિય વિષયો છે; અને તેની છાયા આપણને એમની 'ભાવના સૃષ્ટિ'માં દૃષ્ટિગોચર થાય છે. અવારનવાર માસિકોમાં એમના લેખો આવે છે તે વિવેચનાત્મક તેમ ચિંતનાત્મક હોય છે; અને એક વિવેચક તરીકે તેઓ નામના મેળવે તો અમે નવાઈ પામીશું નહિ. ટુંકાણમાં જે કાંઇ એમના તરફથી લખાઇ આવે છે તે જેમ અભ્યાસપૂર્ણ તેમ મનનીય હોય છે.

:: એમની કૃતિ ::

| | |
|---|---|
| ૧ ભાવના સૃષ્ટિ | સન ૧૯૨૪ |

## વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી

એઓ મિડલ ટેમ્પલના બૅરિસ્ટર ઍટ લૉ, મુંબાઈ હાઈકોર્ટના ઍડવોકેટ છે. સુરતના વડનગરા નાગર સરદાર શ્રી જનાર્દન પાઠકજીના એઓ વડા પુત્ર થાય. એમનો જન્મ સુરતમા સન ૧૮૮૫ મા થયો હતો. એમના માતાનુ નામ લલિતાગૌરી. સુરતની સાર્વજનિક હાઈસ્કૂલમાથી ઘણે ઉચે નબરે મૅટ્રિક થઈ એઓ વડોદરા કૉલેજમા ગયા. ત્યા પહેલેજ વરસે ટ્રામમાથી પડી ગયા ને માથામા ભારે ઈજા થઈ તેથી એમના બે વરસ પડયા. ૧૯૧૭ મા એઓ બી એ થયા. પછી મુબાઇ જઈ પહેલી ને બીજી એલએલ બી બીજા વર્ગમા પસાર કરીને ૧૯૨૧ મા અર્થશાસ્ત્ર લઈ એમ એ થયા. એમને નિબંધ લખવા માટે અનેક ઇનામો મળ્યા છે, તેમા હિંદની બધી વિદ્યાપીઠોના સ્નાતકોની હરિફાઈમા ઉત્તમ નિબધ લખવા માટે મળેલુ વાઇસરૉયનુ ઇનામ એ મુખ્ય છે.

એમ એ થયા પછી એડવોકેટના ટર્મ ભરતા હતા એટલામા સુરત કૉલેજમા એમને ઇતિહાસ ને અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકે બોલાવવામા આવ્યા. સાર્વજનિક સોસાયટીના વાનગિયર થવાની એમની ઇચ્છા ન હોવાથી ૧૯૨૫ મા એમણે રાજીનામુ આપ્યુ. પણ ત્યા હતા તે દરમિયાન એમણે વિદ્યાર્થીઓની પ્રવૃત્તિમા નવુ જ ચેતન રેડયુ હતુ. પછી ગુજરાતી સાહિત્ય સમિતિ, કલા મન્દિર, કૉલેજ પાર્લામેન્ટ વગેરે કાઢી ને છેવટે કૉલેજ યુનિયન સ્થાપી, આ સર્વ સસ્થાઓને એમણે સ્થાયી સ્વરૂપ આપ્યુ. એઓ ગયા ત્યારે એમને સ્ટાફ ને પ્રોવિન્શિયલની તરફથી અસાધારણ માન મળ્યુ હતુ. અમારા વિદ્વાન પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ તે વેળા કૉલેજ મૅગેઝીનમા ખરુ જ લખ્યુ હતુ કે કદાચ તેઓ પાઠકજી બધા પ્રોફેસરોમા સૌથી વધારે લોકપ્રિય હશે.

ભાષણકર્તા તરીકે એમણે ઘણુ નામના મેળવી છે. વિનોદ અને વૈવિધ્ય એ એમની ભાષણશૈલીના મુખ્ય લક્ષણ છે. મુબાઈ ને ગુજરાતની બધી આર્ટ્સ કૉલેજોમા એમના નામનુ ઠગણ નિમત્રણ થયા હતા. ગુજરાત કૉલેજ તથા ગુજરાત વિદ્યાપીઠના પ્રોફેસરો વચ્ચે અમદાવાદ પાર્લામેન્ટમા સવાદ થયો હતો, ત્યારે મધ્યસ્થ પદે એમને બોલાવ્યા હતા. નારાયણ જયન્તી, નર્મદ જયન્તી, દાદુલાલ, વસન્તોત્સવ વગેરેમા પ્રમુખ તરીકે આપેલા

ભાષણો સામયિકોમાં છપાયાં છે પણ તે બધાંનો સંગ્રહ છપાયો નથી. બાકી લેખ જેવાંજ એમનાં ભાષણો હોય છે. એમની યાદશક્તિ એટલી તીવ્ર છે કે એકવાર નગીનચંદ હૉલમાં પ્રો. કાલિદાસ દેસાઇએ ૪૫ મિનિટ સુધી અંગ્રેજીમાં મોંએ જાહેર ભાષણ કર્યું હતું તેનાં વાક્યેવાક્યનો ત્યાંને ત્યાં એમણે સભા સમક્ષ ગુજરાતી તરજુમો કર્યો હતો !

કૉલેજ બહાર પણ એમની પ્રવૃત્તિ અનેક હતી. સુરત સાહિત્ય મંડળના એઓ પાંચ વરસ સુધી પ્રમુખ હતા. સુરતના પ્રખ્યાત યુવક સંઘના એઓ પહેલા પ્રમુખ હતા. સુરત પાર્લમેન્ટના સ્પીકર પણ હતા. ગુજરાત કલા પ્રદર્શનના મંત્રી ને સાહિત્ય પરિષદના ટ્રેઝરર તરીકે પણ એમણે કામ કર્યું છે.

આ પરથી લાગશે કે એમને લખવા કરતાં કાર્ય કરવા તરફ વધારે વૃત્તિ રહે છે. એઓ લખે છે થોડું પણ એમની શૈલીમાં વિશિષ્ટતા હોય છે. 'ગદ્યકુસુમ' નામે પાઠ્ય પુસ્તકની ટીકા એમણે લખી છે, તે વિદ્વદ્વર્ગમાં તેમજ શિક્ષકવર્ગમાં બહુ સન્માન પામી છે. સંગીત માટે એમનું કુટુંબ સુવિખ્યાત છે. એમના જેવો એમેચ્યોર ગાનાર ગુજરાતમાં ભાગ્યે જ બીજો હશે. સંગીતશાસ્ત્રનું એમને એવું જ્ઞાન છે કે પ્રો. ભાતખંડે સાથે એઓ પણ સંગીતના પરીક્ષક તરીકે નીમાતા. દુર્ભાગ્યે, એમનાં માતુશ્રીના મરણ પછી એમની એ દિશાની પ્રવૃત્તિ બંધ પડી ગઈ છે.

ગુજરાતી કરતાં સંસ્કૃત તરફ એમને વધારે પક્ષપાત છે. ગીર્વાણ વાગ્વિલાસિની સભા (જેમાં સંસ્કૃતમાંજ ભાષણો થતાં) તેના એઓ પ્રમુખ હતા. સંસ્કૃતમાં એમના લેખો પણ છપાવ્યા છે. ભાષાશાસ્ત્ર ને ધર્મશાસ્ત્ર એમના પ્રિય વિષયો છે. ૧૯૨૭ માં મંદવાડમાં સપડાઇ ગયા પછી એમની પ્રવૃત્તિઓ મંદ પડી ગઇ છે. 'નર્મદનું જીવનચરિત' ને 'સમાજશાસ્ત્ર-પ્રવેશિકા' લખવાનું એમને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સોંપ્યું છે તે કામ હજી સુધી એઓ તબિયતને લઇને પુરું કરી શક્યા નથી. હમણાં વળી ખબરદાર કનકોત્સવ નિમિત્તે રાજકોટ ને ભાવનગર એ બે સ્થળે પ્રમુખસ્થાન લીધું હતું ખરું.

સાક્ષરશ્રી મોહનલાલ દવેનાં જ્યેષ્ઠ પુત્રી સૌ. જમનગૌરી સાથે ૧૯૧૮ માં એમનાં લગ્ન થયાં હતાં. તેઓ પણ પ્રસિદ્ધ લેખિકા છે. તેમનું જીવન-ચરિત આ ગ્રન્થમાં અન્યત્ર આપ્યું છે.

## :: એમનાં સંપાદનો ::

| પુસ્તકનું નામ. | વરસ. |
|---|---|
| ૧. દલાલકૃત બુદ્ધિસ્ટ ઇન્ડિયા (અંગ્રેજી) | ૧૯૨૧ |
| ૨. ગોયટેનાં જીવનસૂત્રો (અનુવાદ) | ૧૯૨૨ |
| ૩. ગુજરાતમિત્ર હીરક મહોત્સવ અંક (સંપાદન) | ૧૯૨૪ |
| ૪. કાવ્યસાહિત્યમીમાંસા ( પ્રો. અતિસુખશંકર સાથે) | ૧૯૨૯ |
| ૫. ગદ્યકુસુમ ( પ્રો. મોહનલાલ દવે સાથે ) | ૧૯૩૧ |

## સુરેશ ચતુરલાલ દીક્ષિત

એઓ જ્ઞાતે વડનગરા નાગર છે. વતની પેટલાદના અને જન્મ નડિયાદમાં સન ૧૯૦૧માં થયો હતો. એમના પિતાનું પૂરૂં નામ ચતુરલાલ ભોળાશંકર દીક્ષિત અને માતાનું નામ પદ્માવતી હરિશંકર જાની છે. સ્વ. ગોવર્ધનરામ શ્રીમતી પદ્માવતીના મામા થતા હતા. એમનું લગ્ન સન ૧૯૨૬મા નડિયાદમાં શ્રીમતી નરેન્દ્રબાળા સાથે થયુ હતું.

હાઈસ્કુલ સુધીનો અભ્યાસ એમણે પેટલાદમા કર્યો હતો. તે પછી વિલ્સન કૉલેજમાં જોડાયલા. સન ૧૯૨૮મા એમણે એમ. એસ. સી.ની પદવી મેળવી હતી; અને સન ૧૯૩૦માં "ગુજરાતના વડનગરા" એ વિષય પર પ્રબંધ રજુ કરી, એમ. એ., ફર્સ્ટ ક્લાસમા પાસ થયા હતા.

કૉલેજમાં એમની બીજી ભાષા ફારસી હતી. ઉદ્ભિદશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, નૃવંશશાસ્ત્ર, વગેરે એમના પ્રિય વિષયો છે. ગુજરાતી માસિકો સાહિત્ય, કુમાર, ગુણસુંદરી, કૌમુદીમા એમના લેખો વખતોવખત આવતા રહે છે; તે બતાવે છે કે તેઓ એમના વિષયમા પારંગત છે; તેમ તેની રજુઆત કરવાની કળા અને ભાષાપરનો કાબુ એમને નવા લેખકોમા ઉચું સ્થાન અપાવે એવા છે.

તેઓ મુબાઈ યુનિવરસિટી ટ્રેઈનિંગ કોરમા સિનિયર ઑફીસર છે અને સારી લશ્કરી તાલીમ લીધી છે. તે ઉપરાત હાઈજીન અને ફર્સ્ટ એઈડની પરીક્ષાઓ પાસ કરેલી છે. હાલમા તેઓ વિલ્સન કૉલેજમાં અધ્યાપક છે. અને ઇન્ડિયન (Botanical) બોટેનીકલ સોસાઇટી અને મુબાઈની એન્થ્રોપોલોજીકલ સોસાઈટીના સભ્ય છે.

થોડોક વખત એમણે કોપનહેગન (ડેન્માર્ક)ના વિશ્વવિખ્યાત ડૉ. બોર્ગેસન સાથે હિન્દની દરિયાઈ વનસ્પતી સંબંધી કામ કર્યું હતું, એ નોંધવા જેવું છે.

આપણે અહિં નવો લેખક વર્ગ અગાડી આવતો જાય છે, એમા એમણે એમના વિદ્વતાભર્યા અને અભ્યાસપૂર્ણ લેખોથી ઘણાનુ ધ્યાન ખેંચ્યું છે. એમનો પ્રબધ "ગુજરાતના વડનગરા નાગરો" વિષેનો જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે તે એક મૂલ્યવાન પુસ્તક માલુમ પડશે. એમના છૂટક લેખો પણ લગભગ ૭૫ની આસપાસ છે; અને એમનુ અત્યારનું કાર્ય જોતા કહી શકાય કે ભવિષ્યમા ગુજરાતી સાહિત્યમા એમનો ફાળો કિમતી તેમ મહત્વનો થઇ પડશે.

## મીસ મેરી સેમ્યુઅલ સોલંકી

એ બ્હેન દેશી ખ્રિસ્તિ છે. મૂળ વતની સુરતના અને જન્મ પણ એ જ સ્થળે તા. ૨૧મી ડિસેમ્બર ૧૯૦૩ના રોજ થયો હતો. એમના પિતાનું નામ સેમ્યુઅલ મોન્ટી સોલંકી અને માતાનું નામ ગ્રેસ સેમ્યુઅલ છે. હજુ એ બ્હેન કુંવારા છે.

એઓએ મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાથી ત્રીજા વર્ષની પરીક્ષા સને ૧૯૨૪મા પહેલા નબરે પાસ કરી હતી અને શિક્ષણનો મહીપતરામ ચાંદ મેળવ્યો હતો; તેમજ ઇંગ્રેજી પાચ ધોરણનો અભ્યાસ કરેલો છે. વધુમા શિક્ષણ માટેના એમના પ્રેમ અને લાયકાતથી અમદાવાદ મ્યુનિસિપાલેટીએ તેમને ભાવનગર દક્ષિણામૂર્તિ મોન્ટેસરી અધ્યાપન મંદિરમા એક વર્ષ સુધી ટ્રેનિંગ લેવા તેમ બાળમંડળનો અનુભવ લેવા ખાસ ડેપ્યુટ કર્યા હતા. હાલ તેઓ અમદાવાદ મ્યુનિસિપલ બાલમંદિરમા શિક્ષિકા તરીકે કાર્ય કરી રહ્યા છે.

અમદાવાદ મ્યુનિસિપાલેટીની શાળાઓમા એક ઉત્તમ શિક્ષિકા તરીકે એમની ગણના થાય છે, અને એમના કાર્યથી જે કોઇ એમની શાળાની મુલાકાત લે છે, તે પ્રસન્ન થઇને આવે છે. તેમનો સ્વભાવ આનંદી, હસમુખો અને મમતાવડો છે. ત્યાગવૃત્તિ અને ગમે તેની પણ સેવા કરવી એ તેમના સ્વભાવના ખાસ લક્ષણો છે. બાળકો એમને બહુ જ પ્રિય છે.

શિક્ષિકા તરીકે જેમ એ યશસ્વી નિવડયા છે તેમ એક લેખિકા તરીકેનું એમનું કાર્ય ઉત્તેજનપાત્ર છે. બાળકો માટે એમણે "બટુક વાર્તાઓ," "કેટલીક જુની વાર્તાઓ," વગેરે પુસ્તકો રચ્યા છે; અને તે સફળા આકર્ષક નિવડયા છે. વળી એમણે સંપાદિત કરેલુ મધુરા ગીતો'નું પુસ્તક પણ પ્રિય થયુ છે. કેળવણીને લગતા માસિકો અને ત્રિમાસિકો જેવા કે "શાળાપત્ર" સૌરાષ્ટ્ર શિક્ષક" એઓમા તેઓ પ્રાથમિક કેળવણી અને તેમા ખાસકરીને બાળશિક્ષણ ઉપર લેખો લખે છે. બાલશિક્ષણ માટે એમને નૈસર્ગિક પ્રેમ છે અને બાઇબલે એમનું જીવન ઘડવામા મોટો ફાળો આપ્યો છે

**: એમની કૃતિઓ :**

| | |
|---|---|
| ૧. મધુરા ગીતો | સન ૧૯૨૬ |
| ૨. કેટલીક જુની વાર્તાઓ | ,, ૧૯૩૧ |
| ૩. બટુક વાર્તાઓ | ,, ,, |

## હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ (ઉર્ફે 'મસ્તફકીર')

એઓ જાતે પ્રશ્નોરા નાગર અને ચાવંડ (લાઠી પાસે)ના વતની છે. એમનો જન્મ સન ૧૮૯૭માં રાજકોટમાં થયો હતો. એમના માતામહ રા. જીવણરામ મહિધર શાસ્ત્રી રાજકોટની રાજકુમાર કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા. પિતા ગૌરીશંકર રત્નજી ભટ્ટ એ સ્વ૦ કવિ 'કાન્ત'ના મોટા ભાઈ થતા. એટલે 'મસ્તફકીર' કવિ 'કાન્ત'ના ભત્રિજા થાય. એમની માતાનું નામ શોભારબ્હેન છે. એમનું લગ્ન સન ૧૯૩૨ માં ચૂડા ગામે અ. સૌ. મંગળાગૌરીબ્હેન સાથે થયલું.

બાલ્યજીવનના અભ્યાસ કાળે તેઓએ અમદાવાદ અને ભાવનગર તેમજ મુંબાઈની જુદી જુદી શાળાઓમાં અભ્યાસ કરેલો. મેટ્રીક સુધી અભ્યાસ કર્યા બાદ વિદ્યાર્થી જીવનમાંથી તરતજ તેઓએ આજીવન સાહિત્યસેવાની દીક્ષા લીધી હતી. પ્રથમ તેઓનો વિચાર સોલીસીટરની ઓફિસમાં જોડાવાનો હતો; અને તે માટેની સર્વ તૈયારીઓ તેમના કુટુંબીજનોએ કરી હતી પરન્તુ જે હૃદયમાં ગુર્જર ગિરાની સાહિત્ય સેવા કરવાની સ્વાભાવિક પ્રેરણા હોય તેને બીજી લાઇન ગમે જ કેમ ? પત્રકારિત્વ અને સાહિત્ય પ્રત્યે તેમને ખુબ અનુરાગ હતો. શાળાજીવનમાં શાળાનાં પાઠ્ય પુસ્તકો ઉપરાંત ડીકન્સ, મેરિ કૉરોલી, હેગાર્ડ વગેરેનાં પુસ્તકો અને વર્તમાનપત્રોના વિશાળ વાચને એમનામાં સાહિત્ય પ્રેમ વધારી મૂકયો હતો. પરિણામે સન ૧૯૧૪માં શેઠ રણછોડદાસ લોટવાળાની માલિકીના 'અખબારે સોદાગર' પત્રના તંત્રી વિભાગમાં નજીવા પગારે તેઓ જોડાયા. પત્રકારિત્વના ક્ષેત્રમાં તેઓએ આજસુધી જીવન ગુજાર્યું છે. સન ૧૯૧૪થી સન ૧૯૧૭ સુધી પત્રકારની તાલીમ લીધા પછી એમના એક શ્રીમંત મિત્રના સાથી તરીકે ત્રણેક વર્ષ ગાળ્યાં હતાં. તે ત્રણ વર્ષ દેશ અને દુનિયાના સાહિત્યને પચાવવા અને વિચારવાની એમની તપશ્ચર્યાસમા લેખી શકાય. ગુજરાતી, બંગાળી, ઉર્દુ અને હિંદી સાહિત્યનાં સંપર્ક ઉપરાંત અંગ્રેજી સાહિત્યકારોની વિશિષ્ટ કૃતિઓ વાંચવા અને વિચારવા અર્થે એમણે જીવનની તમામ શક્તિઓ કામે લગાડી હતી. આજે એ શક્તિઓના અર્ક સમા વિવિધ પ્રતિભા પાડતાં લખાણો અને મુગ્ધ કરી દે એવા વ્યક્તિત્વ પાછળ એમની જ્ઞાનપ્રાપ્તિની અજબ તમન્ના અને સાહિત્યની અજોડ ઉપાસનાની જ્યોત સદાય બળતી રહી હોય છે.

સને ૧૯૨૧ની શરૂઆતમા પુન તેઓ પત્રકારિત્વના ક્ષેત્રમા ઝંપલાવ્યુ શ્રીમંત સાથી સાથેના ત્રણ વર્ષો દરમિયાન 'વીસમી સદી' માસિકના તંત્રી સ્વ. હાજી મહમદ અલારખીઆએ શ્રી. 'મસ્તફકીર'ની શક્તિનો સદુપયોગ કરી ગુજરાતને ચરણે રજુ કરી હતી. અવારનવાર ગીત અઠવાડિકો અને માસિકોમા તેમના લેખો પ્રકટ થતા. અને ૧૯૭૧મા 'પ્રતમિત્ર -પારસી' દૈનિકના ઉપ-તંત્રી તરીકે દાખલ થયા પછી, સને ૧૯૨૦મા એ પત્રની માલિકી બદલાતા ભાઈ 'મસ્તફકીર'નો 'હિન્દુસ્તાન લિમિટેડ'ના વર્તમાનપત્રો સાથેનો સબંધ શરૂ થયો, તે આજે પણ ચાલુ છે

'મસ્તફકીર'ના અસખ્યાબધ લેખોમા 'ઓકડુ માથુ અને 'વેદીઆ ઢોર'ની ફિલ્મ મુબાઇની કૃષ્ણ ફિલ્મ કપનીએ સને ૧૯૨૯ મા ઉતારી હતી એમની સાહિત્ય સેવા અને કળાભક્તિના વિધવિધ ક્ષેત્રો છે. સુરતની સાહિત્ય સભાએ અને સુરત વસતોત્સવ સમાજે સને ૧૯૨૭ મા ભાઇ 'મસ્તફકીર'ના હાસ્ય-મને ગ્રીનનો પ્રસગ યોજ્યા પછી અદ્ભુત અને પ્રતિભાશાળી વક્તા તરીકે એ બહુ મશહુર બન્યા. એ પછી એ જ વર્ષમા મુબાઇની જુદી જુદી કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ હાસ્યરસિક વિષયો પરનાં ભાષણો પછી તેઓ ગુજરાતી જુવાન આલમના માનીતા બની ગયા છે ખાસ-કરીને એમનુ 'હજામત' વિષય પરનું ભાષણ અને 'ગુદરીયા'નો લેખ તો આજે ગુજરાતના શિષ્ટ કુટુબોમા પ્રચલિત કહેતી સમાન બની જવા પામ્યા છે.

પાત્રીસ વર્ષની આજે એમની ઉમ્મરે બાળક જેવો રમતિયાળ સ્વભાવ, એ એમના જીવનનુ વિશિષ્ટ લક્ષણ છે. ગુજરાતના 'નવચેતન', 'શારદા', 'ગુજરાત' વગેરે માસિકો 'વીસમી સદી', 'બે ઘડી મોજ', 'પ્રતાપ', 'ચેતન યુગ' વગેરે અઠવાડિકોમા અવારનવાર તેમના લેખો પ્રકટ થતા ઉપરાત લગભગ દરેકે દરેક દીપોત્સવી અકમા તેમના સખ્યાબધ લેખો પ્રકટ થતા જણાય છે. હિન્દુસ્તાન લિમિટેડ કપની'ના 'હિન્દુસ્તાન દૈનિક પત્રના તેઓ આજ ઉપતંત્રીનુ માનભર્યું સ્થાન ભોગવે છે સને ૧૯૨૯ મા તેઓએ 'ઉલ્લાસ' નામનુ રમુજી અઠવાડિક સ્વતંત્ર રીતે પ્રકટ કરીને ગુજરાતમા ન ભૂલાય તેવી વાનગી રજુ કરી હતી, પરતુ મૂડીની મુઝવણે થોડાક જ મહિના પછી 'ઉલ્લાસ'નુ પ્રકાશન બધ પડ્યુ હતુ

અવિરત લેખનકાર્ય અને પત્રકારના પ્રવૃત્તિમય જીવનમા પણ તેઓએ અભ્યાસ અને કળાની ઉપાસનામા ઉણપ આવવા દીધી નથી ઠીકઠીક,

માર્કટવેન, મેક્સીમ ગોર્કી, થોમસ હાર્ડી, બર્ટ્રાન્ડ રસેલ અને મોલીયરના સાહિત્ય સર્જનોના આજે પણ તેઓ ઉપાસક છે. સમાજવાદના સિદ્ધાંતોનો બારિક અભ્યાસ કરવાની એમની તમન્ના પાર પાડવા તેઓ ગતોને દિવસોના રૂપમા ફેરવી દેવામાં હજુયે અવિરત પરિશ્રમ ઉઠાવી રહ્યા છે. સાહિત્ય, માનસશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન એ એમના પ્રિય વિષયો છે.

છાપકામનાં યંત્રોના ધમસાણ અને પ્રવૃત્તિમય વાતાવરણથી ભરપુર સમયનો સદુપયોગ કરી, ગુજરાતને ખુણે ખુણે હાસ્યના તેજ કિરણો સાથે માર્મિક કટાક્ષ ફેંકના લખાણો લખવા પાછળ સતત્ શ્રમ વેઠતા ભાઇ 'મસ્તફકીર'ના અક્ષરદેહને ગુજરાતે અપનાવ્યો છે.

## :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. મસ્તફકીરની મસ્તી | સન ૧૯૨૬ |
| ૨. મસ્તફકીરનો હાસ્ય ભંડાર | ,, ૧૯૨૭ |
| ૩. મસ્તફકીરનુ મુક્ત હાસ્ય | ,, ૧૯૩૨ |
| ૪. મસ્તફકીરનો હાસ્ય વિલાસ | ,, ,, |
| ૫. મણિયો (બાળ પુસ્તક) | ,, ,, |



## હસમુખલાલ મણિલાલ કાજી

એઓ જ્ઞાતે દશાલાડ વણિક; સુરતના વતની અને જન્મ પણ સુરતમા તા. ૧૨ મી એપ્રીલ ૧૯૦૫ ના રોજ થયો હતો. એમના પિતા રાવબહાદુર મણિલાલ કાશીદાસ કાજી રાજકોટ એસીસ્ટંટ સેક્રેટરી ટુ ધ એજન્ટ ટુ ધ ગવર્નર જનરલના હોદ્દા પર વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટસ એજન્સીમા છે, અને એમના માતુશ્રીનુ નામ સૌ. નંદગૌરી છે. એમનુ લગ્ન સન ૧૯૩૨ મા સુરતમા સૌ. રમાગૌરી સાથે થયુ હતું.

પ્રાથમિક અભ્યાસ એમણે સોનગઢ (કાઠિયાવાડમા) જ્યા એમના પિતાશ્રી ડેપ્યુટી પોલીટીકલ એજંટ હતા, ત્યા કર્યો હતો; અને માધ્યમિક અને કૉલેજ અભ્યાસ અમદાવાદમા કર્યો હતો. સન ૧૯૨૨ મા તેમણે રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલમાથી મેટ્રીકની પરીક્ષા પાસ કરી હતી; અને સને ૧૯૨૬ મા બી. એ. ની પરીક્ષામા ઇંગ્લીશ ઑનર્સ કોર્સ ગુજરાતી સાથે લઈ સેકન્ડ ક્લાસમા આવ્યા હતા. સન ૧૯૩૦ મા તેઓ સર લલ્લુભાઈ શાહ લૉ કૉલેજમાથી એલએલ. બી. થયા હતા; અને હમણા રાજકોટમા વકીલાત કરે છે.

ન્હાનપણથી કવિતા લખવાનો શોખ લાગેલો અને કૉલેજમા આવ્યા ત્યારથી તો તેઓ બુદ્ધિપ્રકાશ, શારદા, ગુણસુંદરી, દશાલાડ પત્રિકા, વગેરે પત્રોમા એમના લેખો, કાવ્યો, વાર્તા વગેરે પ્રસિદ્ધ થવાને મોકલતા

ગુજરાતી સામયિક પત્રોમા "સુરેન્દ્ર પંડયા' બી. એ. ઉપનામથી તેઓ લખે છે અને એમના એ લેખો જેમ વિચારાત્મક અને માહિતીપૂર્ણ તેમ ગંભીર અને તટસ્થ વૃત્તિથી લખાયલા હોય છે, તે કારણે તે વિશેષ ધ્યાન ખેંચનારા નિવડયા છે.

ચાલુ વર્ષથી જ્ઞાતિપત્ર દશાલાડ પત્રિકાનુ તંત્રીપદ શ્રીયુત કાન્તિલાલ શાદ્દરીઆ સાથે એમણે સ્વીકાર્યું છે, તે પહેલાથી જ્ઞાતિ પત્રિકામા આવતા એમના લેખોથી ઘણા જ્ઞાતિજનોનું એમના પ્રતિ ધ્યાન ખેંચાયુ હતુ.

હવે તેનુ સુકાન એમના હસ્તક આવ્યુ છે ત્યારે સ્વાભાવિક રીતે એમ આશા પડે છે કે જ્ઞાતિનુ હિત વધારવામા, જ્ઞાતિ ઉન્નતિમા એમની કલમ અસરકારક અને સફળ નીવડશે. બાળકો માટે રચેલુ " સંવાદ કુસુમો " નામનું એમનુ પુસ્તક આ વર્ષે પ્રકટ થનાર છે.

### : એમની કૃતિ :

૧ સંવાદ કુસુમો — સન ૧૯૩૨

## ઉછ્છંગરાય કેશવરાય ઓઝા

એઓ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ અને જૂનાગઢના વતની છે. જન્મ એ જ શહેરમાં અધિક ભાદ્રપદ સં. ૧૯૪૬ વ. ૭-સપ્ટેમ્બર ૧૮૯૦ ના રોજ થયો હતો. લગ્ન વસાવડમાં સન ૧૯૧૦ માં સૌ સવિતાલક્ષ્મી સાથે થયું હતું

પ્રાથમિક કેળવણી રાજકોટ અને ધ્રાંગધ્રામાં અને માધ્યમિક એ ગામો ઉપરાંત વેરાવળ, જૂનાગઢ વગેરે સ્થળોએ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. સન ૧૯૧૩ માં તેઓ બહાઉદીન કૉલેજ જૂનાગઢમાંથી ઈતિહાસ અને અર્થશાસ્ત્ર ઐચ્છિક વિષય લઈને બી. એ. માં ત્રીજા વર્ગમાં પાસ થયા હતા મેટ્રીકયુલેશનમાં અંગ્રેજીમાં ઉંચા માર્કસ માટે શ્રી જામગી વિભાજી સ્કોલરશીપ તેમ સન ૧૯૧૧ માં ઐતિહાસિક વિષયપર નિબંધ લખવા માટે સર આન્ડ લી જેકબ પ્રાઈઝ મુંબાઈ યુનિવર્સિટી તરફથી મેળવ્યા હતા.

હાલમાં તેઓ કેનિયામાં વસે છે. ન્યુ ઇન્ડિયા એશ્યોરન્સ કં. લી મુંબાઈના ચીફ એજન્ટ છે અને વધુમાં "બૃહદ્ ગુજરાત" નામનું સાપ્તાહિક પોતાની માલિકીનું ચલાવે છે, એ ખુશી થવા જેવુ છે

કેનિયા જતા પૂર્વે કેટલોક સમય એમણે મુંબાઈમાં રાષ્ટ્રીય શાળાના પ્રિન્સિપાલ તરીકે સન ૧૯૨૦ થી ૧૯૨૬ સુધી કામ કર્યું હતુ અને તે પછી ત્રણેક વર્ષ મુંબાઈના દૈનિક પત્રો મુંબાઈ સમાચાર, પ્રજામિત્ર-પારસી Voice of India વગેરેમાં અંગ્રેજી વિભાગ, તંત્રી તરીકે સંપાદન કર્યો હતો સન ૧૯૨૬-૨૭ માં તેઓ ડેમોક્રેટિક ઓપિનિયનના અને સન ૧૯૨૮-૨૯ માં ડેમોક્રેટનું તંત્રીપદ ધારણ કર્યું હતું આમ એમનું જીવન બહુધા એક પત્રકાર તરીકે વ્યતીત થતું માલમ પડે છે. પત્રદ્વારા એક તંત્રી તરીકે સુંદર જનસેવા કરતા રહ્યા છે, એટલું જ નહિ પણ એમની કસાયલી કલમમાંથી આપણને અજાતજી ઠાકોર જેવુ એક ઉત્તમ વાર્તાપુસ્તક પ્રાપ્ત થયુ છે

વધુમાં જયા અને જયન્ત જેવી કવિશ્રી ન્હાનાલાલની એક ઉમદા કૃતિનું ઈંગ્રેજીમાં ભાષાન્તર કરીને જગતસાહિત્યમાં એનુ સ્થાન છે એમ પૂરવાર કરવાનો પ્રયાસ કર્યો છે, તે સ્તુતિપાત્ર છે

તેઓ ઇતિહાસરસિક હોઇને ગીબન, ગીઝો વગેરે ઇતિહાસકારો માટે એમને અતિ પ્રેમ છે. કાલિદાસ અને શંકર માટે પણ એટલો પૂજ્ય ભાવ

અને મમત્વ ધરાવે છે; અને એની છાયા એમના લેખોમાં, પુસ્તકોમાં ઉતરતી જોવામાં આવે છે.

વિદેશ રહ્યા છતા ત્યાં પણ હિન્દીઓની અનેક અડચણો જોખમ ખેડીને દૂર કરી રહ્યા છે, એ એકલું કાર્ય એમના માટે આપણને માન ઉપજાવે છે અને એક લેખક–પત્રકાર તરીકે પણ એમનું સ્થાન કોઈપણ બાહોશ તંત્રીની હરોળમાં ઉભું રહી શકે એવું ઉચી કોટિનું છે, એમ એમના, તંત્રી નોધ વાચનાર કોઈપણ કહેશે.

:: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧. | The Rise and spread of Individualism in India | સન ૧૯૧૪ |
| ૨. | બળવાન બાળકી–જીવનશાલિની | „ ૧૯૨૦ |
| ૩. | અજ્ઞેજી ઠાકોર, ભા. ૧ | „ ૧૯૨૪ |
| ૪. | „ ભા. ૨ | „ ૧૯૨૮ |
| ૫. | જયા અને જયન્તનું ઇંગ્રેજી ભાષાન્તર | „ ૧૯૨૯ |
| ૬. | Rift in the Lute of the Empire અગર History of Indian Position in Kenya. | „ ૧૯૩૨ |



# પ્રાર્થનાસમાજની સેવા.*

'અભંગમાળા'ના ભક્તકવિ ભોળાનાથ સારાભાઈ દ્વારા સ્થપાયેલા અહીંના પ્રાર્થનાસમાજની ષષ્ટિપૂર્તિનો ઉત્સવ ઊજવવા આપણે ભેગા થયા છીએ. સાઠ વરસમા એક સંવત્સરચક્ર પૂરુ થાય છે, આખો જમાનો બદલાઈ જાય છે, અને નવા યુગની શરૂઆત થાય છે. સાઠ વરસ પહેલા આ જ દિવસે ઇગ્લડના શાહજાદાનુ આરોગ્યચિંતન કરવા માટે અનેકધર્મી લોકો એકહૃદય થઈ પ્રાર્થના કરવા ભેગા થયા હતા. એમાથી ગુજરાતના પ્રાર્થનાસમાજનો ઉદય થયો. આજે સાઠ વરસે જ્યારે પૂર્ણ સ્વરાજની લડતને મોખરે ગુજરાત એકહૃદય થયુ છે એવે વખતે આપણે આ ઉત્સવ ઊજવીએ છીએ. તે વખતે સરકારી કેળવણીખાતા તરફથી પ્રાર્થના સમાજને પ્રોત્સાહન હતુ, આજે રાષ્ટ્રીય કેળવણીવાળા અમે કેટલાયે જણા આદર અને ભક્તિપૂર્વક આ મણિમહોત્સવમા સામેલ થયા છીએ. પ્રાર્થનાસમાજ સાથેનો કેળવણીકારોનો સબધ ખાસ ધ્યાન ખેચે એવો છે.

સાઠ વરસ પહેલા પ્રાર્થનાસમાજને લીધે ગુજરાતમહારાષ્ટ્રનો સબધ દૃઢ થયો હતો આજે એ જ સમાજના ઉત્સવમા ભાગ લેતા મહારાષ્ટ્રી તરીકે મને વિશેષ આનદ થાય છે. પ્રાર્થનાસમાજ એ પશ્ચિમ હિંદુસ્તાનના અનેક પ્રાતો વચ્ચેની પ્રથમ પ્રેમશૃખલા છે.

## પ્રાર્થનાસમાજનો પરિચય

પ્રાર્થનાસમાજ સાથેનો મારો પરિચય બાળપણથી છે એમ કહુ તો ચાલે. લગભગ તેત્રીશ વર્ષ થયા હશે, કારવારની હિંદુ સ્કૂલમા હુ ભણતો હતો. ત્યા અમારા અધ્યાપક પ્રાર્થનાસમાજી વલણના હતા. એમના પ્રવચનો હુ રસપૂર્વક સાભળતો. છેક બાળપણથી પંઢરપુરના સાધુસતોની જે અસર હૃદય પર થઈ હતી તે પ્રાર્થનાસમાજના સસ્કારથી વિશુદ્ધ અને દૃઢ થઈ. જે ઉમરમા જાગતુ હૃદય જરાજીર્ણ રૂઢિ સામે બળવો કરવાની શરૂઆત કરે છે તે ઉમરમા રૂઢિ સાથે ધર્મસસ્કારો પણ ભૂંસાઈ જવાની બીક રહે છે શાસ્ત્રધર્મ કરતા હૃદયધર્મને વધારે ઓળખનાર સાધુસતોએ પોતાની અમૃતવાણીથી મને તે વખતે ઉગારી લીધો હતો. રૂઢિ સામે બળવો

* અમદાવાદ પ્રાર્થનાસમાજના મણિમહોત્સવ પ્રસગે તા. ૧૭મી ડિસેબરે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરે આપેલું વ્યાખ્યાન.

કરતા છતાં માણુસ નીતિનિષ્ઠા અને ઈશનિષ્ઠા સાચવી શકે છે એ જે વિશ્વાસ અને માર્ગ સાધુસંતોએ આપ્યો, તે આજની પરિસ્થિતિમા ચાલતો કરી આપવાનું કામ મારે માટે પ્રાર્થનાસમાજે કર્યું. ધર્મ તો ઐહિક તેમજ પારલૌકિક આત્મોન્નતિ માટે જ છે એવી કલ્પના તે દિવસોમાં રૂઢ હતી. એમાં સમાજસેવાનો ઉમેરો કરી જનસેવા તે જ ઇશ્વરસેવા છે એ જાતનો સમન્વય આપણા જમાનાએ વિશેષરૂપે કર્યો છે.

## સંશયવાદ.

પણ આમાં કાજી કરી સમાજસેવાનું જોર વધતાં ઇશ્વર અને શાસ્ત્રધર્મ બંને તરફ અનાસ્થા વધી. હું માનું છું કે સંશયવાદ અને નાસ્તિકતા સામાન્ય મનુષ્યને માટે લગભગ અપરિહાર્ય છે. જુવાની સાથે જેમ મોઢા પર ખીલ ફૂટે છે તેવી જ રીતે વિચારજાગૃતિ સાથે સંશયવાદ અને નાસ્તિ-કતા આવવાનાં જ. ઑગસ્ટસ કોમ્ટ, હર્બર્ટ સ્પેન્સર, જૉન સ્ટુઅર્ટ મિલ, અને જૉન મોર્લી જેવા બુદ્ધિવાદી, ઇશ્વરવિમુખ પંડિતોનાં લખાણો વાંચ્યા પછી નાસ્તિકતા વધુ જોર પકડે એમાં આશ્ચર્ય શું ? નાસ્તિકતાનું અને સંશયવાદનું મોજું આવે એમાં હું જરાયે જોખમ જોતો નથી. જોખમ છે એની સાથે આવતી અલંબુદ્ધિમાં અને ઉદ્દામ અહંકારમાં. નાનપણના સંસ્કારો જો સારા હોય, અથવા જો સત્યનિષ્ઠા અને ધર્મજિજ્ઞાસા પ્રખર હોય તો નમ્રતા અને શુદ્ધતા જળવાવાની જ. મારો સંશયવાદ અને બુદ્ધિવાદ મહામતિ રાનડેનાં લખાણોથી ઊતરી ગયો. એ જ અરસામા ડૉકટર ભાંડારકરનું એક ભાષણ હું સાંભળવા પામ્યો. ભાંડારકરના ભાષણમાં તુકારામ જેટલી નિખાલસતા દેખાઇ. લેખકો અને વકતાઓ મોટે ભાગે કળાકાર હોય છે. પોતાની સાહિત્યછટાથી વિશેષ અસર પાડવા તેઓ મથે છે. ભાંડારકરમાં એવું કશું ન મળે. નગ્ન બાળકની સ્વાભાવિકતાથી તેઓ પોતાના વિચારો રજૂ કરતા હતા. એમણે એ રીતે એક સુંદર આદર્શ રજૂ કર્યો. રાજદ્વારી ક્ષેત્રમાં એમના વિચારો ઉન્નતિને કે સ્વાભિમાનને પોષક નથી એ હું જાણતો હતો. પણ એ કારણે એમની બીજી સારી વસ્તુઓ તરફ દુર્લક્ષ કરવા જેટલો મતાંધ હું તે વખતે પણ ન હતો.

## પછીનું ચણતર.

પ્રાર્થનાસમાજના આવા પાયા પર, મારે માટે, સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ પરમહંસનાં લખાણે પોતાનું ચણતર ઊભું કર્યું, અને ચિત્તને

અનેક જાતનુ આશ્વાસન તથા ઉત્તેજન મળવા લાગ્યુ, ૧૯૦૮મા લૉ-ટર્મ ભરવા માટે મુબઈમા રહ્યો તે દરમ્યાન પ્રાર્થનાસમાજની ઉપાસના બનતા સુધી ચૂકતો નહિ. એ અરસામા ત્યાના એક ઉપાસકે વિલિયમ જેમ્સનું 'વેરાએટીઝ ઑફ રિલિજિયસ એક્સપીરિયન્સ' એ પુસ્તક મારા હાથમા મૂકયુ. ધર્માનુભવનુ પૃથક્કરણ કરવા માટે અને તેનુ મૂલ્ય આકવા માટે આ ચોપડી બહુ ઉપયોગી છે બુદ્ધિ અને લાગણી, શ્રદ્ધા અને સંકલ્પ એ બધી વસ્તુઓનો સુદર સમન્વય સ્વામી વિવેકાનદ દ્વારા વેદાતમા મને જડયો. દ્વૈતઅદ્વૈતના ઝઘડા વ્યર્થ છે એ તો હુ સહેજે સમજી શકયો. હિંદુ સામાજિક જીવનમા અને ધર્મવ્યવસ્થામા આપણે આપણા તત્ત્વજ્ઞાનને વફાદાર રહ્યા નથી એ વાત ધ્યાનમા આવવાથી ધાર્મિકતાને આધારે સામાજિક સુધારો કરવાની આવશ્યકતા વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગી. ભગિની નિવેદિતા અને આનદકુમારસ્વામી આદિ પ્રતિભાવાન લેખકોના લખાણોને લીધે ધર્મની સામાજિક બાજૂ વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગી. જીવનનો સમગ્ર ખ્યાલ મેળવવા માટે જે દૃષ્ટિ જોઈએ છે તે ખીલવા લાગી. આટલી તૈયારી પછી ગીતા, ઉપનિષદ, તુકારામ, કબીર આદિ આધ્યાત્મિક શક્તિઓના સ્વરૂપ અને સામર્થ્ય વધુ ને વધુ પ્રગટ થવા લાગ્યા.

## સાર્વભૌમ ધર્મ.

હિંદુ ધર્મમા અન્ય ધર્મોનો તિરસ્કાર છે જ નહિ. 'તમને તમારો ધર્મ, અને અમને અમારો ધર્મ,' એ કુરાનનુ વચન સપ્રદાયબહુલ હિંદુધર્મના પ્રાણરૂપ છે. एकं सत् विप्रा बहुधा वदन्ति । પ્રાર્થનાસમાજ બધા જ ધર્મો પાસેથી સરખી રીતે પ્રેરણા મેળવતો હોવાથી હિંદુધર્મમા રહેલો સર્વધર્મસદ્ભાવ વિશેષ સ્પષ્ટ થયો, અને જેને આધુનિક લોકો ધાર્મિક ઉદારતા કહે છે, અને જેને હુ જાગૃતિની સ્વાભાવિકતા કહુ છુ, તેનુ દર્શન થયુ. વેદ અને સ્મૃતિ, બાઈબલ અને કુરાન, શાસ્ત્રના સસ્કારો અને લોકરૂઢ વિધિઓ કઈ રીતે જોવા ને તપાસવા એનો ખ્યાલ પણ હવે સ્પષ્ટ થયો. અને હિન્દુધર્મ કરતા પણ વિશાળ એવા ભારતવર્ષીય સાર્વભૌમ ધર્મનો સાક્ષાત્કાર થયો પ્રાર્થનાસમાજની નાનપણથી મળેલી આવી ઉદાર મદદ મારે માટે અનેક રીતે ઉપકારી નીવડી છે અને તેથી મારા મનમા હમેશા પ્રાર્થનાસમાજ પ્રત્યે કૃતજ્ઞતા રહેલી છે

## ધર્મકુટુ બનો તંબૂરો.

આની પછીની પ્રવૃત્તિ તે આ નવી કેળવાયેલી દૃષ્ટિએ ભારતવર્ષના

બધા ધર્મો અને સંપ્રદાયોનું નિરીક્ષણ કરવાની હતી. પ્રાર્થનાસમાજ અથવા બ્રાહ્મસમાજ, આર્યસમાજ અને દેવસમાજ, રામકૃષ્ણ મિશન અને થિયૉસૉફી, ચૈતન્ય સંપ્રદાય અને સ્વામીનારાયણ સંપ્રદાય બધા તરફ એ દૃષ્ટિએ જ જોવાનું મન થવા લાગ્યું. એમ જોતાં માલૂમ પડ્યું કે પ્રાર્થનાસમાજ એ ભારતવર્ષીય સર્વધર્મકુટુંબના સંગીતનો તંબૂરો છે. આત્માની અનંતતા વ્યક્ત કરતું ભાવવાહી સંગીત ગમે તેટલા સપ્તક ચડે કે ઊતરે, આરોહ-અવરોહ અને આલાપના વિવિધ વિલાસ બતાવે, તોયે એણે આ તંબૂરા સાથે તો મળતું રહેવું જ જોઇએ. તે જ રીતે બધા ધર્મોએ પ્રાર્થનાસમાજ સાથે મળતું રહેવું જોઈએ. તંબૂરા વગર સંગીત ખીલે નહિ; પણ તંબૂરામાં જ બધું સંગીત સમાઈ નથી જતું.

## ધર્મનું વ્યાપક સ્વરૂપ.

ધર્મમાત્રમાં બુદ્ધિ, અનુભવ, શ્રદ્ધા, અંતઃકરણની લાગણીઓ, કાવ્ય-કલ્પના અને કલારસિકતા એ બધી વસ્તુઓ હોય છે, હોવી જ જોઇએ. એની સાથે સાથે વ્યક્તિનો સમાજ અને વિશ્વ સાથેનો સંબંધ, જીવનવ્યાપી સંઘ સ્થાપવાની વૃત્તિ અને આવશ્યકતા, તેમજ ક્ષેમવૃત્તિ (Conservatism) અને પરિવર્તનવૃત્તિ (Radicalism) એ બંને બાજુ ધર્મમાં સ્વભાવતઃ હોય છે અને હોવાં જોઈએ. આમાંથી એકે અંગ જો ઓછું કરીએ તો ધર્મ વિકલાંગ થવાનો, અને મનુષ્યજીવન માટે અપર્યાપ્ત નીવડવાનો. ધર્મમાં શ્રદ્ધાની માત્રા વધવાથી ધર્મ બગડતો નથી. લાગણી અને કોમળતા વધવાથી તે પોચો થતો નથી. કાવ્યકલ્પનાઓ વધવાથી તે અસત્યપ્રેરક થતો નથી. કલારસિકતા વધવાથી તે હીનતાનો સંગ્રાહક બનતો નથી. વિશ્વ સાથેનો સંબંધ પૂર્ણપણે સ્વીકારવાથી તે અવ્યવહારુ થતો નથી. ક્ષેમવૃત્તિને અંગીકારવાથી તે જડ થતો નથી. પરિવર્તનશીલતાને આવકાર આપવાથી તે વિનાશક બનતો નથી. ધર્મનું મરણ તો અજ્ઞાન, વિલાસિતા અને બાહ્ય સત્તામાં છે. ભ્રમમૂલક અસત્યથી સત્ય ઢંકાય, પણ કોઈ કાળે વીંધાય નહિ. કેમકે અસત્યના પેટમાં પણ સત્ય જ છુપાયેલું રહે છે. સત્યનો પરાજય સત્તામાં છે. કોઈ પણ ધર્મ જ્યારે અજ્ઞાનને સાંખે છે, વિલાસિતા સાથે માંડવાળ કરે છે, અથવા સત્તાની ઉપાસના કરે છે ત્યારે એ ધર્મ પ્રથમ સુલભ થાય છે, રોચક થાય છે, વિશાળ થાય છે, અને અંતે પરપોટાની પેઠે ફૂટી જાય છે. સરકારી ખાતાની સહાયથી પ્રસરેલો ધર્મ ક્ષીણવીર્ય અને ક્ષણજીવી બને છે એ સમ્રાટ અશોકે પણ અનુભવ્યું હતું.

## ઈશ્વરનું અદ્વૈત.

પ્રાર્થનાસમાજે ઈશ્વરના અદ્વૈત ઉપર ખાસ ભાર મૂકયો છે ઇસ્લામ તરફનો આ ફાળો ગણાય. રાજા રામમોહનરાયે ઇસ્લામનો ઊંડો અભ્યાસ કર્યો હતો ઈશ્વરના અદ્વૈતનું જાગ્રત ભાન એ ઇસ્લામની અસાધારણ સુન્દરતા છે. સર્વોપરિ સત્તાને પૂજનાર યાહુદી લોકોનો ઈશ્વર Jealous God રહે એમા જરાયે આશ્ચર્ય નથી. એ વારસો ઇસ્લામને અને ખ્રિસ્તીધર્મને સરખો જ મળ્યો છે ભારતવર્ષમા પ્રથમથી જીવબ્રહ્મૈક્યની વિચારણા ચાલતી હોવાથી આપણે ત્યા 'એક કે અનેક' નો ઝઘડો ઉત્પન્ન થયો નથી, આપણને નડયો પણ નથી ઈશ્વર છે, તે અદ્વિતીય છે, સર્વ સમર્થ છે, પ્રેમમય છે એ ભાવના અથવા અનુભવ ધર્મ માત્રની મૂડી છે. એ ઈશ્વર અંતર્યામી છે, આત્મસ્વરૂપ છે, સર્વસહ છે, અખૂટ ધીરજવાળો છે, એ જાગ્રત છે, એ ભક્તાનુકૂલ છે, આ પાછળથી થયેલી શોધ છે. એ શોધને અભાવે માણસે ધર્મજીવનમા ઘણુ સહ્યુ છે, ઘણુ વેઠ્યુ છે પણ આ પાછળની શોધનો વિસ્તાર કરવાનુ આ સ્થળ નથી આ શોધને લીધે ધર્મની મૂડી વધી છે. ઈશ્વર અનેક છે, એક નથી એમ જે માને છે તેનો તો નાશ જ છે मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ।

### ઐક્ય ઓળખો.

નાના દેવોની કલ્પનાથી થતુ નુકસાન દૂર કરવાના બે જ ઉપાય છે મુખ્ય દેવને રહેવા દઈ બાકીનાની કતલ કરો, એકેશ્વરવાદની લાકડીથી એમને સ્પર્શ કરી એમને ઉતારી પાડો, અથવા એકના જ એ અનેક રૂપો છે, અનેકથી એ એકનું એકત્વ નષ્ટ થતુ જ નથી, એ વાત ઓળખો ભારતવર્ષે આ બીજો માર્ગ પ્રથમથી જ ખેડેલો છે ખરૂ જોતા જે ઈશ્વરને આપણે ઉપાસીએ છીએ તે પરમેશ્વરની માનવી આવૃત્તિ છે આપણો ઈશ્વર માણસે બનાવેલો તો ન કહેવાય, પણ માણસે ઓળખેલો છે. ઈશ્વરના સ્વરૂપ તરીકે જે આપણે ઓળખીએ છીએ તે માણસના અંતિમ આત્માનુ સ્વરૂપ છે. માણસ પોતાને ઓળખીને જ ઈશ્વરને ઓળખતા શીખ્યો છે. માટે આપણે એને અંતર્યામી કહીએ છીએ, આત્મારામ કહીએ છીએ. ઉપનિષત્કાલીન ઋષિઓએ ઈશ્વરના સ્વરૂપનુ જે ચિંતન કર્યું છે તે જ ચિંતનને પ્રાર્થનાસમાજે ફરી ચાલન આપ્યુ છે અને રૂઢિધર્મને આગ્રહપૂર્વક કહ્યુ છે

'तदेव ब्रह्म त्वं विद्धि, नेदं यदिदमुपासते ।'

## મૂર્તિપૂજાનો વિરોધ.

પ્રાર્થનાસમાજે મૂર્તિપૂજાનો વિરોધ પણ પ્રથમથી કર્યો છે. મને લાગે છે કે હિન્દુધર્મમાં મૂળ મૂર્તિપૂજા ન હતી, સંભવ છે કે તે બહારથી આવેલી હશે આજનો મૂર્તિપૂજાનો વિરોધ પણ બહારથી જ આવેલો છે. ભારતના બધા જ ધર્મોએ મૂર્તિપૂજાને કલાત્મકના ઉત્સાહથી વધાવીલીધી છે, એટલે મૂર્તિપૂજાનો વિરોધ કરવો એ સહેલી વસ્તુ નથી. મૂર્તિપૂજા કરતા મૂર્તિપૂજાની આસપાસ જે આડંબર અને અનાચાર બાઝે છે તે વધારે ઘાતક હોય છે. મૂર્તિપૂજા વિષેનો પ્રાર્થનાસમાજનો વિરોધ શરૂઆતમા ભારે ઝનૂની હતો. મૂર્તિપૂજા અસન્માર્ગ છે, ઈશ્વરનું અપમાન કરનાર છે, માણસમા નીચત્વ આણનાર છે, અને દુરાચરણ તરફ લઈ જનાર છે, એવી પ્રાર્થનાસમાજની પ્રથમની માન્યતા હતી. ડૉ. ભાંડારકરે એમા ફેરફાર કરાવ્યો. મૂર્તિપૂજામા પાપ નથી પણ તે એક નિરર્થક વસ્તુ છે એ જાતનો અભિપ્રાય એમણે પ્રાર્થનાસમાજમા રૂઢ કર્યો. આગળ જતા કોઈ કોઈ ઠેકાણે મૂર્તિપૂજા સામેનો વિરોધ એટલો મોળો પડ્યો છે કે પ્રાર્થનાસમાજની ઉપાસના વખતે મૂર્તિ ન વાપરી એટલે બસ. મૂર્તિપૂજાનિષેધને આપેલુ વધારેપડતુ મહત્ત્વ અંદરથી જ ઓછુ થવા લાગ્યુ એ એક રીતે સારુ થયુ છે. મૂર્તિપૂજામા કંઈ ખાસ રહસ્ય રહેલુ છે એવું તો છે જ નહિ. માણસની કલાવૃત્તિ સંતોષવાનો અથવા રમકડા લઈને રમવાની બાલવૃત્તિને પોષવાનો એ એક પ્રકાર છે. એનો ત્યાગ કરવો એ પીઢ વૃત્તિના માણસને સ્વભાવિક હોવું જોઈએ. પણ આજની પરિસ્થિતિમા કીડી પર કટક લઈ જવાની જરૂર નથી. મૂર્તિપૂજાનિષેધનુ ઝનૂન પ્રાર્થનાસમાજમાથી ઓછુ થયુ એમા પ્રાર્થનાસમાજ મોળો પડ્યો છે એમ માનવાનું કશુ કારણ હુ જોતો નથી.

## જાતિભેદનો વિરોધ

પ્રાર્થનાસમાજે કરેલુ સુધારાનું ત્રીજુ કાર્ય તે જાતિભેદનો વિરોધ છે. જાતિભેદ એ ધાર્મિક સંસ્થા નથી, પણ મનુષ્યસ્વભાવમા દૃઢમૂલ એવો જે ટોળાધર્મ છે તેનુ જ તે એક રૂપ છે. હિંદુધર્મે એને ઉન્નત કરી વર્ણવ્યવસ્થાનુ રૂપ આપવાનો સતત પ્રયત્ન કર્યો છે એમ હુ માનું છુ. જાતિભેદનો વિરોધ પ્રાર્થનાસમાજે સર્વ સ્થળે સરખી રીતે નથી કર્યો. બંગાળે વિરોધ કર્યો; મહારાષ્ટ્રે નહિજેવો, ગુજરાતની તો વિરોધ કરવાની

હિંમત જ ન ચાલી. જાતિભેદની સંસ્થા મનુષ્યપ્રકૃતિમાથી ઉદ્ભવેલી હોવાથી એનો વિરોધ કરવો એ અઘરુ કામ છે. હિંદુસ્તાનમા એને ધર્મની માન્યતા મળવાથી એની શક્તિ પહાડી કિલ્લામા ભરાઈ બેઠેલી ફોજ જેવી થઈ છે. બાહ્ય વિરોધથી કે હુમલાથી એ મરવાની નથી. એને તો અંદરથી જ ઓગાળી નાખવી જોઈએ, અને તે કામ આજની પરિસ્થિતિ અને રાજકીય આકાક્ષાઓ કરી રહી છે.

## સ્વભાવે ગૃહસ્થાશ્રમી

આજ સુધીના અનુભવ પરથી જણાય છે કે પ્રાર્થનાસમાજે એક બાજુ જીવનવિમુખ વૈરાગ્ય અને બીજી બાજુ અનાચારી વિલાસિતા બંનેનો છેદ ઉડાડ્યો છે. પ્રાર્થનાસમાજ સ્વભાવે ગૃહસ્થાશ્રમી છે. પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી લોકોની અંગ્રેજી કેળવણીમા આપણે બધા ઊછરેલા, એટલે છેલ્લી અર્ધ-શતાબ્દિમા આપણા જીવનમા આપણે અલૌકિક ત્યાગ વૈરાગ્ય પણ રૂઢ કરી શક્યા નથી, અને કલ્પનાશક્તિને ઊંચે લઈ જાય એવા ઉત્સવો કે તહેવારો પણ ગોઠવી શક્યા નથી. તેથી, પ્રાર્થનાસમાજમા જોકે જેમને વિષે આપણે આદર કેળવી શકીએ એવા ઘણા સત્પુરુષો થયા છે, તોપણ એ સમાજમા ભવ્ય પુરુષોની પરંપરા આપણે નથી જોતા. જીવનકુળ લોકો જીવનવીર હોય જ છે એમ નથી. પ્રાર્થનાસમાજે હવે વીરવૃત્તિ કેળવવાનો સમય આવ્યો છે.

## ગ્રંથપ્રામાણ્યનો છેદ

મારે મન પ્રાર્થનાસમાજનું મુખ્ય કાર્ય તો એણે ગ્રંથપ્રામાણ્ય ઉડાવી દીધુ એ છે. એમ તો નાસ્તિકો, તર્કવાદીઓ અને ધર્મશૂન્ય લોકો હમેશા શાસ્ત્રગ્રંથોને ફગાવી દેતા આવ્યા છે, પણ સમાજમાનસ પર એની કશી ઇષ્ટ અસર થતી નથી. ધર્મપરાયણ સાત્વિક લોકો જ્યારે બુદ્ધિ, અનુભવ અને શ્રદ્ધા પર આધાર રાખી ગ્રંથપ્રામાણ્ય સ્વીકારવાની ના પાડે છે, અંધપરતંત્ર થવાની ના પાડે છે ત્યારે જ સમાજ બૌદ્ધિક અને ધાર્મિક સ્વાતંત્ર્ય મેળવી શકે છે. પ્રાર્થનાસમાજે એ કાર્ય કરી આપ્યુ એ એની કીમતીમા કીમતી સેવા છે.

## પુરાણી પ્રેરણા.

ભાંડારકર અને રાનડે જેવા પ્રાર્થનાસમાજના આદિપુરુષોએ શાસ્ત્રો અને સંતવચનો તરફનો આદરભાવ કાયમ રાખ્યો, પણ બુદ્ધિને સ્વતંત્રતા

આપી ગ્રાહ્યાગ્રાહ્યનો વિવેક માણસના જ હાથમાં રાખ્યો. 'કેવળ મારા ધર્મના જ શાસ્ત્રગ્રંથો સાચા' એ સંકુચિતતા કાઢી નાંખી, સત્ય જ્યાંથી જડે ત્યાંથી લઇ લેવું, સત્ય એ આપણી જ ખોવાઇ ગયેલી વસ્તુ છે, હક-પૂર્વક તે આપણે લઇ શકીએ છીએ, એવી ઉદારવૃત્તિ એમણે સમાજને શીખવી. અગ્નિ શીતળ છે એમ સો શ્રુતિવચનો કહે તોયે આપણે તે ન સ્વીકારીએ, એમ શંકરાચાર્યે કહ્યું છે. સત્યજ્ઞાન યવનાચાર્યો પાસેથી પણ લેવાય એવી શિખામણ આપણા પૂર્વજોએ આપી છે. ઉત્તમ વિદ્યા ગમે તેની પાસેથી લેવાય એમ આપણાં સુભાષિતો કહે છે. છતાં આપણે ગ્રંથ-પ્રામાણ્યને વળગી જ રહેતા હતા. પરિણામે બુદ્ધિને ગ્રંથપરતંત્રતાની બંધિયાર હવામાં રહેવું પડતું હતું, અને બીચારાં શાસ્ત્રગ્રંથોને તાર્કિકોએ કરેલી શાસ્ત્રાર્થની જાદુઈ કસરતના ભોગ થવું પડતું હતું. દુનિયામાં માણસે વકીલ, ડૉક્ટર અને ગોર વગર ચલાવવું જોઈએ. માણસ પોતે જ પોતાનો વકીલ થાય, પોતે જ પોતાનો વૈદ થાય, અને પોતે જ પોતાનો શાસ્ત્રજ્ઞ ધર્મગુરુ થાય એ જરૂરનું છે, એમ એક જર્મન ફિલસૂફે કહ્યું છે. મનુષ્ય-સ્વાતંત્ર્યની આ ત્રિવિધ શિખામણમાંનો એક ભાગ પ્રાર્થનાસમાજે બરાબર સિદ્ધ કર્યો છે. અને સદ્ભાગ્યે એ સંપ્રદાયમાં પ્રથમથી જ મતવૈચિત્ર્ય દાખલ થવાથી આપ્તવાક્યની ધૂંસરી પણ એને માથે આવી નથી. રાજા રામમોહનરાયે ઉપનિષદ અને ઈસ્લામની અસર સ્વીકારી. મહર્ષિ દેવેન્દ્રનાથે ઉપનિષદો અને બૌદ્ધ સાહિત્યમાંથી પ્રેરણા મેળવી. ન્યાયમૂર્તિ રાનડે અને ભાંડારકરે ઉપનિષદ સાથે સાધુસંતોની વાણીનો છૂટથી ઉપયોગ કર્યો. કેશવચંદ્ર સેને ઈશુ ખ્રિસ્તની વિશેષ ઉપાસના કરી. અને રવીન્દ્રનાથ ઠાકુરે કબીરપંથ અને લોકગીતોમાં ફેલાયેલા અનેક સ્વતંત્ર લોકધર્મોની અસર સમાજ પર પડવા દીધી છે. આ બધું પ્રાર્થનાસમાજની ઉદારતાનું ઇષ્ટ ફળ છે. મહારાષ્ટ્રના પ્રાર્થનાસમાજે મરાઠી સાધુસંતોનાં ભજનો અને ગીતો સહેજસાજ ફેરફાર સાથે પોતાનાં કર્યાં. ભોળાનાથ સારાભાઈની 'અભંગ-માળા'માં મહારાષ્ટ્રની અસર દેખાય છે. જ્યારે સાહિત્યદ્વાર બંગાળે તો ગદ્ય અને પદ્ય, ઇતિહાસ અને વિવેચન દરેક બાજુએ એક નવું જ સાહિત્ય નિર્માણ કર્યું છે.

## સમાજસેવા.

પ્રાર્થનાસમાજે સમાજસેવાનું કામ પણ ઠીકઠીક કર્યું છે; પણ એમાં

નવી દિશા કે અલૌકિક ત્યાગ જેવું કશું નથી. અનાથાલયો, રુગ્ણાલયો, વિદ્યાલયો, પુસ્તકાલયો કે અર્ચાલયો ચલાવવા એ કંઈ વિશ્વવ્યાપી ધાર્મિક પ્રવૃત્તિનો પૂરતો ફાલ ન ગણાય. પ્રાર્થનાસમાજે અખિલ પ્રજાને મંત્રમુગ્ધ કરે એવું ધાર્મિક વાચન મોટા પાયા ઉપર પૂરું પાડયું છે એમ પણ એ કહી ન શકે. પ્રાર્થનાસમાજની આખી પ્રવૃત્તિ મધ્યમવર્ગના ઘર અને એમની રહેણી, એમની ધર્મબુદ્ધિ અને એમની સેવાબુદ્ધિ સાફસૂફ કરવામાં જ સમાપ્ત થઈ છે. ઈશ્વરનિષ્ઠા અને સદાચાર એ પ્રાર્થનાસમાજનો પ્રધાન સૂર ગણાય. બંગાળમાં ઘણા કેળવણીકારો બ્રાહ્મસમાજી છે એ ખરું, પણ આપણે ત્યાં રાષ્ટ્રવ્યાપી, જીવનસ્પર્શી, સ્વતંત્ર અને નવી એવી કેળવણીનો પ્રાર્થનાસમાજે વિચાર સરખો કર્યો નથી. જેની અસરથી આખો સમાજ જોતજોતામાં દ્વિજ નથી બની જતો તે પ્રવૃત્તિમાં ધર્મવીર્ય છે એમ ન કહી શકાય. The religon of a thorough-going gentleman મનુષ્યહૃદયને બહુ આકર્ષી ન શકે. વીરધર્મ હોય તે જ ફેલાય.

## કેળવણીનો યુગ

એક જમાનો એવો હતો કે જ્યારે મનુષ્યનું સંપૂર્ણ જીવન વ્યાક્તગત તેમજ કૌટુંબિક, સામાજિક તેમજ રાજદ્વારી ધર્મવ્યવસ્થાના તાબામાં હતું. સમગ્ર જીવન ઉપર ધર્મનું સામ્રાજ્ય ચાલતું. આજે એ જમાનો ગયો; સકારણ ગયો. અને એને ઠેકાણે લોકમાન્ય રાજ્યસત્તાનો જમાનો આવ્યો. રાજ્યસત્તા એકના હાથમાં રહે કે અનેકોના એ સવાલ ઉપર લોકો ગમે તેટલા લડયા હોય, પણ જીવન આખું રાજ્યસત્તાના, રાજદ્વારી સંસ્થાઓના હાથમાં સોંપી દેવાનું વલણ તો જામતું જ જાય છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો વહેવાર, સંસ્કૃતિઓનો સહકાર, ભિન્નભિન્ન વર્ગો વચ્ચેના સંબંધ, કેળવણી, વેપારઉદ્યોગ, ધર્મવ્યવસ્થા, કુટુંબસંસ્થા, અરે! આરોગ્યની સંભાળ સુદ્ધાં બધું જ સરકાર મારફતે થાય અને કાનૂનના નિયંત્રણમાં રહે એવું વલણ આજકાલ વધતું જાય છે. દુનિયામાં જેટલી શક્તિઓ છે, સમાજમાં જેટલાં બળો છે તે બધાં આજે રાજ્યતંત્રને આધીન રહે છે, એની જ સેવા કરે છે, એના જ પ્રસાદથી પરિપુષ્ટ થાય છે. પણ આ સ્થિતિ લાંબા કાળ સુધી ટકવાની નથી. આ જમાનાનો અંત વહેલોમોડો આવવો જ જોઈએ. મોડો નહિ, વહેલો જ આવવો જોઈએ. એક વખતે ધર્મવ્યવસ્થા સાર્વભૌમ હતી,

આજે રાજ્યવ્યવસ્થા સાર્વભૌમ છે. પણ ભવિષ્યમાં તો કેળવણીવ્યવસ્થા જ સાર્વભૌમ થવાની છે એ આપણે ઓળખવું જોઈએ.

## સુશિક્ષિતોનો ધર્મ

પ્રાર્થનાસમાજે કેળવણીનું કામ સહેજસાજ કર્યું છે. પણ કેળવણીમાં સ્વતંત્ર વિચારની દૃષ્ટિએ, દીર્ઘ તપસ્યાની દૃષ્ટિએ, અથવા વ્યાપક સંગઠનની દૃષ્ટિએ પ્રાર્થનાસમાજનો ફાળો કશો નથી. પ્રાર્થનાસમાજે પોતાની જીવનદૃષ્ટિનો પ્રકાશ પાડી કેળવણીનું એક સ્વતંત્ર, સંપૂર્ણ અને સમર્થ દર્શન ઊભું કરવું જોઈતું હતું. હજી પણ એ ધારે તો કરી શકે છે. આજનો સર્વસાધારણ ધર્મ કેળવણી મારફતે જ પ્રસરી શકે. ગાંધીજીએ તે વર્ષે આ જ કારણે કહ્યું હતું કે 'પ્રાર્થનાસમાજ એ સુશિક્ષિતોનો ધર્મ છે.' પ્રાર્થનાસમાજની ખૂબી અને ખામી, એની શક્તિ અને અશક્તિ બન્ને આમાં જ સમાયેલાં છે. આપણે ધારીએ તો આ સ્થિતિને આપણે આપણી નવી શક્તિ, નવી પ્રેરણા અને નવી દિશા બનાવી શકીએ.

## ધર્મનું નવું સ્વરૂપ

"અંતર્યામી, પરમાત્મા એ જ મારો સ્વામી છે, આધાર છે, સર્વોત્કૈક્ય અને સર્વસદ્‌ભાવ એ જ મારો પરમ પુરુષાર્થ છે. કેળવણી — સર્વાંગી કેળવણી એ જ એની સાધના છે." એ હવે પછીનો બ્રાહ્મધર્મ છે. એ જ પ્રાર્થનાસમાજ છે. આ નવી કેળવણીમાં પાંચ વસ્તુનો સમાવેશ થવો જોઈએઃ પ્રાર્થના, બોધ, ધીરજ, સેવા અને કુરબાની. Prayer, Persuasion, Patience, Service & Sacrifice.

કેળવણીનું પ્રથમ ક્ષેત્ર હૃદય છે. હૃદય જો પૂરેપૂરું ખેડાયું હશે તો જ બુદ્ધિનું ખેડાણ વ્યક્તિને માટે અને સમાજને માટે આશીર્વાદરૂપ નીવડશે. હૃદય જો બરાબર કેળવાયેલું હોય, બુદ્ધિ પ્રગલ્ભ થઈ હોય, અને શરીર નીરોગી અને કસાયું હોય તો જ ધર્મજીવન જીવવું શક્ય થશે. આવી ધર્મપ્રધાન કેળવણી જ્યારે દરેકને મળશે ત્યારે વ્યક્તિ અને સમાજનો સંબંધ મંગલમય થશે. સમાજની સર્વાંગી સેવા એ જ આત્મોન્નતિનો એક માત્ર ઉપાય છે.

## સમાજસેવાધર્મ

હવે આપણે બરાબર જોઈ શકીશું કે દુનિયાનો ભવિષ્યનો ધર્મ એ સોશ્યાલિઝમ જ છે. સોશ્યાલિઝમ એટલે સમાજસેવાધર્મ. આજે જે

સોશ્યાલિઝમ અનેક દેશોમાં ચર્ચાય છે અને એને અંગે જે અખતરાઓ ચાલે છે તેમાં અનેક બાજુએ સુધારાવધારા થવાની જરૂર છે. આજની સોશ્યાલિઝમે ત્રણ ભૂલો કરી છે. એણે સંપત્તિશાસ્ત્રનો પાયો લીધો એ એની પહેલી ભૂલ. એની બીજી ભૂલ રાજદ્વારી સંસ્થાઓ ઉપર એનો વિશ્વાસ એ છે. અને ત્રીજી ભૂલ તો, ધર્મવ્યવસ્થા તોડવા જતા એણે મૂળ ધાર્મિકતા પ્રત્યે જ સૂગ કેળવી છે અને એનો વિરોધ ચલાવ્યો છે એ છે. સોશ્યાલિઝમ માને છે કે આ એની ભૂલો નથી, પણ એ જ એનો ભવિષ્ય માટેનો કીમતીમાં કીમતી ફાળો છે. એના વગર સોશ્યાલિઝમ સંભવે જ નહિ. જો સોશ્યાલિઝમ પૂરેપૂરું અમલમાં આવે તો કેન્દ્રીભૂત રાજ્યસત્તાનો નાશ એની મેળે થશે. તે એટલે સુધી કે શારીરિક બળ ઉપર નભનારી રાજ્યસત્તાનું મીંડું જ વળે. જીવન એટલું બધું સાદું, સ્વાવલંબી અથવા પરસ્પરાવલંબી થશે કે અટપટું અર્થશાસ્ત્ર ટકે જ નહિ, અને લોકોમાં એવી તો સંસ્કારી કેળવણી સાર્વત્રિક થશે કે એમાંથી શુદ્ધ આધ્યાત્મિક જ્યોત પ્રગટ થવી જ જોઈએ. સોશ્યાલિઝમની ખોજ સાચી છે, એની પ્રેરણા શુદ્ધ છે, એનો સમય પણ આવી ચૂક્યો છે, એટલે દોષમુક્ત થતાં એને બહુ દાયકાની આવશ્યકતા નથી. ગરીબોનો દેવ હવે જાગ્રત થયો છે. કેળવણીકારોએ પોતાની ઢબે એના ઉપાસક થવાની જરૂર છે. સત્ય ને અહિંસા એ જ પોતાનું બિરુદ હોઈ શકે, એ જ પોતાની ટેક છે, એમ ઓળખી એમણે લોકસેવાનું કામ હાથમાં લેવું જોઈએ. કેળવણીખાતું અત્યારસુધી નિર્વીર્ય નીવડ્યું છે. ધર્મસમાજે લોકકેળવણીનું કામ જેટલું કર્યું છે, રાજદ્વારી પ્રચારકોએ જેટલું કર્યું છે તેટલું કેળવણીખાતાએ કર્યું નથી. શુદ્ધ ધર્મની પ્રેરણા લઈ શાળાની ચાર દીવાલની બહાર નીકળી સાચા કેળવણીકારોએ લોકશિક્ષણ અને લોકસેવાનું કામ કરવાનું છે. ધર્મસંસ્કરણ, સમાજસંસ્કરણ, કુટુંબસંસ્કરણ—ટૂંકામાં જીવનસંસ્કરણ કરવાનો જમાનો આવ્યો છે. આવ્યો છે શું, એ ક્યારનો શરૂ પણ થઈ ચૂક્યો છે હવે આપણે ઉજળિયાત, એદીઓ, સલામતીના ઉપાસક, એવા મધ્યમ વર્ગની આકસ્મી પાછળ સહેજસાજ શક્તિ ખર્ચીને સંતોષ માનવાનો નથી. દીન, અનાથ, પતિત અને પરિત્યક્ત એવા લોકોના હૃદયમાં રહેલા નારાયણની ઉપાસના કરવાની છે પાર્થિવ મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાના મંત્રો અત્યારસુધી લોકો બહુ બોલ્યા. હવે તો દલિતમૂર્તિ દેશવાસીઓમાં સ્વાતંત્ર્ય, સ્વાશ્રય અને સ્વાભિમાનની પ્રાણપ્રતિષ્ઠા કરવાની છે. સ્ત્રીઓ, મજૂરો, ખેડુતો, કારીગરો અને કારકુનોનું જીવન

સુવાસિત અને સારગર્ભ કરવાનું છે. જાતિભેદ તોડવાનો એ અર્થ ન જ થવો જોઈએ કે આપણે કેવળ મધ્યમવર્ગના ઉજળિયાત લોકો રોટીબેટી-વ્યવહારની અગવડો દૂર કરવા માગીએ છીએ. અનાચરી સ્વચ્છંદી લોકો પણ એટલું કરી શકે છે. પછાત અને પતિતોના કેવળ હિતેચ્છુ મુરબ્બી થવામાં પણ આજે મોટી બહાદુરી નથી. એતો સાત્ત્વિક માણસોનો વિનોદ થયો. ખરી ધાર્મિકતા એમાં રહેલી છે કે ગરીબો સાથે, પતિતો સાથે, અજ્ઞાન અને અસંસ્કારી લોકો સાથે આપણે ઐક્યભાવે ભળી જઈએ, એમને પોતાનાં કરીએ, આપણે એમના થઈ જઈએ, અને એમને સાથે લઈને ઉન્નતિનો પહાડ ચઢીએ. આવી વીરવૃત્તિ વગર ધાર્મિકતા સંભવે જ નહિ. વીરત્વ એ જ ખરો ધર્મ છે. માત્ર બીજાને મારીને વીર નથી થવાનું, પણ નિર્વૈર વૃત્તિથી પોતાની જાતને મારીને વીર થવાનું છે.

## ધર્મોનું 'લિબ્હર'

અહીં જે બ્રાહ્મધર્મની અને ધર્મસમાજની ઝાંખી કરી છે તે અલગ નોખા ધર્મ તરીકે રહેવાની ના જ પાડશે. ધર્મમાત્રમાં એ પરોવાયેલો રહેશે. સમાજની ઉન્નતિ માટે જુદાજુદા ધર્મો પ્રવર્તેલા છે. એ બધા ધર્મોને ચડાવનાર 'લિબ્હર'ની ગરજ આ બ્રાહ્મધર્મ સારશે આને આધારે ધર્મ-માત્રની ઉન્નતિ થશે. એકે ધર્મનો નાશ કર્યા વગર આ બ્રાહ્મધર્મ સર્વત્ર પોતાનું સામ્રાજ્ય જમાવશે.

આ શ્રદ્ધા ધારણ કરી આપણે પ્રાર્થના કરીએ કે પરમમંગલ પરમેશ્વરની કૃપાથી આવો ધર્મ હૃદયમાત્રમાં પ્રગટ થાઓ અને એનો જ વિકાસ થાઓ.

उदयोस्तु, विजयोस्तु, प्रभवोस्तु ।
कल्याणमस्तु ।

# હિંદુધર્મને વ્યાપક કરવામાં શૈવોએ કરેલો ઉપકાર*

વારંવાર એવો આક્ષેપ હિંદુધર્મ પ્રતિ કરવામા આવે છે કે હિંદુઓનો ધર્મ શ્રુતિ એટલે વેદ ઉપર બંધાયેલો હોવાથી અને શ્રુતિનું અધ્યયન કરવાનો અધિકાર બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકોને જ માત્ર હોવાથી શૂદ્રોને તથા અતિશૂદ્રોને તથા હિંદુસમાજ બહારના ઇતર જાતિના મનુષ્યોને હિંદુધર્મ પોતાની મર્યાદામા લઇ શકતો નથી, અને તેથી તે સંકુચિત ધર્મ છે, અને તે ધર્મમા બૌદ્ધ, ખ્રિસ્ત તથા મુસ્લિમ ધર્મ જેવી વ્યાપકતા નથી. આ આક્ષેપ પ્રથમ દર્શને આ જમાનાના કેળવાયલા મનુષ્યો સામાન્ય રીતે માની લે છે, અને હિંદુ ધર્મનું સર્વાંશ જ્ઞાન નહિ હોવાથી શૂદ્ર અથવા અંત્યજોને બ્રાહ્મણોએ માત્ર દબાવી રાખ્યા છે, અને પરમેશ્વરના જ્ઞાન અને ધ્યાનથી વિમુખ રાખ્યા છે એવું માની લેવામા આવે છે. પરંતુ વસ્તુવિચારથી જોતા ધર્મના અભ્યાસકને સમજાય એમ છે કે આ માન્યતા અપ્રમાણ નથી. હિંદુધર્મના વ્યવસ્થાપક ઋષિમુનિઓએ તેનામાં સંકોચ અને વિકાસની બે પ્રકારની શક્તિ સ્થાપી છે. સંકોચ શક્તિવડે હિંદુધર્મ સમાજનું સંરક્ષણ કરે છે; વિકાસ શક્તિવડે હિંદુધર્મ પોતાના સત્યોને સર્વ દેશકાળ અને પ્રજામાં પુષ્પના પરાગની પેઠે પસરાવે છે.

હાલના હિંદુધર્મના અભ્યાસકો ભાગ્યેજ જાણે છે કે હિંદુધર્મ કેવલ વૈદિકોના કબજાનો ધર્મ નથી. હિંદુધર્મમા શ્રુતિ એટલે નિગમ અને તન્ત્ર એટલે આગમ-એ બે મુખ્ય વૃક્ષો મૂળમાથી સયુક્ત થઇ ઉછર્યા છે. જ્યારે બે વૃક્ષો—પીપળો અને વડ—મૂળમાથી ભેગા થઇ ઉછરે, ત્યારે થડમાથી ઓળખાય નહિ કે કયો ભાગ પીપળાનો, અને કયો ભાગ વડનો છે તે સંયુક્ત વૃક્ષોના થડમાથી ઉંચે શાખા-પ્રશાખા અને પલ્લવ-પત્રો ઉપર નજર નાખીએ, ત્યારે સમજાય કે આ સંયુક્ત વૃક્ષમા અમુક અંશ પીપળાનો છે અને અમુક અંશ વડનો છે. આવા સંયુક્ત વૃક્ષો શિવ-પાર્વતીના અર્ધનારીશ્વર ભાવવાળા છે, એમા એકને બીજાથી છૂટું પડાય તેમ નથી. કોઇ પણ પ્રજા પિતાની પણ અવગણના ન કરી શકે તેમ માતાની પણ

* ગુજરાત સાહિત્યના સભાના નિમન્ત્રણથી તા. ૨૩-૮-૩૧ ના રોજ આપેલા વ્યાખ્યાન ઉપર રચાયેલો આ નિબંધરૂપ લેખ છે.

અવગણના ન કરે. પ્રસંગે માતપિતાનો ગુણપ્રધાનભાવ થાય અથવા સમભાવ થાય; પરંતુ અવગણના તો ન જ થાય. સંયુક્ત વૃક્ષને છૂટાં પાડવાનો પ્રયત્ન થાય તો તે બંને વૃક્ષ મરી જાય.

હિંદુધર્મમાં શ્રુતિ અથવા વેદ મૂળમાં છે એ વાત ખરી છે; પરંતુ બ્રહ્માના ચાર મુખ જેવા ચાર વેદ ઉપરાંત પાંચમુ પરમેશ્વરનું ઊર્ધ્વમુખ સ્વતઃ વેદે સ્વીકાર્યું છે; અને તે ઊર્ધ્વસ્રોતસ્માંથી પ્રસવતું મધ (મધુ) સાધ્ય દેવો ભોગવે છે, અને તેઓ બ્રહ્મમુખથી એટલે પ્રણવવડે રહસ્ય જ્ઞાનના અમૃતને મેળવે છે,[1] આ પ્રણવના મુખનો વિસ્તાર માંડૂક્ય અને નૃસિંહતાપનીય ઉપનિષદોમાં છે. આ "હિરણ્યકોશ" જેવા પ્રણવનો આશ્રય લઈને લુપ્તવિદ્યાઓને સૂર્ય પાસેથી યાજ્ઞવલ્કયાદિ મહર્ષિઓએ મેળવ્યાની આખ્યાયિકાઓ છે. જૂના અધ્વર્યુ વેદના એટલે કૃષ્ણ યજુર્વેદના મંત્રો કંઈક વાશી ફૂલ જેવા ગણાયા, અને યાજ્ઞવલ્કયે अयातयामानियजूँषि– એટલે તાજાં પુષ્પ જેવા યજુષ સૂર્ય પાસેથી વિદ્યારૂપે પ્રાપ્ત કર્યા એ વગેરે આખ્યાયિકા જે વૈદિકોમાં સુપ્રસિદ્ધ છે તે એવું સ્પષ્ટ સૂચવે છે કે કેવલ શ્રુતિ એટલે પરંપરાગત શબ્દોમાં જ સર્વ રહસ્ય છે એમ નથી, પરંતુ ધ્યાનયોગ વડે અને પરમેશ્વરના પ્રસાદથી ઘણા રહસ્યો મનુષ્યોને મળ્યા છે, મળે છે અને મળશે. આ કારણથી ઋષિઓ કંઇ શ્રુતર્ષિજ હોતા નથી. પરંતુ સત્ય અને તપના[2] પાલનવડે પણ આર્ષજ્ઞાન અથવા પ્રાતિભ-જ્ઞાન પ્રકટ થાય છે. આવા સત્ય અને તપના પ્રભાવથી આર્ષજ્ઞાન મેળવનારા સાંખ્યાચાર્ય કપિલ તથા યોગાચાર્ય પતંજલિના સિદ્ધાન્તો હિંદુ-ધર્મના સંયુક્ત વૃક્ષમા શાખા–પ્રશાખામા પ્રવેશ પામ્યા છે. તે ઉપરાંત શૈવાગમ અને પાશુપત દર્શનના સિદ્ધાન્તો અને વૈષ્ણવાગમ અથવા સાત્વત તન્ત્રના સિદ્ધાન્તો પણ હિંદુધર્મમા પ્રવેશ પામ્યા છે. શ્રુતિ, સાંખ્ય, યોગ, શૈવ અને વૈષ્ણવઃ આ પાંચ પલ્લવવાળા હિંદુધર્મના સંયુક્ત વૃક્ષમા પ્રત્યેક પલ્લવમાં શાક્ત સંપ્રદાયના પુષ્પો પણ છે. આ સર્વનું ધ્યેય પરમાત્મપદની પ્રાપ્તિ કરવાનું છે, અને માર્ગોના, સંપ્રદાયોના અને પંથોના ભેદો છતા અનેક નદીઓ જેમ એક સમુદ્રમાં એક થાય તેમ પરમેશ્વર અથવા પર-

૧ જુઓ છાન્દોગ્ય ૩–૧૦

૨ જુઓ વાયુપુરાણ પૂ. અ. ૧૧ જ્યાં સાત પ્રકારનાં આર્ષજ્ઞાનનાં નિમિત્તો વર્ણવ્યાં છે.

આત્માના—નારાયણના—ક્ષીરસાગરમા લીન થાય છે.[1] પ્રત્યેક પ્રવાહના વિનક્ષણ ગુણ ધર્મો આપણે પરીક્ષાવડે ઓળખી શકીએ છીએ.

## વિવિધ ધર્મમુદ્રાઓ

ઉદાહરણ તરીકે શ્રૌતધર્મની મુદ્રા તેના યજ્ઞકર્મમા છે. વૈદિક મર્યાદામા રહેવુ અને યજ્ઞ ન કરવો તે બને એમ નથી. વેદમાર્ગમા રહેનારે કોઈ પણ પ્રકારનો યજ્ઞ તો કરવો જ પડે અને યજ્ઞ વિના જીવવુ એ મહાપાપ વેદમર્યાદાનુ છે. પછી તે દ્રવ્યયજ્ઞ હોય, બ્રહ્મયજ્ઞ હોય, પ્રાણયજ્ઞ હોય, બ્રહ્મયજ્ઞ હોય, યોગયજ્ઞ હોય, સ્વાધ્યાયયજ્ઞ હોય, કે જ્ઞાનયજ્ઞ હોય[2] તેવી બીજી શ્રૌતમુદ્રા વર્ણાશ્રમભેદની છે. મનુષ્યમા ચાર વર્ણ છે, એટલુજ નહિ પણ દેવાદિમા ચાર વર્ણ વૈદિકો માને છે.[3]

તેવી જ રીતે સાખ્યયોગની મુદ્રા તેના ગુણત્રય વિભાગમા છે, પ્રત્યેક વસ્તુ સાત્વિક, રાજસ, તામસ વિભાગમા આવી જાય અને આ ગુણોનુ ક્રમપૂર્વક અતિક્રમણ કરી, ગુણાતીત પુરુષના સ્વરૂપને જાણી, કૈવલ્યનો અનુભવ કરવો એ સાખ્યયોગનુ વિશિષ્ટ લક્ષણ છે.[4]

આજ નિયમથી આગમવાદીઓની પણ સ્વતત્ર ધર્મમુદ્રા છે, અને તે તેના જપધ્યાનની અને અતિવર્ણાશ્રમી ભાવનાની છે જ્યારે વેદવાદી હિન્દુઓ વર્ણભેદ ઉપર ભાર મૂકે છે, અને ત્રૈવર્ણિકોને જ યજ્ઞનો અને બ્રહ્મયજ્ઞનો અધિકાર માને છે, ત્યારે આગમવાદી હિંદુઓ અને તેમા પણ શૈવમતાનુયાયીઓ વર્ણભેદને ગૌણ માને છે, અને ગુણ કર્મને મુખ્ય માને છે, અને ગમે તે જાતિના મનુષ્યને પચાક્ષરી મન્ત્રનો અધિકાર અને પરમશિવનુ અર્ચન કરવાનો અધિકાર માને છે. વેદવાદનો છેવટ સિદ્ધાન્ત सर्वं खल्विदं ब्रह्म આ અખડ સચ્ચિદાનદ બ્રહ્મરૂપ છે એ ધ્યેય સિદ્ધ કરવાનો છતા, વ્યવહારમા વર્ણાશ્રમ ભેદને મુખ્ય સાધનરૂપ માને છે, ત્યારે પરમેશ્વર સાથે સાયુજ્ય મેળવવાનો આગમવાદનો સિદ્ધાન્ત દેખાતા ભેદોને મહત્તા ન આપવાનો, પ્રજાના ગુણકર્મોની સુધારણા કરવાનો અને સર્વ

૧ જુઓ "ત્રયીસાખ્યયોગ" વગેરે-મહિમ્ન સ્તોત્રનો શ્લોક અને તે ઉપરનુ મધુસૂદન સરસ્વતીનુ પ્રસ્થાનભેદ ભાષ્ય

૨ જુઓ ભ. ગી. અધ્યાય ૪

૩ બૃ ઉ ૧ ૪ ૧૧-૧૬

૪ જુઓ ભ. ગી અધ્યાય ૧૮

પ્રકારના પાશમાંથી છૂટવાનો છે. શૈવો જીવને આઠ પાશ વળગેલા માને છે, એટલે કે ઘૃણા,[૧] લજ્જા,[૨] ભય,[૩] શોક,[૪] જુગુપ્સા,[૫] કુલ,[૬] શીલ,[૭] અને જાતિ[૮] એ આઠ વસ્તુના મિથ્યાભિમાનને જ્ઞાનપ્રતિબંધક નિમિત્ત માને છે. આ ભેદવાદમાંથી મોકળા થવાનું સ્વાતંત્ર્યબીજ હિંદુધર્મમાં શૈવોએ સ્થાપ્યું જણાય છે, અને તે વેદકાળ જેટલું જૂનું છે. વેદવાદના યજ્ઞકાંડના અતિશયમાં કર્મજાળ ગૂંચાવાથી જ્ઞાનદૃષ્ટિનું આવરણ આવે છે અને પરમેશ્વરના સ્વરૂપની અને ફળ પ્રવર્તાવવાના સિદ્ધ સામર્થ્યની અવગણના થાય છે. એ રહસ્ય સમજાવવા દક્ષયજ્ઞધ્વંસ અને સતીદહન, તેના પરિણામમાં સ્થૂલકામનો નાશ અને સૂક્ષ્મકામનો પુનરુદય–ઉમા–પાર્વતીના પુનરુદ્ભવની આખ્યાયિકામાં–પુરાણોમાં ગુંથ્યો છે. આ આખ્યાયિકા સમાજના કંઇક સાચા ઇતિહાસનું ચિત્ર છે. યજ્ઞની કેવળ જડભાવના અને પશુહિંસામાંથી મનુષ્યોને પાછા વાળી પરમેશ્વરના સાક્ષ પ્રતીકમાં એટલે જ્યોતિર્મય પ્રકૃતિયુક્ત પરમેશ્વરનું પૂજન અને ધ્યાન કરવાનો સિદ્ધાન્ત વેદના મૂલમાં શૈવોએ દાખલ કર્યો છે. શ્રૌતમતનું આ સંસ્કરણ વેદકાલ પછી થયું છે, એમ નથી, વેદકાલનું સંહિતાનું અથવા બ્રાહ્મણ ગ્રન્થનું સાહિત્ય ઘડાતું હતું, ત્યારે આ સ્વાતંત્ર્યબીજ નખાયું હતુ. છાન્દોગ્ય ઉપનિષદ્‌માં ચાર વેદ ઉપરાન્ત પાંચમું આગમ મુખ સ્વીકારવામાં આવ્યાની વાત પ્રથમ આવી ગઈ છે, પરંતુ અથર્વવેદની સંહિતાના સમયમાં ત્રૈવર્ણિક પ્રજા ઉપરાન્ત શૂદ્ર અને અતિ શૂદ્રોને પાવન કરવાનો વિધિ હતો. વ્રાત્યજાતિના મનુષ્યો ઉપનયનાદિ સંસ્કાર વિનાના હતા. વ્રાત્ય ગૃહપતિના ઉપકરણોનું વર્ણન અથર્વવેદના પંદરમા કાંડમાં આવે છે. તે વ્રાત્ય મહાદેવ થયા એવું પ્રતિપાદન છે; વ્રાત્ય ગૃહપતિ સાથે ધનુષ, ગાડી, બાણ, મૃગચર્મ, માગધ (મગધદેશના વસનારા જેઓને વૈદિકો વ્રાત્ય કહે છે) હોય, અને સ્ત્રી પણ હોય. આ વ્રાત્યો રુદ્રભક્ત હતા; અને તેમની ઉપર જણાવેલી ગૃહતંત્રની સામગ્રી સ્પષ્ટ જણાવે છે કે તેઓ વર્ણાશ્રમના આગ્રહી ન હતા. આ વ્રાત્ય પ્રજાને હિંદુસમાજમાં વૈદિકોને મને કમને દાખલ કરવી પડી હતી. વ્રાત્યસ્તોત્રનો વિધિ દાખલ કરી તે જાતિના મનુષ્યોને સમાજમાં પાવન કરવામાં આવ્યા હતા. પાછળથી સાવિત્રી પતિત બ્રાહ્મણને પણ વ્રાત્ય માની તેને પ્રાયશ્ચિત આપી શિષ્ટસમાજમાં લેવામાં આવતા હતા.

સયુગ્વારૈક્વ નામના દરિદ્ર બ્રાહ્મણે જાનશ્રુતિ નામના શૂદ્ર રાજાને તેની

કન્યાનું પાણિગ્રહણ કરી બ્રહ્મજ્ઞાન આપ્યું હતું, અને તેમની પ્રજા તે હાલના રાયકવાળ બ્રાહ્મણો છે, એવું બ્રાહ્મણોનું મંતવ્ય છે. આ જાનશ્રુતિ રાજાને "શૂદ્ર" શબ્દથી રૈકવે સ્પષ્ટ પ્રબોધ્યો છે, છતાં અપશૂદ્રાધિકરણમાં શૂદ્રનો રૂઢાર્થ નહિ લેતાં યૌગિકાર્થ ( શોકે કરીને પિગળ્યો માટે શૂદ્ર ) દાખલ કરી શૂદ્રને બ્રહ્મવિદ્યાના અધિકારમાથી બાતલ કરવાનો પ્રયત્ન થયો છે, અને શિષ્ટ રીતિએ પરંપરાનુસાર વિવરણ કરનારા શંકરાચાર્યને છેવટમાં ભાષ્યમાં કહેવું પડ્યુ છે કે જો કે વેદદ્વારા બ્રહ્મજ્ઞાન ન મળે તો પણ ઇતિહાસ પુરાણદ્વારા મળી શકે. આ ખુલાસો અને મૂળ વિવરણ હાલની વિવેચન પદ્ધતિથી અભ્યાસ કરનારને સૂચવે છે કે શૂદ્રોને બ્રહ્મવિદ્યા ઉપનિષદ્ સમયમાં મળતી હતી, પરંતુ શૂદ્રો પ્રતિની સામાજિક ભાવનાને વશ વર્તી સૂત્રકાર અને ભાષ્યકારે વિચિત્ર રીતે તોડ કાઢયો જણાય છે.[૧]

વળી ઐતરેય મહીદાસ, કવષ, ઐલૂષ, અને સત્યકામ જાબાલનાં શ્રૌત દૃષ્ટાન્તો જાતિ ભેદને ગૌણ બતાવનારા અને ગુણકર્મને પ્રાધાન્ય આપનારાં શ્રૌત સાહિત્યમાં પ્રસિદ્ધ છે. ઐતરેય મહીદાસની આખ્યાયિકા સાયણાચાર્યે ઐતરેય બ્રાહ્મણના આરંભમાં આપી છે. તે ઉપરથી સમજાય છે કે તેનું નામ **મહીદાસ** હતું, અને તે નામ જ સૂચવે છે કે તેમનું શરીર શુદ્ધ બ્રાહ્મણવંશનું ન હતું. તેમના પિતા મોટા યાજ્ઞિક હતા, તેમને સવર્ણા સ્ત્રી ઉપરાંત ઇતર વર્ણની સ્ત્રી હતી, અને તેનો પુત્ર **ઐતરેય.** એક પ્રસંગે સવર્ણા સ્ત્રીના પુત્રો ખોળામા બેઠા હતા, ત્યા આ દાસીપુત્ર પિતાના ખોળામાં બેસવા ગયો. તેનો તિરસ્કાર થયો; તે પોતાની માતા પાસે રોતો ગયો. માએ પોતાની જાતિનો દોષ કાઢી વિદ્યાવડે ઋષિપદ મેળવવા કહ્યું. તે બાળકે ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરી ઋગ્વેદની ઐતરેયશાખા પ્રવર્તાવી. તે શાખાને **प्रज्ञानं ब्रह्म** મહાવાક્ય બોલનારા વેદવાદીઓ હાલ વધાવી લે છે. તેનું શુદ્ધ દર્શન આ શુદ્ધ બ્રાહ્મણ વંશજનું નથી પરંતુ મિશ્રવંશથી ઉત્પન્ન થયેલા મહર્ષિનું છે. તેમની વિદ્યાનો પ્રભાવ સામવેદમાં પણ સ્વીકારાયો છે.[૨]

તેવી જ રીતે કવશ ઐલૂષ પણ શૂદ્ર જાતિનો ઋષિ હતો એવુ ઐ. આ. ઉપરથી સમજાય છે.

---

(૧) જુઓ છા. ૪-૨. મંત્ર ૩ તથા બ્ર. સૂ. ૧-૩. ૩૪-૩૮ અને તે ઉપરનું ભાષ્ય જુઓ રૈકવાખ્યાન સ્કંદ પુરાણાંતર્ગત.

(૨) જુઓ છા. ૩-૧૬. વળી જુઓ કુમારિકા ખંડ જ્યાં મહીસાગર તીર્થના વર્ણન પ્રસંગે મહીદાસની આખ્યાયિકા આપી છે.

## સત્યકામ જાબાલની આખ્યાયિકા

સત્યકામ જાબાલનો પ્રસંગ કંઇક વધારે ચમત્કારવાળો છે. તેમાં શ્રૌત સમયના સમાજનું શુદ્ધ ઐતિહાસિક ચિત્ર છે. છાન્દોગ્ય ઉપનિષદ્‌માં (છા. ૪. ૪.) નીચે પ્રમાણે સરલ આખ્યાયિકા છે

સત્યકામ જાબાલ પોતાની મા જબાલા પાસે ગયો, અને માને વિનતિ કરી કે મારે બ્રહ્મચર્ય લેવું છે. હું કયા ગોત્રનો છું તે મને કહે. જબાલાએ ઉત્તર આપ્યો, 'ભાઈ, હું તે વાત જાણતી નથી કે તું કયા ગોત્રનો છું. (પરંતુ) હું ઘણાઓની સેવા કરનારી અને ફરનારી યુવાવસ્થામાં હતી ત્યારે મેં તને પ્રાપ્ત કર્યો છે. તેથી હું જાણતી નથી કે તું કયા ગોત્રનો છું. મારૂં નામ જબાલા છે, તારૂં નામ સત્યકામ છે. માટે તું "સત્યકામ જાબાલ" છું—એવું તું ગુરુને કહેજે. આ પ્રમાણે સમજી લઇ હારિદ્રુમત ગૌતમ નામના ગુરુ પાસે સત્યકામ ગયો, અને તેમને કહ્યું કે હું ભગવાન પાસે બ્રહ્મચર્ય ગ્રહણ કરવા આવ્યો છું. તે ઉપરથી ગુરુએ પૂછ્યું: 'ભાઈ, તું કયા ગોત્રનો છું? સત્યકામે કહ્યું કે ભગવન્, હું તે જાણતો નથી. મેં મારી માને પૂછ્યું હતું; અને તેણે કહ્યું છે કે હું બહુ જનોની સેવા કરનારી અને ફરનારી હતી અને યુવાવસ્થામા મેં તને મેળવ્યો છે, તેથી હું જાણતી નથી કે તું કયા ગોત્રનો છું. પરંતુ મારૂં નામ જબાલા છે, તારૂં નામ સત્યકામ છે, તેથી તું સત્યકામ જાબાલ છું, એમ તું કહેજે. તે ઉપરથી હું કહું છું કે હું સત્યકામ જાબાલ છું.' ગુરુએ કહ્યું કે, બ્રાહ્મણત્વ વિનાનો બાળક આવું સત્ય બોલે નહિ (માટે તું બ્રાહ્મણ જ છું). સમિધ્ લાવ. હું તને ઉપનયન સંસ્કાર આપીશ. કારણ કે તું સત્યથી ડગ્યો નથી'

આ શબ્દશઃ કરેલા ઉતારા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જબાલા બ્રાહ્મણજાતિની સ્ત્રી ન હતી, પરંતુ સેવા કરનારી દાસી[1] હતી, તેનો

૧ મેં તા ૨૩-૮-૩૧ ના રોજ ભાષણ આપ્યું. તે ઉપરથી સનાતન ધર્મની આગ્રહી પ્રજામાં કંઈક ક્ષોભ થયો જણાય છે. નડિયાદના શાસ્ત્રી ગોવર્ધન રણછોડજી ભટ્ટે મને જાહેર ચેલેંજ આપ્યો છે કે "જબાલા શૂદ્ર સ્ત્રી હતી" તેવું ઉપનિષદ્ અગર શાંકરભાષ્યના પુરાવા સાથે પૂરવાર કરી આપો અથવા જાહેરમાં પોતાના શબ્દો પાછા ખેંચી લ્યો." આનું ઉત્તર એટલું જ કે મૂલ શ્રુતિમાં બહુચરંતીપરિચરંતી એ શબ્દો બ્રાહ્મણ જાતિની સ્ત્રીનું લક્ષણ બતાવે છે કે શૂદ્ર જાતિનું તે

સત્યકામ પુત્ર હતો. પછી તે કાનીન પુત્ર હતો, કે વિવાહિત અવસ્થામા જન્મેલો હતો તે નિર્ણય કરવા આપણી પાસે સાધન નથી. દાસીપુત્ર છતા તે સત્ય બોલે છે માટે ગુણકર્માનુસાર બ્રાહ્મણત્વનો તાત્કાલિક નિર્ણય કરી ગુરુએ સત્યકામ જાબાલને ઉપનયન સંસ્કાર આપી ગાયોનું રક્ષણ કરવા મોકલ્યો. ત્યાર પછી તે બ્રહ્મવિદ્ થયો છે. ગુરુએ તેને બ્રહ્મનિષ્ઠાનો આશીર્વાદ આપ્યો છે, અને તે જાબાલ શાખાનો પ્રવર્તક મહર્ષિ થયો છે. હવે જાબાલ શાખાનું ઉપનિષદ્ સાહિત્ય શૈવ ધર્મથી ભરપૂર છે. જાબાલ ઉપનિષદ્ "જે ક્ષણે વૈરાગ્ય થાય તે ક્ષણે પ્રવ્રજ્યા લેવાય" એવું પ્રતિપાદન કરે છે. ગમે તે આશ્રમમાથી સંન્યાસ લેવાય અને આશ્રમમાથી આશ્રમમા ક્રમપૂર્વક ચઢવું જ જોઈએ એવો નિયમ નથી—એવો અપવાદ માત્ર આ જાબાલ ઉપનિષદ્‌માથી નીકળે છે, અને મીમાંસકોની સંન્યાસ આશ્રમની નિરૂપયોગિતા બદલની દલીલો સામે બ્રહ્મચર્યમાથી સંન્યાસ લેવાય એવા નિર્ણયને ટેકો આપવામા શંકરાચાર્યને આ જાબાલ શાખાનો આશ્રય લેવો પડ્યો છે, તે ધ્યાનપર રાખવું જોઈએ. जाबाल, बृहज्जाबाल, भस्म जाबाल, जाबाल **दर्शन** વગેરે અનેક ઉપનિષદો પરમેશ્વરનું ભસ્મ રુદ્રાક્ષ ધારણ કરી જપ અને ધ્યાન કરવાના સિદ્ધાન્તોનું જ પ્રતિપાદન કરે છે. તેમા નથી વર્ણની કે નથી આશ્રમના અભિમાનની વાત.

### દ્રાવિડ દેશમાં અને બૃહદ્ ભારતમાં શૈવમત

વર્ણધર્મને અને યજ્ઞકર્મને ગૌણ ગણનારો, અને ગુણકર્મને તથા જપ ધ્યાનને પ્રાધાન્ય આપનારો શૈવસિદ્ધાન્ત સંહિતા, બ્રાહ્મણ અને ઉપનિષદ્ સમયમા પ્રચલિત હતો, અને તેનો સ્વતંત્ર પાયો આગમાન્ત શૈવ મતમા દ્રાવિડ દેશમા ઘણા પ્રાચીન સમયથી નખાયો હતો. આ સ્થાપક મહર્ષિ તે અગસ્ત્ય. તેની બીજી શાખા પાશુપત મતથી પશ્ચિમ હિંદુસ્થાનમા રોપાઈ હતી, અને કાશ્મીરના માહેશ્વરોમા શૈવ ધર્મનું ત્રિકદર્શનમા નીરાળું રૂપ પ્રકટ થયું હતું.

---

વિચારી જોવું ઘટે છે. શંકરાચાર્ય શિષ્ટ રીતિએ અતિથિ પૂજનમા તે બાઈ બહુ રોકાયલી અને સત્યકામના જન્મ પછી તેના પિતા તુર્ત ગુજરી ગયા હશે તેથી તેને ગોત્રની ખબર નહિ—એવો ખુલાસો કરે છે. પરંતુ જબાલાએ સત્યકામના બાપનું અથવા પોતાના સસરાનું નામ આપ્યું હોત તો ગોત્ર પકડી શકાય તેમ હતું તેમ નહિ કરતા માત્ર જેવી રીતે સત્યકામનો જન્મ થયો છે તેવી રીતનું સ્પષ્ટ વચન છે. સત્યકામની ઉત્પત્તિ શિષ્ટ વિવાહથી સવર્ણ દંપતી દ્વારા નથી એ સહજ સમજાય એમ છે, તેમા ભાષ્યપરવશ થવાની જરૂર નથી

શૈવો, પાશુપતો, અને માહેશ્વરો સર્વજાતિના મનુષ્યોને એકેશ્વરવાદનું જ્ઞાન આપે છે. તે પરમેશ્વરના ધ્યાન અને જ્ઞાન વિના મોક્ષ નથી એમ માને છે, તપ અને વૈરાગ્યને અને શિવ પંચાક્ષરીના જપને સર્વોત્તમ સાધન માને છે. આ શૈવો વેદને માનનારા હતા, પરંતુ વેદપરવશ ન હતા. તેમના આદ્ય મહર્ષિ અગસ્ત્ય ગણાય છે. શૈવ મતનું સાહિત્ય તામિલ અને સંસ્કૃત ભાષામાં વિપુલ છે. શિવજ્ઞાનના અનુભવીઓનું નામ નયનાર હતું. "નયન" શબ્દનો તામિલ ભાષાનો અર્થ આગેવાન થાય છે. તેવા નયનારો ૬૩ થયા છે, તેમાં સુંદર, સંબંધર, મણીવાચકર, અને આપર ચાર મુખ્ય મનાય છે. આ શૈવ સ્વામીઓ અથવા સાધુઓ ઘણા બ્રાહ્મણ વર્ગમાં ઉત્પન્ન થયા છે, તેમ શૈવ નયનાર પણ હલકી જાતિમાંથી મોટા પૂજ્યપદે જ્ઞાન વૈરાગ્યથી ચડયા છે. તિરુનીલકંદ નયનાર કુંભાર જાતિના હતા. નંદ અથવા તિરુનલૈપરપોવર તાંજોરના અનદર ગામના ચંડાલ હતા. નંદની મૂર્તિ તિરુપુંગરમાં પૂજ્ય છે. શૈવ સંત તિરુજ્ઞાનસંબંધર પલ્લવ રાજા નરસિંહવર્માના (ઈ. સ. ૬૨૫-૬૪૫) સમયમા થયા હતા.

સુંદરમૂર્તિ નયનાર પનરૂતિ રેલ્વે સ્ટેશનથી બાર માઈલ ઉપર આવેલા થિરુનમનલ્લુર નામના બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા. તેમનું શૈવદીક્ષા પહેલાંનું નામ નંબીઆરરર હતું. નરસિંહ મુનિએ તેમને વિદ્યાનું જ્ઞાન આપ્યું હતું. વિવાહના પ્રસંગે પેઢીનું દેવું કરનાર એક બ્રાહ્મણ તેને દાસરૂપે લઈ ગયા. ઘણા તીર્થોમાં ફર્યા પછી લગ્ન કરી તિરુવુલમાં આવી રહ્યા હતા. શિવભજનમાં તે મત્ત થઈ જતા હતા.

તામિલ શૈવસિદ્ધાન્ત ઉપર રહસ્ય-સ્તોત્રો અને ભજનો કરનાર[1] કવિ તાયુમાનવરનાં કાવ્યો તામિલ ભાષાનું અપૂર્વ ચમત્કૃતિવાળું સાહિત્ય છે. અને ખ્રિસ્તીઓને પણ ઘણું આકર્ષક જણાયું છે. એકેશ્વરવાદના સિદ્ધાન્તમાં તર્ક અને ભક્તિ-એ બેનો સમન્વય કરનાર તામિલ શૈવો છે, અને તેઓ વેદાન્ત અને શૈવ-સિદ્ધાન્તનો સમન્વય કરે છે, અને પોતાને વેદાન્ત-સિદ્ધાન્ત-સમરસના પ્રવર્તકો માને છે. દ્રાવિડોમાં દ્રાવિડ ભાષામાં શૈવ-સિદ્ધાન્તની ચૌદ સંહિતાઓ છે, અને તે ઉપરાન્ત સંસ્કૃત ભાષામાં[2] ૨૮

१ Saiva Psalms Tayumanvar by T. Isaac Tambyot (London: Lazae & Co, 1925.)

૨. જુઓ હિંદ તત્વજ્ઞાનનો ઈતિહાસ ભાગ ૨ પૃ. ૨૦

આગમો છે. આ શ્રૌત સાહિત્ય જેટલું વિપુલ શૈવ-સાહિત્ય હિંદુધર્મનું વ્યાપક પ્રસ્થાન છે. ઇતિહાસ પુરાણોમા મહાદેવજીના ભક્તો ભીલ, પિશાચ, યક્ષ, નાગ ઇત્યાદિ અનેક જાતિના વર્ણવાયા છે. શિવલીલાર્ણવ નામનો ગ્રંથ આ વાતને સાબિત કરે છે.

શૈવ સંપ્રદાય અને સ્માર્ત સંપ્રદાયના વિચાર અને આચાર-ભેદોને નહિ જાણનારા એવુ સમજે છે કે શૈવ-સપ્રદાય શકરાચાર્યે પ્રવર્તાવ્યો. પરંતુ આ મન્તવ્ય ખોટું છે. શકરાચાર્યનો કેવલાદ્વૈત સિદ્ધાન્ત કોઈ પણ દેવતાનો અતિવાદી નથી. શકરાચાર્યનો કુલધર્મ શૈવ નહોતો, પરંતુ વૈષ્ણવ હતો, તેમના માતુશ્રીને નારાયણની મૂર્તિનું ધ્યાન કરવાનું તેમણે શીખવ્યુ હતું તેમના પ્રસ્થાનત્રયી ભાષ્યમા જ્યા જ્યા બ્રહ્મની ઉપાસનાના પ્રસંગ આવે છે ત્યા ત્યા **शालिग्रामादौ विष्ण्वादिः**—એટલે શાલિગ્રામમા જેમ વિષ્ણુની ભાવના કરીએ તેમ આદિત્યાદિમા બ્રહ્મ-ભાવના કરવી એવુ વિધાન છે. સગુણ બ્રહ્મવાદની ભૂમિકા સ્વીકારાયા પછી શંકરાચાર્યને અમુક દેવનુ જ યજન પૂજન કરવુ એવો આગ્રહ નથી. પરંતુ પાછળથી શંકરાચાર્યને શૈવમતના પ્રવર્તક તરીકે માની લેવામા આવ્યા છે સ્માર્તો એટલે શાકર મતના અનુયાયીઓ શિવને પૂજે છે એ ખરૂ, પણ તેની સાથે વિષ્ણુ વગેરે દેવતાને પણ પૂજે છે. શૈવ-સિદ્ધાન્ત નિર્ગુણ બ્રહ્મવાદી નથી પરતુ એકાંતિક એકેશ્વરવાદી છે, અને જેમ એકાતિક ભાગવતો તે પરમેશ્વરને **विष्णु** સજ્ઞાથી ભજે છે તેમ શૈવો પરમેશ્વરને **शिव** સજ્ઞાથી ભજે છે શૈવો સગુણ બ્રહ્મવાદી છે, અને શાકર મતાનુયાયીઓ સગુણ બ્રહ્મવાદ ઉપરાન્ત નિર્ગુણ બ્રહ્મવાદનો અતિમ સિદ્ધાન્ત માને છે નિર્ગુણ બ્રહ્મવાદ ઉપર સમાજ વ્યવસ્થા અથવા ભક્તિ-સિદ્ધાન્ત ટકવો મુશ્કેલ છે. શૈવો સમાજની વ્યવસ્થા બહોળા રૂપની કરવા મથતા હતા. શૈવો ઘણા સાહસિક હતા. જાવા બેટમાથી જયવર્મા (બીજો) કંબુજ (Cambodia, Indo China) દેશમા ગયો હતો આ રાજાના ગુરુ શિવકૈવલ્ય હતા તે દેશમા ઇન્દ્રપુરના ભદ્રયોગી ગામમા આ ગુરુને જાગીર આપી હતી, ગુરુનુ સ્થાન ભવપુર હતુ.

તે નગર ભવવર્માએ ઈ. સ. ના છઠ્ઠા સૈકામા સ્થાપ્યુ હતું આ અરસામાં હિંદુસ્થાનમા હિરણ્યદાસ નામના શિવચાર્ય ત્યા ગયા હતા. તેમણે શિવકૈવલ્યને ચાર શાસ્ત્રો શીખવ્યા હતા, અને તે તંત્રના નામ

**शिरश्छेद, वीणाशिखा, संमोह, नयोत्तर**-એવા હતાં શિવકૈવલ્યને દેવરાજ એટલે શિવલિંગનો સંપ્રદાય શીખવવામા આવ્યો હતો, અને જય-વર્મા રાજાએ કંબુજમાં તે સંપ્રદાયને રાજધર્મ તરીકે સ્વીકાર્યો હતો. શિવકૈવલ્યના માતૃવંશના યતિઓને દેવરાજના યાજક તરીકે સ્થાપવામા આવ્યા હતા. આ શૈવ-સંપ્રદાયવાળા હિંદુ રાજાઓનું રાજ્ય ઇન્ડો-ચાઇનામા ઈ. સ ૧૦૫૨ સુધી[1] રહ્યુ હતુ.

વળી આન્નામનો ( ચંપાનો ) પ્રદેશ જે હાલ ( Indo China ) મા છે, ત્યા ઈ. સ ના બીજા સૈકામા હિંદુઓએ રાજ્યસ્થાપના કરી હતી. પ્રથમ રાજા શ્રીમાર હતો. તેરમા સૈકામા 'અન્નામીસ' લોકોએ આ હિંદુ રાજ્યનો નાશ કર્યો. આ હિંદુ રાજાઓ ધર્મે શૈવ હતા. વિષ્ણુનો અને બુદ્ધનો પણ દેવ તરીકે સ્વીકાર કરતા હતા; મોટા શિવમંદિરોની સ્થાપના થઇ હતી, તેના શિલાલેખો અને અવશેષો હાલ મળી આવે છે. શ્રીમારથી છટ્ઠો રાજા ભદ્રવર્મા થયો હતો. (ઇ સ ૩૮૦-૪૧૭) તેણે શ્રી ભદ્રેશ્વર સ્વામીનુ શિવમંદિર બંધાવ્યુ હતુ. આ મહાદેવ ચંપાના રાજ્યના કુલદૈવત મનાતા હતા, અને તે મંદિરનો વૈભવ ગુજરાતના પ્રભાસ પાટણના સોમ-નાથના વૈભવ જેવો હતો[2].

આ દૂર દેશમા રાજ્યસ્થાપન કરનાર શૈવધર્મી હિંદુઓએ કેવળ ત્રિવર્ણની પ્રજામા હિંદુ ધર્મને રોકી રાખ્યો ન હતો, પરંતુ પ્રાણીમાત્રને દેવરાજની ભક્તિનો અધિકાર છે એવુ સ્થાપ્યુ હતું. હાલ પણ જ્યા જ્યોતિર્લિંગો છે અને જ્યા બ્રાહ્મણ વર્ણનો વ્યવસ્થાપક કબજો નથી, ત્યા સર્વ વર્ણના મનુષ્યો શિવદર્શન કરી શકે છે. કેદારનાથને તો સર્વ મનુષ્યો બાથ ભીડે છે એવુ યાત્રિકો કહે છે

## લિંગાયત મત પર શૈવ અસર

ઇસ્વી સનના બારમા સૈકામા દક્ષિણમા કર્ણાટકમા લિંગાયત ધર્મનો પુનરુદ્ધાર બસવે કર્યો તેની પીઠમા પ્રાચીન વીરશૈવમત હતો લિંગાયતો અથવા વીરશૈવોમા વર્ણભેદ નથી. જેમ બ્રાહ્મણો યજ્ઞોપવીતને ધારણ

૧ જુઓ Some Tantrik Texts studied in Ancient Kambuja (Indian Historical Review Vol pp 754-769, Vol III pp.—107.

૨ જુઓ Ancient Indian Colonies by Dr. R C. Mazmudar Vol I Champa 1925

કરે છે તેમ તેઓ શિવલિંગને ધારણ કરે છે. શિવલિંગને પ્રાણલિંગ તરીકે જ તેઓ માને છે. આ લિંગાયતોને શુ હિંદુ ધર્મના આપણે ન માનવા ? તેઓ વ્યાપક હિન્દુ ધર્મના આગમ શાખાના અનુયાયીઓ છે. કેટલાક એમ કહે છે કે શિવલિંગની પૂજા અનાર્યોમાથી આપણામા આવી છે; પરંતુ આ સમજ ભૂલભરેલી છે. વેદકાલના યજ્ઞના અગ્નિદેવ તે રૂદ્ર સંજ્ઞાને પ્રાપ્ત કરી ગયા છે. તે રુદ્રના ભવ, શર્વ, રુદ્ર, ઉગ્ર, પશુપતિ, મહાદેવ, ભીમ, ઇશાન–એ આઠ નામો શતપથ બ્રાહ્મણમા મળે છે. નારાયણ ઉપનિષદ્‌મા અને બીજાં ઘણા ઉપનિષદોમા શિવલિંગના પૂજન અને ધ્યાનનુ વિધાન છે. એટલે મૂલ અગ્નિદેવનુ ઘોર રૂપ તે રુદ્ર, અને શાન્ત રૂપ તે શિવ–એવી સંજ્ઞા ઉપનિષદોમા તથા આગમોમા દાખલ થઈ છે. યજ્ઞવેદી તે શિવલિંગની પીઠનુ પ્રતીક છે, અને લિંગ તે જ્યોતિર્મય અગ્નિનુ સ્થૂલ ચિહ્ન છે શિવ પૂજનમા જેઓ બીભત્સ ભાવ જુએ છે તેઓ માર્મિક રહસ્યને જાણતા નથી, અને માત્ર પરધર્મીઓના વિચારોને અણજાણે સ્વીકારી લે છે.

વળી જે જપવાથી સર્વપાપમુક્ત થવાય તેવા રૂદ્ર મંત્રો પરમેશ્વરને સચરાચર વસ્તુઓમા અન્તર્યામી તરીકે પેઠેલા વર્ણવે છે. તે રુદ્ર ભગવાન્ ચોરોના પણ પતિ છે, લૂટારના પણ પતિ છે, ઠગારાના પણ પતિ છે, વગેરે ધારાવાહી રુદ્ર મંત્રો શિવનુ સર્વાંતર્યામીપણુ સાબિત કરે છે. શંકરાચાર્યને કાશીમા સામે આવનાર ચાડાળને ગચ્છ, ગચ્છ કહેતા તે ચાડાલ વેશધારી શિવે અદ્વૈત મતમા તેવુ ન શોભે એમ કહી પ્રબોધ્યા હતા, અને છેવટે શંકરાચાર્યે કહ્યુ છે કે બ્રહ્મનિષ્ઠા જેનામા જાગે તે જાતિએ ચાડાળ હોય કે બ્રાહ્મણ હોય તોપણ તે મારો ગુરુ છે. રુદ્રાધ્યાયનો જ્ઞાનમા વિનિયોગ શૈવોએ કર્યો છે.

વળી ઉપનિષદોના સમુચ્ચયમા વજ્રસૂચી નામનુ ઉપનિષદ્ છે. આ ઉપનિષદ્ ઉપરથી અશ્વઘોષે બૌદ્ધ વજ્રસૂચી લખી કે અશ્વઘોષની કૃતિ ઉપરથી બ્રાહ્મણોએ આ વજ્રસૂચી ઉપનિષદ્ પાછળથી ઉમેર્યુ તે તકરારી વિષયમા હુ હાલ ઉતરવા માગતો નથી પરંતુ તે ઉપનિષદ્‌મા જ્ઞાનહીનોના દૂષણ અને જ્ઞાનચક્ષુવાળાઓનાં ભૂષણ રૂપે વસ્તુ વિચારનુ ઉત્થાન કર્યુ છે, અને બ્રાહ્મણ કોને કહેવો એ પ્રશ્નમા–શુ બ્રાહ્મણનુ લક્ષણ જીવત્વમા છે કે દેહમાં છે, કે જાતિમા છે, કે જ્ઞાનમા છે, કે કર્મમા છે ? એવી કોટિઓ

ઉભી કરી 'જાતિને બ્રાહ્મણ કહેવાય તેમ નથી, કારણ કે અનેક જાતિમાં મહર્ષિઓ થયા છે. ઋષ્યશ્રૃંગ મૃગીનો પુત્ર હતો, વ્યાસ માછીની કન્યાને પેટે જન્મ્યા હતા. વસિષ્ટ ઉર્વશીમાં જન્મ્યા હતા.' એવા અનેક દાખલા આપી જાતિ બ્રાહ્મણત્વ નિર્માણ કરનારી નથી, એવું પ્રતિપાદન કર્યું છે; અને છેવટે સિદ્ધાન્ત રચાપ્યો છે કે "જે કોઈ પોતાના આત્માને અદ્વિતીય જાતિ, ગુણ અને ક્રિયા વિનાનો, જન્મમરણ, ક્ષુધાતૃષ્ણા, અને શોક મોહ એ છ ઉર્મિઓના સ્પર્શ વિનાનો સત્ય, જ્ઞાન, આનંદ, અને અનંત સ્વરૂપવાળો, અશેષકલ્પના આધારભૂત, અશેષ પ્રાણીઓના અન્તર્યામી રૂપ, અંતર્ બહિર્ આકાશની પેઠે પ્રવેશ પામેલો, કરામલકવત્ અપરોક્ષ અનુભવી જાણે છે, અને જે કૃતાર્થ થઇ રાગદ્વેષાદિ સર્વ દોષ રહિત, શમદમાદિ ગુણસંપન્ન, તૃષ્ણામોહમાત્સર્ય વિનાનો સર્વ ચિત્તના વિકારોથી નિર્લેપ હોય તે જ બ્રાહ્મણ છે."

દ્રાવિડ દેશના શૈવ સંપ્રદાયનું સ્વરૂપ પ્રથમ વિચારી ગયા. તે ઉપરાંત ભારતવર્ષના પશ્ચિમ કાંઠા ઉપર પ્રાચીન નર્મદાતટ નિવાસી ભાગર્વ બ્રાહ્મણો શૈવધર્મી અથવા પાશુપતો હતા. આ સંપ્રદાય લગભગ વેદકાળથી તે ઈસ્વી સનના બારમા સૈકા સુધી મુબાઈ ઇલાકાના પ્રદેશમાં પ્રચલિત હતો. તેઓ વર્ણાશ્રમનું પ્રાધાન્ય માનનારા ન હતા, પરમેશ્વર સાથેનું સાયુજ્ય મેળવવામાં ૧ ગુરુકુલવાસ, ૨ ક્રિયાયોગ, ૩ જપધ્યાન, ૪ સદા રુદ્રની સ્મૃતિ, અને ૫ પરમેશ્વરનો અનુગ્રહ—એ પાંચ ઉપાયોને સ્વીકારતા હતા, અને વૈદિક યજ્ઞાદિ ક્રિયાઓને તેઓએ ગૌણ ઠરાવી હતી સઘળા નૈયાયિકો અને વૈશેષિકો પાશુપત શવમતના હતા. કાશ્મીર દેશના શૈવોમાં લલ્લાશ્રાગ નામની શૈવ સાધ્વીએ મુસ્લિમ ધર્મનો પ્રચાર થતા અટકાવ કર્યો હતો અને પ્રણવના નાદની ભજનલહરી જગવી હતી.[1] શૈવોની લગ્નવ્યવસ્થા પણ વૈદિકો કરતાં કંઈક બહોળા રૂપની હતી. નપુસક સાથે પરણાવેલી કન્યાનું પુનર્લગ્ન કરવાની છૂટ હતી. પરણેલી હોય અને પતિ સાથે સંસાર ન માંડયો હોય તેવી સ્ત્રી જો વિધવા થાય તો પુનર્વિવાહની છૂટ હતી. શૈવ વિવાહમાં અસપિંડા અને વિદ્યમાન ભર્તા વિનાની સ્ત્રી સાથે લગ્ન કરવાની છૂટ હતી.[2]

૧ જુઓ હિન્દ તત્વજ્ઞાનનો ઈતિહાસ ભાગ ૨, પૃ. ૩૮.

૨ જુઓ महानिर्वाणतन्त्र ९ ६६-६७ તથા ૨૭૮.

## ઉપસંહાર

આ પ્રમાણે શૈવ સંપ્રદાયની શ્રૌત શાખા તથા આગમ શાખાનો ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરતા નીચેના નિર્ણયો ઉપર આપણે આવી શકીએ છીએ—

(૧) અનેકદેવતાવાદમાથી એકેશ્વરવાદનું પ્રતિપાદન **एकोहि देवो न द्वितीयाय तस्थुः**–એ રીતે શૈવોએ વેદસાહિત્યમા આણ્યુ છે.

(૨) આવા ઐકાતિક પરમેશ્વર જ્ઞાનમય અથવા જ્યોતિર્મય છે.

(૩) તે પરમેશ્વરમા અનુગ્રહ કરવાની શકિત છે; અને કેવળ કર્મને પરવશ પ્રભુ નથી. પ્રેમભક્તિવડે પાપનું શોધન કરી જીવનો પરમેશ્વર ઉદ્ધાર કરે છે.

(૪) તે પરમેશ્વરની ઉપાસનામા વર્ણાશ્રમ ધર્મ ગૌણ છે, અને જપ ધ્યાનનુ પ્રાધાન્ય છે.

(૫) આ પરમેશ્વરનો અનુગ્રહ જાતિને લક્ષ્યમા લેતો નથી. પરંતુ ગુણકર્મને લક્ષ્યમા લે છે.

(૬) ગમે તે જાતિમા મનુષ્યો શિવપંચાક્ષરીનો જપ કરી શકે છે.

(૭) લગ્નવ્યવસ્થામા વૈદિકો કરતા શૈવોમા વધારે છૂટ છે.

(૮) શૈવ ધર્મ ભારતવર્ષની ત્રૈવર્ણિક પ્રજાને અર્થે છે એમ નથી, પરંતુ શૂદ્ર અને અતિશૂદ્રને તે પાવન કરવા સમર્થ છે, અને આવા ધર્મનો પ્રચાર શૈવોએ ઇન્ડોચાઇના, જાવા વગેરે દૂરસ્થ દેશોમા કર્યો હતો. વૈદિક પ્રણાલિકા પ્રમાણે વર્તનારને તે આડે આવતો નથી, પરંતુ ત્રયી વિદ્યા ઉપરાન્ત આગમ દ્વારા શુદ્ધ જ્ઞાન, પ્રાણી માત્રને જો અધિકાર થાય તો, મળી શકે છે એવુ તે સ્થાપે છે.

આ પ્રમાણે વૈદિક ધર્મને બહોળો કરવામા શૈવોએ મહત્વનો ભાગ ભજવ્યો છે.

## પૂરવણી ટિપ્પણ

આ ભાષણ અપાયા પછી Mohenjo-daro and the Indus Valley Civilizationને લગતાં હિંદુસ્થાનની સરકાર તરફથી સને ૧૯૨૨-૧૯૨૭ સુધીમાં થયેલી શોધખોળને જણાવનારાં સર જોન માર્શલના સંપ્રાદકપણાથી પ્રસિદ્ધ થયેલાં ત્રણ પુસ્તકો બહાર પડયાં છે. તેમાં સિંધુ નદીના પ્રદેશમાં દટાઈ ગયેલાં નગરોના અવશેષો તારવી કાઢી તેના વતનીઓની સંસ્કૃતિ કેવા પ્રકારની હતી તેનું વર્ણન છે. આ સંસ્કૃતિ ઇ.સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ પર્યંતની પુરાતન માનવાનાં કારણો છે. આ કાળના સિંધુ નદીના પ્રદેશમાં વસનારાના ધર્મ સંબંધનું પ્રકરણ છે. આ પ્રકરણમાં શિવની યોગી તરીકેની મૂર્તિઓ છે; નાગથી શિવ પૂજાતા જણાવ્યા છે; અને શક્તિનાં જળાધારીવાળાં પ્રતીકો પણ મળી આવ્યાં છે. (જુઓ The Indian Historical Quarterly Vol. VIII No. I; PP. 136-140). આ શોધખોળ પછી શૈવ-શાક્ત સંપ્રદાય પ્રસિદ્ધ વેદસંહિતાના પૂર્વકાલનો છે એ અનુમાન સહજ નીકળી શકે છે. તા. ૩૧-૮-૩૨

નર્મદાશંકર દેવશંકર મહેતા

# જગદ્‌ગુરુ શ્રીશંકરાચાર્ય અને બ્રહ્મસૂત્ર*

( લેખકઃ રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ. )

( જીવનકાળમર્યાદા. ઈ. સ. ૭૮૮–૮૨૦ ૩૨ વર્ષ )

જન્મ વૈશાખ સુદ પાચમ

મુખ્ય સિદ્ધાન્તઃ-श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर ॥ १ ॥
देहभावे तु दासोऽहं जीवभावे त्वदंशकः ।
आत्मभावे त्वमेवाहं इति मे निश्चला मतिः ॥ २ ॥
सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरंग क्वचन समुद्रो न तारंगः ॥ ३ ॥

ભાવાર્થઃ—જે કરોડો ગ્રંથમા કહેવાયલુ છે તે, હું અર્ધા શ્લોકમાં તને કહું છું. બ્રહ્મ જ કેવળ પરમાર્થ સત્ય છે, જગત મિથ્યા છે, જીવ તત્વતઃ બ્રહ્મ જ છે, બીજું કાંઈ નહિ. (૨) દેહભાવમા હું તારો દાસ છું, જીવભાવમાં તારો અંશ છું, આત્મભાવમા તું તે હું જ છું, (અને હું તે તું જ છો). એવી મારી નિશ્ચલ મતિ છે. (૩) હે પ્રભો ! તારી અને મારી વચ્ચે પરમાર્થતઃ કશોયે ભેદ નથી, છતા હું તારો જ કહેવાઉં, ન તું મારો. સમુદ્રના તરંગો કહેવાય છે, કદિ પણ તરંગોનો સમુદ્ર કહેવાતો નથી. (શાંકર સુભાષિત)

આ પ્રમાણે ભગવાન ભાષ્યકાર જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજનો વેદાન્ત સિદ્ધાન્ત ટુંકમા છે, એમ કહી શકાય. ઉપલા વચનોમાં પહેલો શ્લોક તો લોકપ્રચલિત છે. એ તેમના કયા ગ્રંથમા છે તે જણાયું નથી. બીજો શ્લોક કોઇ પ્રાર્થનાનો શ્લોક જણાય છે અને ૩ જો તો તેમના ષટ્‌પદી સ્તોત્રનો શ્લોક છે. એમાં આર્ય તત્ત્વજ્ઞાનના સર્વ વિચારો સમાઈ જાય છે. પરબ્રહ્મ, ઈશ્વર, જીવ, જગત, તેમના પરસ્પર સંબંધો, સાધન અને મોક્ષ, એ સર્વ વસ્તુઓ એમા આવી જાય છે. તેના સાધનમા વૈરાગ્ય અને જ્ઞાન મુખ્ય છે. મોક્ષમાં સચ્ચિદાનંદ સ્વરૂપ થવું એ જ છે.

## (૧) જીવનચરિત્ર

શ્રી શંકરાચાર્યનું શુદ્ધ ઐતિહાસિક જીવનચરિત્ર હજી કોઈને મળ્યું નથી. હાલમાં **ખંભાતના દિવાનસાહેબ દિ. બા. શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાએ** શ્રીગોવિંદનાથ નામના એક યતિનું સંસ્કૃતમા રચેલું

* તા. ૮–૫–૩૨ ના "ગુજરાતી" પત્રમાંથી ઉધૃત.

'શ્રીશંકરાચાર્યચરિત' બહાર પાડ્યું છે. એ પુસ્તક પ્રાચીન છે અને એમાં ઘણી નવી વાતો પ્રમાણ વિનાની આલેખાયલી છે, પણ કેટલીક મહત્ત્વની વાત રદી મઠોથી જણાય છે, માટે તે જાણવા જેવી છે. એટલા માટે એમના એક લેખ ઉપરથી તારણરૂપે નીચેનો ભાગ પ્રકટ કર્યો છે.

"બ્રહ્મસૂત્રને અનુસરનારા સ્વતંત્ર કેવલાદ્વૈત મતના પ્રવર્તક શ્રીશંકરાચાર્ય ધર્મોપદેશક અને તે સાથે તત્ત્વનિષ્ઠ મહાપુરુષ હતા. પ્રાચીન શૈલીમાં કહીએ તો તેઓ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ—એ બે યોગ્યતાવાળા હતા. તેમના જીવન સમય સંબંધમાં વિદ્વાનોમાં મતભેદ છે. પરંતુ આંતર અને બાહ્ય પ્રમાણોથી ઈ. સ. ૭૮૮–૮૨૦ નો સમય તેમના જીવનનો કાલ સ્વીકારવામાં વાંધો નથી. તેમના જીવનવૃત્ત સંબંધમાં તેમના અનુયાયીઓએ ઘણા ગ્રંથો લખ્યા છે. તેમાં ભક્તિના આવેશને લીધે ઘણી અતિશયોક્તિ અને ચમત્કારોનાં વર્ણન છે. આનંદગિરિનો દિગ્વિજય ઘણાં ઐતિહાસિક મતોને બાજુ ઉપર મૂકે છે. શ્રીમાધવાચાર્યનો દિગ્વિજય ઉત્તમ કાવ્યગ્રંથ છે. પરંતુ 'શંકરાચાર્યચરિત" એ નામનો નવ અધ્યાયનો ગોવિંદનાથ નામના યતિનો એક અપ્રસિદ્ધ ગ્રંથ છે, તેમાં તેમનું જીવનવૃત્ત સરલ અને અત્યુક્તિ વિનાનું આપેલું છે. ગ્રંથકાર અંતમાં લખે છે કેઃ—

इदं श्री शंकराचार्यचरितं लोकपावनम् ।
कृतं गोविन्दनाथेन यतिभक्तिमहाशयः ॥

આ લોકપાવન શંકરાચાર્યચરિત યતિભક્તિની મહાશયથી ગોવિંદનાથે કર્યું છે. પ્રોફેસર વિન્ટરનિત્સ આ લેખક શંકરાચાર્યનો સમકાલીન મિત્ર છે, એવી કલ્પના કરે છે.

પ્રથમાધ્યાયમાં કથાસંક્ષેપ છે. બીજા અધ્યાયમાં ઉપમન્યુનું આખ્યાન અને શંકરના જન્મનું વર્ણન છે. દ્વૈતવાદીઓના હાથમાંથી પુસ્તકો આ અદ્વૈતવાદીના જન્મ પછી પડવા લાગ્યાં, વિગેરે તેમના જન્મસમયનો મહિમા ગાયો છે. તેમનો જન્મ કેરલ દેશમાં જ્યાં દક્ષિણકૈલાસ છે ત્યાં નીલા અને અને પૂર્ણા નામની નદીના સંગમસ્થાન પાસે પૂર્ણાના ઉત્તર કાંઠે આવેલા કાલટી ગામમાં થયો હતો. શંકરના માતાપિતાનાં નામ આપ્યાં નથી, પરંતુ અન્ય ગ્રંથોથી જણાય છે કે પિતાનું નામ શિવગુરુ અને માતાનું નામ આર્યાંબા હતું. તેમનો વૈશાખ શુદ પાંચમે જન્મ થયો હતો.

ત્રીજા અધ્યાયમાં શંકરની બાલ્યાવસ્થાનું વર્ણન છે. તેઓ અસાધા-

* આ ગ્રન્થ દિ. બા. નર્મદાશંકરે હાલમાં છપાવ્યો છે.

રણ બુદ્ધિવાળા બાલક હતા. પાંચમા વર્ષમા પિતા ગુજરી ગયા હતા. માતાએ તેમને ઉછેર્યા. તે માતાના સુખને અર્થે સોળમે વર્ષે નદી ઘર નજીક આણી અને તેનું નામ તેમણે અંબાપગા પાડ્યુ. એક સમયે સ્નાન કરવાના પ્રસંગમાં તેમનો પગ મગરે ઝાલ્યો, તેમાંથી બચ્યા. માતાએ છોકરો જીવતો રહે તો સંન્યાસી થવાની રજા આપવા હા કહી, તેથી તેઓ જીવતા રહ્યા. કદાચ માતાએ બાધા લીધી હશે તે તેમણે પૂરી કરી હતી. તેઓએ ગૌડપાદના શિષ્ય ગોવિંદાચાર્ય પાસે સંન્યાસદીક્ષા લીધી. શ્રીગૌડપાદ પાસે તેઓ ઘણા વર્ષો રહ્યા; અને પછી તીર્થપ્રયાણ કરવા નીકળ્યા ગુરૂએ જે શિખામણ આપી છે તે રસિક વાણીમા વર્ણવી છે. બદરિકાશ્રમમાં બ્રહ્મસૂત્રાદિના ભાષ્ય રચ્યા.

**ચોથા** અધ્યાયમા માતાના મરણ પછી પુનઃ શંકર ભગવાન્ બદરિકાશ્રમમા ગયા. ત્યા કેરલ દેશના શ્રીકુંદગ્રામના સોમશર્માના દીકરા વિષ્ણુશર્મા તેમના પ્રથમ શિષ્ય થયા.

**પાંચમા** અધ્યાયમા પ્રયાગમા કુમારિલ ભટ્ટનો તેમને મેળાપ થયાનું વર્ણન છે. કર્મકાંડના હિમાયતી કુમારિલે શાંકરમતનો સ્વીકાર કર્યો. કુમારિલ કહે કે જ્યારે વેદનો શ્વેત માર્ગ સુગતે એટલે બુદ્ધે બાધિત કર્યો હતો, ત્યારે તેમણે પોતે બૌદ્ધધર્મ ડોળનો સ્વીકાર કર્યો હતો, અને તેથી તેઓ ગુરૂદ્રોહી હોવાથી શાંકરભાષ્યના વાર્તિક લખવા નાલાયક છે. તેઓ મગધ દેશના તેમના શિષ્ય વિશ્વરૂપને મળવાનું કહે છે. શંકર વિશ્વરૂપને કર્મકાંડમાથી વેદાન્તના માર્ગમા લાવે છે. વિશ્વરૂપની પત્ની વાણી, જે વિષ્ણુમિત્રની દીકરી થાય તે શોણ નદીને કાંઠે રહેતી હતી બાણના હર્ષચરિતની પ્રથમાધ્યાયની છાયા આ વાણીદેવીના વર્ણનમા આવે છે.

**છઠ્ઠા** અધ્યાયમા વિશ્વરૂપને સુરેશ્વર, એવુ સંન્યાસ આશ્રમનુ નામ આપવામા આવે છે. બીજા ગ્રંથોમા મંડનમિશ્ર કહેવાય છે, તે જ આ વિશ્વરૂપ હશે. મંડનમિશ્ર, વિશ્વરૂપ, દેવેશ્વર, સુરેશ્વર,—એ એક જ વ્યક્તિના નામ જણાય છે. શંકરાચાર્યે પદર ભાષ્યો રચ્યા એવું વર્ણન છે. વિષ્ણુશર્મા ઉરફે સનદને ભાષ્ય ઉપર ટીકા લખી. બીજા ગ્રંથોથી જણાય છે કે આ ટીકા તે પંચપાદિકા. તેનો ચતુઃસૂત્રી પર્યંતનો ભાગ વિદ્યમાન છે. તે ગ્રંથ બળી ગયેલો, અને તે શંકરાચાર્યે ચાર સૂત્ર સુધીનો જે સાંભળેલો, તે નવો ઉપસ્થિત કરી કહેલો, તે હાલ મળે છે. સુરેશ્વરે નૈષ્કર્મ્યસિદ્ધિ અને તૈત્તિરીય અને બૃહદારણ્યક ભાષ્ય ઉપર વાર્તિકો લખ્યા.ત્યાર પછી ગોકર્ણ

જતા ત્રીજા શિષ્ય હસ્તામનક શિવવિહાર ગામમા મળ્યા ચોથા શિષ્ય પરમ ભક્ત તોટક હતા.

**સાતમા** અને **આઠમા** અધ્યાયમા હરિદ્વારમા મનદનને પદ્મપાદ નામ આપવામા આવ્યુ તેનુ વર્ણન છે. ત્યાર પછી શકરાચાર્ય રામેશ્વરની યાત્રાએ ગયા; ત્યા કાલહસ્તિક્ષેત્ર આગળ સુવર્ણમુખરી નદીમા સ્નાન કર્યું ત્યાથી દક્ષિણકૈલાસ ગયા. પછી કાચી નગરીનુ વર્ણન આવે છે.

**નવમા** અધ્યાયમા શકરાચાર્ય ફરી કાચી નગરીમા ગયા ત્યા સર્વજ્ઞ પીઠ ઉપર પોતે જગદ્ગુરૂપદની પ્રાપ્તિ કરી ત્યાથી વૃષાચલ ગયા અને દક્ષિણકૈલાસમા તેઓએ દેહ છોડયો

બત્રીસ વર્ષના લઘુ જીવનનો ઉપર પ્રમાણે ટુકો સાર છે તે સમયના પ્રસિદ્ધ વિદ્વાનો અને મુખ્યત્વે કરી વેદવિરોધી વિચારકોનો તેમણે વાદવિવાદમા પરાજય કરેલો તે પ્રસગો ઉપરથી પાછળથી દિગ્વિજયાદિ આલકારિક ગ્રથો થયા છે ગોવિંદનાથ કહે છે કે આઠ વર્ષમા શકરે વેદાધ્યયન પૂરૂ કર્યું હતુ, બારમા વર્ષ સુધીમા સર્વ શાસ્ત્રનુ અધ્યયન કર્યુ હતુ. સોળમે વર્ષે ભાષ્ય રચ્યુ, અને બત્રીસમા વર્ષમા કૈલાસવાસ કર્યો '

(ગોવિંદનાથના શકરાચાર્યના ચરિત્રમા બે ખામીઓ સ્પષ્ટ દેખાય છે એક તો મૂળ આદ્ય શ્રી શકરાચાર્યે આર્યાવર્તના ચારે ખૂણે એટલે ઉત્તરમા બદરીકાશ્રમ પાસે જ્યોતિર્મઠ, પૂર્વમા જગન્નાથપુરીમા ગોવર્ધનમઠ, પશ્ચિમે દ્વારકામા શારદામઠ અને દક્ષિણે રામેશ્વરક્ષેત્રમા શૃગેરીમઠ સ્થાપ્યા, એ વિષે મુદ્દલ ઉલ્લેખ જણાતો નથી તેમ તેમને તેમના સમયના એક રાજા સુદર્શને સહાય આપી હતી, એ પણ જણાતુ નથી જોકે આ બાબતને બીજા સર્વ ચરિત્રગ્રથોમા ખાસ મહત્વ આપેલુ છે.

શૃગેરીમઠ ઉપર શ્રી હસ્તામનકાચાર્યને, જ્યોતિર્મઠ ઉપર શ્રી તોટકાચાર્યને, ગોવર્ધનમઠ ઉપર શ્રી પદ્મપાદાચાર્યને અને શારદામઠ ઉપર શ્રી સુરેશ્વરાચાર્યને મઠાધિપતિ તરીકે અભિષેક કર્યો હતો તેમા આજે શૃગેરી પીઠની પરપરા અવિચ્છિન્ન ચાલુ રહેલી છે )

## (૨) શંકરાચાર્યના બ્રહ્મસૂત્ર ઉપરની વિવરણ પદ્ધતિ

"શ્રીશકરાચાર્ય પોતાના મતના ત્રણ પાયાના સિદ્ધાન્તો-(૧) બ્રહ્મ સત્ય છે, (૨) જગત મિથ્યા છે અને (૩) જીવ અવિકૃત બ્રહ્મરૂપ છે-એ પોતાના પરમગુરુ શ્રીગૌડપાદ પાસેથી શીખ્યા હતા જગતના મિથ્યાત્વની

સાબીતીમાં તેમણે જે માયાવાદનો સ્વીકાર કર્યો તે, જો કે ૧૦ ઉપનિષદો, ભગવદ્‌ગીતા અને બ્રહ્મસૂત્રમાં આપણે સાક્ષાત્ જોઈ શકતા નથી, તોપણ તેના બીજકો શ્વેતાશ્વતર ઉપનિષદ્ તથા નૃસિંહઉત્તરતાપનીય ઉપનિષદ્‌માં હતા.

બ્રહ્મનું પરમાર્થ સત્યત્વ અને જીવબ્રહ્મનો અભેદ, જ્યાં સુધી ભેદમય જગતની માયામયતા સાબીત ન થાય ત્યાંસુધી સાબીત થઈ શકે તેમ ન હતું. આ જગત્ બ્રહ્મમાંથી વાસ્તવ આરંભવાદના નિયમ પ્રમાણે ઉત્પન્ન થયું હોય અથવા પરિણામવાદના નિયમ પ્રમાણે આવિર્ભાવને પામ્યું હોય, અને તે સાચું જ કાર્ય હોય તો બ્રહ્મનું શ્રુતિ પ્રતિપાદિત અદ્વૈતત્વ ટકી શકે નહિ. વળી જીવ બ્રહ્મથી ભિન્ન પદાર્થ હોય, પછી તે અંશરૂપ હોય કે પ્રતિબિમ્બરૂપ હોય, તોપણ તેની બ્રહ્મરૂપતા દર્શાવનારા ચાર વેદના મહાવાક્યો–પ્રજ્ઞાન બ્રહ્મ છે, આ આત્મા બ્રહ્મ છે, તું (જીવ) તે (ઈશ્વર) છુ, અને હું બ્રહ્મ છુ.–એ તાત્પર્ય વિનાના થઈ જાય. વેદ જો અનાદિસિદ્ધ પ્રમાણભૂત હોય, અને વેદનું તાત્પર્ય ક્રિયાપરતા ઉપરાંત સિદ્ધ વસ્તુના પ્રતિપાદનમાં હોય અને તે સિદ્ધ વસ્તુનું જ્ઞાન કોઈ પણ રીતે આ દુઃખમય સંસારની નિવૃત્તિ કરવારૂપ પુરુષાર્થને સાધી શકે તેમ હોય તો, આ સર્વ ભેદમય પ્રપંચ–દ્રષ્ટા અને દૃશ્યના સમૂહરૂપ–સાચો હોવો ન જોઈએ. તેની પ્રતીતિ થાય છે તેથી તે સાચો છે–એમ માનવામાં પ્રાચીન પ્રમાણવાદીઓએ ભૂલ ખરી છે. પ્રમાણવાદ આ વિશ્વના અનુભવનો માત્ર ખુલાસો કરી શકે છે. પરંતુ તેના સત્યપણા બાબત તે પ્રમાણવાદ, પોતે જ જગત્‌કારણરૂપ અજ્ઞાન અથવા અધ્યાસથી પ્રકટ થયેલો હોવાથી, કંઈપણ કહી શકે એમ નથી. માત્ર પરમસત્ય વસ્તુ તો આપણે જે અનુભવ કરનાર છીએ તેનો ચેતનમય આત્મા જ છે. પરંતુ તે શરીરના બંધનમાં પડેલો નહિ વ્યક્તિમય જીવના ભિન્ન ભિન્ન અનુભવની પીઠમાં જે નિર્વિશેષ સાક્ષી ચેતન છે, અને આ સમષ્ટિમય બ્રહ્મના ચેતનની ભિન્ન ભિન્ન અનુભવની પીઠમાં જે નિર્વિશેષ અનુભૂતિ છે–તે બે અદ્વિતીય એક જ વસ્તુ છે. આ પૃથ્વી ઉપરનું પાણી ગમે તેટલું ઊંચું જાય તો પણ સમુદ્રની સપાટી શોધી તે સાથે એક થાય છે, તેમ આ સંસારના સર્વોત્તમ બ્રહ્મલોક જેવા શિખરમાં રહેનાર બ્રહ્મદેવ અને પૃથ્વીની સપાટી ઉપર રહેનાર એક ક્ષુદ્ર જંતુ, સમુદ્રશાયી નારાયણની સપાટીમાં, સચ્ચિદાનંદભાવે એક છે ઉપનિષદો સ્પષ્ટ કહે છે કે–"પરમેશ્વરે આ જગત્ ઉત્પન્ન કર્યું અને તેમાં

તે જીવભાવે પેઠા; તે જીવ પોતે અનુભવ કરી કહે છે કે હું બ્રહ્મ છું." આ વાક્યોનું પરમ તાત્પર્ય જીવનો બ્રહ્મ સાથેનો અનુભવ પ્રકટ કરવામાં છે, અને તે અનુભવ જેના વડે ઢંકાયેલો રહે છે તેનું નામ અજ્ઞાન. માયા, અવિદ્યા, અવ્યાકૃત પ્રકૃતિ, શક્તિ,...ઇત્યાદિ નામથી પણ તે ઓળખાય છે. ઉપનિષદોમાં જે જગતસૃષ્ટિનું વર્ણન છે તેમાં વેદનું પરમ તાત્પર્ય નથી; તેનું તાત્પર્ય કાર્યકારણના બંધનમાં ગુંચાયેલી જીવની બુદ્ધિને આ કાર્યરૂપ જગત કારણબ્રહ્મથી અભિન્ન છે, તે નિશ્ચય ઉપર લાવવા અર્થે છે. તે ઉપરાંત તેનું અવાન્તર તાત્પર્ય સગુણ બ્રહ્મવાદમાં છે, જેનો આશ્રય કરવાથી જીવ ઉપાસનાના ક્રમે પરમેશ્વરના સત્ય સંકલ્પ આદિ ગુણોને મેળવી ક્રમમોક્ષને મેળવી શકે છે.

બ્રહ્મસૂત્રોનો જગત્કારણવાદ આ પ્રમાણે શાંકરમતમાં અવાન્તર તાત્પર્યરૂપ છે, અને પરમતાત્પર્ય તો વેદાન્ત અથવા ઉપનિષદોનાં વાક્યોમાં જે એકાત્મવાદ વર્ણવ્યો છે તેનું ભાન કરાવવામાં છે. મૂળ સૂત્રકારનો આ અભિપ્રાય હશે કે નહિ હોય, તે તારવવું ઘણું કઠિન છે. ઘણે ભાગે શ્રીશંકરાચાર્ય જેને અવાન્તર તાત્પર્ય કહે છે, તે સૂત્રકારનું પરમતાત્પર્ય પણ હોય, અને સૂત્રકારનો આશય સગુણ પરમેશ્વરની ઉપાસનામાં હોય. પરંતુ સૂત્રકારના સંપ્રદાયસિદ્ધ અર્થની શ્રી શંકરાચાર્યે અવગણના કરી હોય, એમ નથી. તે પોતાના ભાષ્યમાં સંપ્રદાયાનુસારી અર્થનું ભાન કરાવે છે, અને તે ઉપરાંત પોતાના નિર્વિશેષ બ્રહ્મવાદનું તાત્પર્ય પણ સૂત્રથી અવિરોધી છે, એમ સાબીત કરે છે; અને સૂત્રકારનાં વાક્યોની પરીક્ષા મૂલ વેદ વાક્યોના સમન્વય વડે કરી બતાવે છે, અને કહે છે કે મૂળ વેદવાક્યોનું તાત્પર્ય બ્રહ્માત્મૈક્યમાં છે, જગતની ઉત્પત્તિ આદિ સાબીત કરવામાં નથી, તેથી સૂત્રકારનો પણ એવો જ આશય હોવો જોઇએ. આ પ્રતિપાદન શૈલી શ્રીશંકરાચાર્યની તેમની સ્વતંત્ર બુદ્ધિ અને નિષ્પક્ષપાત વિવરણ, એ બેને ટકાવી રાખે છે. નીચેનું વિવેચન આ વિચારને સાબીત કરે છે.

આદિત્યમંડળની અંદર જે હિરણ્મય પુરુષનું વર્ણન છે તે પરબ્રહ્મ એટલે પરમેશ્વર છે; કારણ કે સર્વ પાપથી રહિતપણું તે પરમેશ્વરમાં બંધ બેસે છે. (ब्र. सू. १. १. २०).

આ સર્વ જગત બ્રહ્મ છે, તેની तज्जलान् એ શબ્દવડે ઉપાસના કરવી. આ વાક્યમાં સર્વ વેદાન્તમાં પ્રસિદ્ધ મૂલકારણ પરમેશ્વરની ઉપાસના કરવાનું કહ્યું છે. (ब्र. सू. १. २. १.)

હૃદયાકાશમાં જે ઉપાસ્યનું વર્ણન છે તે પરમેશ્વર છે, કારણ કે તે પ્રકરણનાં છેવટનાં વાક્યો પરમેશ્વર સાથે બંધ બેસે છે, ભૂતાકાશ સાથે બંધ બેસતાં નથી. (બ્ર. સૂ. ૧. ૩. ૧૪)

## સગુણ બ્રહ્મોપાસના

બ્રહ્મસૂત્રના **પ્રથમાધ્યાયમા** अन्तस्तद्धर्मोपदेशात् (બ્ર. સૂ. ૧. ૧. ૨૦) सर्वत्र प्रसिद्धोपदेशात् (બ્ર. સૂ. ૧. ૨. ૧.) दहर उत्तरेभ्यः (બ્ર. સૂ. ૧. ૩ ૧૪)–એ સૂત્રોનુ વિવરણ કરતા શ્રી શંકરાચાર્યે દિવ્ય અને મંગલ શરીરવાળા, સત્યસંકલ્પત્વાદિ કલ્યાણગુણોવાળા, સઘળા પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારા, નિરતિશય ઐશ્વર્યવાળા પરમેશ્વરના સ્વરૂપને કહે છે, એમ દર્શાવ્યુ છે.

તેવી જ રીતે **બીજા** અધ્યાયમાં ( બ્ર. સૂ. ૨. ૧. ૩૨; ૨. ૧. ૩૩; ૨. ૧. ૩૪; ) વિગેરે સૂત્રોમા પરમેશ્વર સર્વ કામનાથી પૂર્ણ છે, સર્વ ભૂતોમા એકરૂપે રહ્યા છે, સર્વ પ્રતિ દયાવાળા છે, પ્રપંચના કર્તા છે, સુખદુઃખાદિ મિશ્ર જગતની ઉત્પત્તિ કર્મને અનુસાર કરે છે અને તેથી તે પક્ષપાતી નથી, તેમ નિર્દય પણ નથી, તેવુ સ્પષ્ટ પ્રતિપાદન છે.

ત્રીજા અધ્યાયમા બ્ર. સૂ. ૩. ૨. ૩. થી શરૂ થતા સૂત્રોમા સગુણ પરમેશ્વર કર્મઅને ઉપાસનાનું ફલ આપનારા છે, ભોગ અને મોક્ષ આપનારા તે જ છે–એવું દર્શાવ્યુ છે. ત્યાર પછી ગુણોપસંહારપાદમા સાત, આઠ અધિકરણો મૂકી તે તે વિદ્યાવડે ઉપાસ્ય પરમેશ્વરના ખાસ ગુણોના વર્ણનમાં સૂત્રોનું વ્યાખ્યાન છે. વળી આ માત્ર ધ્યાન અર્થે પ્રતીકોપાસનાની પેઠે કલ્પિત નથી, પરંતુ પરમેશ્વરમા સ્વતઃસિદ્ધ છે તેવું પણ તેમણે બ્ર. સૂ. ૩. ૩. ૩૯. મા સાબીત કર્યુ છે.

ચોથા અધ્યાયમા બ્ર, સૂ, ૪. ૨. ૧૨; ૪. ૩. ૬. એ બે અધિકરણ વિના સર્વ અધિકરણો સગુણ બ્રહ્મમા તાત્પર્યવાળા વર્ણવ્યા છે વળી કેટલેક સ્થળે નિર્ગુણ પ્રતિપાદક સૂત્રોમા સગુણપક્ષની છાયા છે, તે પણ દર્શાવ્યું છે.

## નિર્ગુણ બ્રહ્મોપાસના અને જીવ વિષે વિવેચન

આ ઉપરાંત નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કાર વડે મોક્ષ સિદ્ધ થાય છે, તેમા પણ સત્યકામત્વાદિગુણવાળા સગુણ પરમેશ્વર સાથેનુ તાદાત્મ્ય પણ થાય છે, એવા ભાવનાં પણ વાક્યો ભાષ્યમા છે. (જુઓ બ્ર. સૂ. ૧. ૩. ૧૮). વળી

બીજા અધ્યાયમા જીવ પરબ્રહ્મનો અંશ હોય તો સંસારના દુઃખથી પરમેશ્વર પણ લેપાવા જોઈએ, એ શંકાના સમાધાનમા મુક્ત પુરુષને પ્રતિબિંબ માંથી બિંબરૂપ ઈશ્વરભાવ પ્રાપ્ત થાય છે, એમ પણ જણાવ્યુ છે (બ્ર સૂ ૨. ૩ ૫૦)

વળી ત્રીજા અધ્યાયમા બ્ર સૂ ૩. ૨ ૫; ૩ ૨ ૬ ના વિવરણમા જીવનું સત્યસંકલ્પત્વાદિરૂપ વિદ્યમાન છતા ઢંકાયેલું છે, અને તે જ્યારે પરમેશ્વરના ધ્યાન વડે પ્રાણી પાપરહિત થાય છે, ત્યારે જેમ રોગવાળી આંખ ઔષધ વડે નિરોગ થઈ શુદ્ધ જોઈ શકે, તેમ પરમેશ્વરના પ્રસાદથી કોઈકને તેવી શુભ ઐશ્વર્યવાળી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે એ વિગેરે સગુણપક્ષનું સમર્થન કર્યું છે

છેવટે ચોથા અધ્યાયમા બ્ર સૂ. ૪ ૪. ૫, ૪ ૪ ૬, ૪ ૪. ૭ વગેરે સૂત્રોમા બાદરાયણના મતમા મુક્ત પુરુષનું જે રૂપ અભિવ્યક્ત થાય છે, તે નિર્વિશેષ ચેતનરૂપજ હોવુ જોઈએ એવો નિયમ નથી, પરંતુ ઐશ્વર્ય-યુક્ત પણ હોઈ શકે—એવુ પ્રતિપાદન કર્યું છે

શંકરાચાર્યની વિવરણપદ્ધતિ આ પ્રમાણે સૂત્રકારના સગુણ બ્રહ્મવાદના આશયને દબાવી પોતાના નિર્ગુણ બ્રહ્મવાદના આશયને આગળ લાવવાની નથી તે સ્પષ્ટ બતાવે છે કે સગુણવાદનો અર્થ સૂત્રકારનો છે, પરંતુ તે ઉપરાંત ઉપનિષદોને અનુસરતો નિર્ગુણ બ્રહ્મવાદનો અર્થ પરમ તાત્પર્યવાળો પણ છે આ શંકરાચાર્યની ન્યાયબુદ્ધિ અપ્પય્યદીક્ષિત જેવા સગુણબ્રહ્મવાદના પક્ષપાતી પંડિતને પણ સમજાઈ છે તે આનંદલહરીમા લખે છે કે,

" सूत्राणामेतदर्थान्तरमधिगमितं सूत्रकाराशयस्थ
केषाचित्तेष्वभीष्टं गुणवति विगुणेऽप्यन्वयं दर्शयद्भिः ।
शुद्धब्रह्मैकनिष्ठैरपि शुचिहृदयैः शंकराचार्यपादैः
श्रीकण्ठार्यस्तु भाष्ये तदिह सुविहितं सर्वसूत्रार्थरूढम् ॥

—સૂત્રકારના આશયમા સૂત્રોનો આ બીજો અર્થ છે તે કેટલાકના મનમા યોગ્ય લાગે છે, તેથી શુદ્ધ બ્રહ્મમા જ એક નિષ્ઠાવાળા, પરંતુ પવિત્ર હૃદયવાળા શંકરાચાર્યે, જો કે તેમના પોતાનો અભિપ્રાય નિર્ગુણ બ્રહ્મમા છે, તો પણ સગુણ ભાવ સમજાવી સૂત્રોનો અન્વય સગુણ બ્રહ્મવાદમા કર્યો છે શ્રીકંઠાચાર્યે પોતાના ભાષ્યમા સગુણ બ્રહ્મવાદનેજ સર્વ સૂત્રોમા આગળ તરતો કર્યો છે (હિંદના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ભાગ ૨ જો)

## (૩) બ્રહ્મસૂત્રો

શ્રીજગદ્‌ગુરૂ શંકરાચાર્ય મહારાજે, બાદરાયણ વ્યાસના બ્રહ્મસૂત્ર ઉપર **"શારીરક ભાષ્ય"** નામનું ભાષ્ય લખ્યું છે અને તેના ઉપર અનેક વિદ્વાનોએ નિબંધો, લેખો, વિવેચન, વિવરણ ટીકા વગેરે લખ્યાં છે અને આ પ્રમાણે એકલાં વેદાંતસૂત્રો ઉપર શાંકરમતનું સાહિત્ય કેટલું વિપુલ છે, તે જાણવા માટે અત્રે આપીએ છીએ.

**બ્રહ્મસૂત્ર**—એ બાદરાયણ વ્યાસરચિત સૂત્રો છે. એ ષડ્‌દર્શનમાંનું એક દર્શન છે. એ ઉત્તરમીમાંસા તરીકે પણ ઓળખાય છે. એના રચનારા બાદરાયણ વ્યાસ અને મહાભારત વગેરેના લેખક વેદવ્યાસ જૂદા છે. છતાં ભ્રમથી તેઓને એક માનવામાં આવે છે. આ સૂત્રોની કુલ સંખ્યા ૫૫૫ છે. તેના ચાર અધ્યાય છે અને દરેક અધ્યાયના ચચ્ચાર પાદ—એમ ૧૬ પાદોમા સૂત્રો વહેંચાયલાં છે. પણ આમાંનાં (પંચાવયવી) અધિકરણો એટલે કે અમુક સૂત્ર કે સૂત્રસમૂહ વેદાંતનો અમુક સિદ્ધાંત પ્રતિપાદન કરે છે, તે કેટલાં બાદરાયણે કરેલાં હતાં અથવા કરેલાં હશે, તેનો પત્તો નથી. એટલે એ સંબંધમાં ઘણો મતભેદ અને વાદવિવાદ આચાર્યોમાં છે. તેમ જ મૂળ સૂત્રકારનો આશય જાણવા માટે બાદરાયણાચાર્યે કોઇ પણ લેખ લખ્યો જણાતો નથી. એટલા માટે આ સૂત્ર મોટા વાદવિવાદનો વિષય થઈ પડયો છે. આ સૂત્રો વિદ્વાનોની માન્યતા અને શોધખોળ પ્રમાણે ઈસ્વી સન પૂર્વે ચોથા સૈકામાં રચાયાનું અનુમાન છે. બ્રહ્મસૂત્ર ઉપર શંકરાચાર્યની પૂર્વેના કોઈ આચાર્યનું ભાષ્ય પ્રાપ્ત થતું નથી, પણ શ્રીશંકરાચાર્ય વગેરેએ રચેલાં ભાષ્યોમાં પૂર્વાચાર્યોના મતનો ઉલ્લેખ આવતો હોવાથી તે એક વાર પ્રચલિત તો હશે એમ અનુમાન કરાય છે. બાદરાયણ વ્યાસનાં અધિકરણો પ્રાપ્ત નહીં થવાથી શ્રીશંકરાચાર્યે ૫૫૫-સૂત્રોનાં ૧૯૨ અધિકરણો બાંધ્યાં છે અને તેના ઉપર ભાષ્ય લખ્યું છે.

વિશિષ્ટાદ્વૈતાચાર્ય શ્રીરામાનુજાચાર્યે થોડોક પાઠભેદ કલ્પીને, કેટલાંક સૂત્રો અમાન્ય રાખીને અને કેટલોક ફેરફાર કરીને ૫૪૫–૬ સૂત્રો માન્યાં છે અને ૧૫૬ અધિકરણો બાંધ્યાં છે. દ્વૈતાચાર્ય મધ્વસ્વામીએ ૫૬૪ સૂત્રો માની (?) અધિકરણો બાંધ્યાં છે. શુદ્ધાદ્વૈતાચાર્ય શ્રીવલ્લભાચાર્યે પ્રથમ ચાર સૂત્રોમાંથી ૨ જું અને ૩ જું સૂત્ર એક માન્યું છે અને ત્રિસૂત્રી મનાવી છે, અને ૫૫૫ માંથી એક ઓછું, એટલે ૫૫૪ ની સૂત્રસંખ્યા માની છે. પાછળ ૪ થા અધ્યાયમાં ઘણું કરીને એક સૂત્ર માન્યું

નથી ને એક નવું ઉમેર્યું છે. એટલે સૂત્રસંખ્યા ૫૫૮ ની કાયમ રાખી છે. તેમણે એટલું સારું કર્યું છે કે બાદરાયણના મૂળ સૂત્રોમા પાઠભેદ બહુ કલ્પ્યો નથી, તેમ બીજી કોઈ વધઘટ કરી નથી. એટલે સૂત્ર સંખ્યા અને અક્ષરો લગભગ સરખા છે, અને અણુભાષ્યના કેટલાક ભાગમા તો શાંકર ભાષ્યને અનુસર્યા પણ છે, અને કેટલાકમા પોતાનો મત ભેદ દર્શાવ્યો છે. પણ તેમણે અધિકરણો ૧૬૨ બાધ્યા છે.

આ કારણથી મૂળ સૂત્રકારનો આશય અમુક જ હોવો જોઈએ, એવો નિર્ણય કોઈથી બાધી શકાયો નથી, જો કે ઘણાઓએ તે દિશામા સારો પ્રયાસ કર્યો છે. આ સૂત્રો અને અધિકરણો પણ ઉપનિષદોના અને શ્રી ગીતાનાં અમુક વાક્યસમૂહને ઉદ્દેશીને રચાયા છે, તે કયા કયા ગણવા, એ વિષયમા પણ એક મતતા નથી અને તેથી જ જૂદા જૂદા વાદો દષ્ટિભેદને લીધે ઉભા થયા છે. આ વિષય ઘણો વાદવિવાદાત્મક છે, તેથી તેની વિગતમા અત્રે ઉતરવાની જરૂર નથી, પણ અંગુલિનિર્દેશ કરી બતાવ્યો છે. જિજ્ઞાસુઓએ તે વિષયમા સર્વ આચાર્યોના ભાષ્યો જોવા વિનતિ છે.

## શ્રી શંકરાચાર્યના મુખ્ય ચાર શિષ્યોની કૃતિઓ

શ્રી શંકરાચાર્યના ચારે શિષ્યોમા શ્રી સુરેશ્વરાચાર્યની ખ્યાતિ વિશેષ છે. તેમણે ગુરુની આજ્ઞાથી તૈત્તિરીય અને બૃહદારણ્યક ઉપનિષદો ઉપરના શાંકરભાષ્યો ઉપર વિસ્તૃત વાર્તિકો લખ્યા છે. તેમની સર્વોત્તમ કૃતિ "નૈષ્કર્મ્યસિદ્ધિ" નામનો નિબધ છે, જેમા એમણે મીમાંસક મતનું ખંડન કરી જ્ઞાનવડે જ મોક્ષપ્રાપ્તિ છે તે સિદ્ધ કર્યું છે. આ નિબંધ ઉપર જ્ઞાનોત્તમ મિશ્રની એક ટીકા છે. અને તેમના વાર્તિકો ઉપર આનંદજ્ઞાને (ઇ. સ. ૧૩૨૦–૫૦) ટીકાઓ લખી છે અને વિદ્યારણ્ય સ્વામીએ બૃહદારણ્ય વાર્તિક સાર નામનો સંગ્રહરૂપ ગ્રન્થ રચ્યો છે.

પાદપદ્માચાર્યે બ્રહ્મસૂત્રના શાંકરભાષ્ય ઉપર "પંચપાદિકા" નામનો નિબધ લખ્યો હતો, પણ તે આખો મળતો નથી. તેના ચતુસૂત્રી પર્યંતનો ભાગ ઉપલબ્ધ છે. એ ઉપર ટીકાટિપ્પણ શાં શાં થયા છે, તે અન્યત્ર દર્શાવેલું છે.

શ્રી હસ્તામલકાચાર્યનો તો "હસ્તામલક" નામનો નાનો ગ્રન્થ વિદ્યમાન છે. તેની બીજી કૃતિઓ જાણવામા આવી નથી. તે જ પ્રમાણે ચોથા શિષ્ય શ્રીતોટકાચાર્યનો તોટકવૃત્તમા રચેલો "શ્રુતિસાર સમુદ્ધરણ" નામના પ્રકરણ ગ્રન્થ શિવાય અન્ય કૃતિ પ્રસિદ્ધિમા આવી નથી.

## (૪) શાંકરભાષ્ય ઉપર રચાયલું સાહિત્ય

(૧) બ્રહ્મસૂત્ર, ઉત્તરમીમાંસા, વેદાંતદર્શન, વેદાંતસૂત્ર, શારીરક સૂત્ર, બાદરાયણસૂત્ર, વ્યાસસૂત્ર, તત્ત્વસૂત્ર એ સર્વ એક જ વસ્તુનિદર્શક દર્શનશાસ્ત્ર છે. (રચના ઇ. સ. પૂર્વે ચોથા–પાંચમા સૈકામાં).

(૨) આ સૂત્રો ઉપર શ્રી શંકરાચાર્યે **"શારીરક ભાષ્ય"** રચ્યું છે. (ઇ. સ. ૭૮૮–૮૨૦).

(૩) જગન્નાથ યતિની **ભાષ્યદીપિકા છે.**

(૪) શ્રી શંકરાચાર્યના એક શિષ્ય પદ્મપાદાચાર્યની **પંચપાદિકા** નામની ટીકા છે. (૪–અ) આ ટીકા ઉપર શ્રી અમલાનંદ સ્વામીએ (૧૨૪૭–૬૦) **પંચપાદિકાદર્પણ** રચ્યું છે. (૪–બ) પ્રકાશાત્મજીએ (૧૨૦૦) એક **વિવરણ** લખેલું છે. (૪–ક) વિદ્યાસાગરે એક **ટીકા** લખી છે. (૪–ડ) નૃસિંહાશ્રમ સ્વામીએ પણ એક **ટીકા** લખી છે. (૪–ઇ) પ્રકાશાત્મજીના પંચપાદિકાવિવરણ ઉપર અખંડાનંદનું (૧૫૦૦ ઇ. સ.) **વિવરણદીપન,** અને (૪–ફ) વિદ્યારણ્યમુનિનો **વિવરણપ્રમેયસંગ્રહ** અને (૪–જી) રામાનંદનું **વિવરણોપન્યાસ** છે.

(૫) ઇ. સ. ૯૦૦ માં થયેલા સર્વજ્ઞાત્મ મુનિ (પદ્મપાદાચાર્યના શિષ્ય) એ **સંક્ષેપ શારીરક** રચ્યું છે, અને તેના ઉપર (૫–અ) રામતીર્થે એક **ટીકા** લખેલી છે અને (૫–બ) મધુસુદન સ્વામીએ પણ એક **ટીકા** લખી છે.

(૬) શાંકરભાષ્ય ઉપર સૌથી મોટી સ્વતંત્ર ટીકા અથવા નિબંધ શ્રી વાચસ્પતિ મિશ્ર (૯૭૬) ની **ભામતી** ટીકા છે. (૬–અ) એને સમજાવવાને શ્રી અમલાનંદ સ્વામીએ (૧૨૪૭–૬૦) **કલ્પતરૂ** ઉગાડયો છે, અને (૬–બ) કલ્પતરૂને સમજાવવાને શ્રી અપ્પય્ય દીક્ષિતે (ઇ. સ. ૧૫૨૦–૯૩) **પરિમલ** ફેલાવ્યો છે અને (૬–ક) શ્રી લક્ષ્મી–નૃસિંહ સ્વામીએ **આભોગ** રચ્યો છે.

(૭) શાંકરભાષ્ય ઉપર શ્રી અમલાનંદ સ્વામીએ (૧૨૪૭–૬૦) **શાસ્ત્રદર્પણ** નામની સ્વતંત્ર ટીકા રચી છે. આ ઉપરથી વાંચનારને સમજાશે કે સ્વામી શ્રી અમલાનંદે શાંકરભાષ્ય અને તેના ઉપરની જુદી જુદી ટીકાઓનો અભ્યાસ બહુ સરસ કર્યો છે.

(૮) શાંકરભાષ્ય ઉપર સ્વામી અદ્વૈતાનંદે **બ્રહ્મવિદ્યાભરણ** નામની ટીકા રચી છે.

(૯) શ્રી શંકરાચાર્યની દ્વારકાની શારદાપીઠ ગાદી ઉપર આવેલા શ્રી આનંદગિરિએ (ઈ. સ. ૧૩૮૦) ન્યાયનિર્ણય નામની ટીકા રચી છે.

(૧૦) શાંકરભાષ્ય ઉપર (રામાશ્રમ ઉર્ફે) ગોવિંદાનંદની રત્નપ્રભા છે અને (૧૦-અ) બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના પહેલા પાદનાં ૧૧ સૂત્રો ઉપર જે શાંકરભાષ્ય છે, અને તેટલા જ ભાગ ઉપર જેટલી રત્નપ્રભા ટીકા છે, તેટલા જ ઉપર અચ્યુત કૃષ્ણ સ્વામીએ એક સ્વતંત્ર ટીકા રચી છે. તેનું નામ પંચાધિકરણી ઘણું કરીને છે.

(૧૧) શાં. ભા. ઉપર રામાશ્રમ સ્વામીની બીજી એક ટીકા છે.

(૧૨) શાં. ભા. ઉપર શ્રી મધુસુદન સ્વામી (૧૬૦૦) ની વેદાન્તકલ્પલતા નામની ટીકા છે. (આ ટીકા તે સંક્ષેપ શારીરક ઉપરની છે તેજ છે, કે બીજી, તે હજી ચોક્કસ જણાયું નથી.)

(૧૩) શાં. ભા. ઉપર વાર્તિકો બે છે. એક નારાયણ સરસ્વતીનું અને બીજું બાળકૃષ્ણાનંદનું છે.

ઉપર પ્રમાણે બ્રહ્મસૂત્ર અને શાંકર ભાષ્ય ઉપર શાંકરમતવાળાઓએ મંથન કરેલું છે.

(૧૪) આમાં નં. ૪ માં નં. ૪-અ. માં જણાવેલું છે કે પંચપાદિકા ટીકા ઉપર પ્રકાશાત્મચરણે (૧૨૦૦) વિવરણ લખ્યું છે. આ વિવરણ ઉપર ૩ ટીકાઓ થઈ છે. તેમાં પહેલું વિદ્યારણ્ય મુનિ (૧૩૫૦) નો વિવરણપ્રમેયસંગ્રહ છે. બીજું અખંડાનંદ(૧૫૦૦)નું વિવરણદીપન છે અને ત્રીજું બ્રહ્મામૃતવર્ષિણી વૃત્તિના રચનારા રામાનંદનું વિવરણોપન્યાસ છે. એ શિવાય સ્વામી પ્રકાશાત્મચરણે (૧૨૦૦) બ્રહ્મસૂત્ર ઉપર શારીરક મીમાંસા ન્યાય સંગ્રહ સ્વતંત્ર રચ્યો છે.

## (૫) શાંકરમતના સ્વતંત્ર ગ્રંથો અને ટીકા

હવે બ્રહ્મસૂત્ર ઉપર શાંકરમતવાળા વિદ્વાનોએ સ્વતંત્ર ટીકા કેટલી રચી છે તે નીચે દર્શાવી છે.

(૧૫) બ્રહ્મસૂત્ર ઉપર ગંગાધર સ્વામીએ સ્વારાજ્યસિદ્ધિ અને શારીરક સૂત્રસારાર્થચંદ્રિકા નામની બે ટીકાઓ રચી છે.

(૧૬) વિદ્યારણ્ય સ્વામી. (૧૩૫૦) અને ભારતી તીર્થે બ્રહ્મસૂત્ર ઉપર અધિકરણ-રત્નમાળા રચી છે. તેના ઉપર આત્મારામ મોરેશ્વર છત્રેએ વૈયાસિક ન્યાય આર્યામાળા અને અધિકરણ આર્યામાળા નામની

આર્યા છંદમા ટીકા રચી છે. તેમ જ **શ્રી બ્રહ્મસૂત્રાનુક્રમણી અને શારીરકીય તત્ત્વાનુક્રમણી** પણ રચી છે. આ ચાર ટીકાઓ મુખપાઠ હોય તો ઘણી ઉપયોગી છે.

(૧૭) રઘુનાથ શાસ્ત્રીએ **શંકરપાદભૂષણ** નામની ટીકા બ્રહ્મસૂત્ર ઉપર રચી છે.

## (૬) શાંકર મતને અનુસરતા સિદ્ધિ નામના સ્વતંત્ર ગ્રંથો.

૧ અદ્વૈતબ્રહ્મસિદ્ધિના કર્તા સદાનંદ કાશ્મીરક (૧૫૪૭).
૨ સ્વારાજ્યસિદ્ધિ „ ગંગાધર સ્વામી.
૩ ઇષ્ટસિદ્ધિ „ વિમુક્તાત્મા-(આના ઉપર શ્રી રમ્યદેવની ટીકા છે.)
૪ નૈષ્કર્મ્યબ્રહ્મસિદ્ધિ „ સૂરેશ્વરાચાર્ય (મંડનમિશ્ર અથવા વિશ્વરૂપાચાર્ય).
૫ અદ્વૈતસિદ્ધિ „ મધુસૂદન સરસ્વતી.

શ્રી મધુસૂદન સ્વામીએ અદ્વૈતસિદ્ધિ નામનો ગ્રન્થ રચ્યો છે. જોકે તેમાની યુક્તિઓ વગેરે સ્વતંત્ર જણાય છે, છતા પણ દક્ષિણના મધ્વમતના શ્રી વ્યાસરાય સ્વામીએ **ન્યાયામૃતમ્** નામનો એક ગ્રન્થ રચ્યો છે, અને તેમા અદ્વૈતવાદ ઉપર ટીકા કરી છે, તેના ઉત્તર તરીકે મધુસૂદન સ્વામીએ આ અદ્વૈતસિદ્ધિ લખી છે. દ્વૈતવાદી વ્યાસ રામાચાર્યે ન્યાયામૃત ઉપર **તરંગિણિ** નામની એક ટિપ્પણી લખી અદ્વૈતસિદ્ધિનુ ખંડન કરવાનો પ્રયત્ન કર્યો છે. આ ગ્રન્થો જો સાથે રાખીને વાચવામા આવે તો કોઈ જૂદો જ આનંદ આપે છે. મધુસૂદન સરસ્વતીના ઘણા વિદ્વાન શિષ્યો હતા. તેમાથી કોઈએ તરંગિણિ–ટીપ્પણીનો ઉત્તર આપ્યો છે કે કેમ, તે જાણવામા આવ્યુ નથી.

(૭) શ્રી બ્રહ્મસૂત્રો ઉપર શાંકરમતના વિદ્વાનોએ વૃત્તિઓ અને ટીકાઓ કેટલી રચી છે તેની યાદી નીચે પ્રમાણે છે (આ યાદીમાના બધા જ પુસ્તકો જોયલા નથી. કેટલાક જોયલા છે અને કેટલાક સાધુ સન્યાસી સતભક્તજનો પાસેથી સાભળીને યાદી તૈયાર કરેલી છે. એટલે એમા કદાચ ક્ષતિ હોવાનો સભવ છે.)

| **ટીકા કે સૂત્રવૃત્તિનાં નામ** | **કર્તાનુ નામ** |
|---|---|
| (૧) બ્રહ્મસૂત્રાર્થ પ્રકાશિકા | જ્ઞાનેન્દ્રસ્વામી |

| | |
|---|---|
| (૨) રામાશ્રમી | રામાશ્રમસ્વામી |
| (૩) બ્રહ્મસૂત્રતાત્પર્ય | ભૈરવદત્ત પંડિત |
| (૪) બ્રહ્મસૂત્રેન્દુશેખર | નાગેશ ભટ્ટ |
| (૫) નારાયણી | નારાયણ ભટ્ટ |
| (૬) શારીરક ન્યાયરક્ષામણિ | અપ્પૈયા દીક્ષિત (૧૫૨૦–૯૩) |
| (૭) સમંજસા | અનુપ નારાયણ |
| (૮) વેદાંતવચનભૂષણ | સ્વયમ્ પ્રકાશાનંદ |
| (૯) વેદાંતસૂત્ર મુક્તાવલિ | બ્રહ્માનંદ સરસ્વતિ |
| (૧૦) અદ્વૈતમંજરી | શંકરાચાર્યનો એકશિષ્ય |
| (૧૧) શંકરાનંદી | શંકરાનંદ સ્વામી |
| (૧૨) મીતાક્ષરા | અન્નમ્ ભટ્ટ |
| (૧૩) સૂત્રવૃત્તિ | ભવદેવ મિશ્ર |
| (૧૪) બ્રહ્મામૃતવર્ષિણી | રામાનંદ સ્વામી |
| (૧૫) વિદ્વદ્જનમનોહરા | રંગનાથ |
| (૧૬) બ્રહ્મતત્વપ્રકાશિકા | સદાશિવેન્દ્ર સરસ્વતી |
| (૧૭) શ્રુતિસારસમુદ્ધરણ | શ્રીતોટકાચાર્ય (શંકરાચાર્યના એક શિષ્ય) |
| (૧૮) તત્ત્વાલોક | પ્રજ્ઞાનાનંદ (૧૩૭૬) |
| (૧૯) અદ્વૈતદીપિકા | સદાનંદ (૧૫૪૭) |

## સ્વતંત્ર ગ્રંથો

| | |
|---|---|
| (૨૦) ખંડનખંડખાદ્ય | શ્રી હર્ષદેવ. |
| તત્ત્વદીપિકા | ચિત્સુખાચાર્ય (૧૨૦૯ ઇ. સ.) (નં. ૨૦ ઉપર ટીકા) |
| તત્ત્વદીપિકાપ્રસાદિની | પ્રત્યગ્રૂપ નયનાચાર્ય. (ઉપલી ટીકા ઉપર ટીકા) |
| (૨૧) વેદાંતપરિભાષા | ધર્મરાજાધ્વરી. |
| શિખામણી | રામકૃષ્ણાધ્વરી. (ન. ૨૧ ઉપર ટીકા) |
| મણિપ્રભા | અમરદાસ. ,, ,, |

| | |
|---|---|
| (૨૨) વેદાંતસાર | સદાનંદ. |
| ટીકા સુબોધિની | |
| ટીકા વિદ્વન્મનોરંજની. | |
| (૨૩) અદ્વૈતસિદ્ધિસિદ્ધાંત સાર | સદાનંદ. (અ. સિ ઉપર ટીકા) |
| (૨૪) સિદ્ધાંતલેશ. | અપ્પૈયા દીક્ષિત. |
| (૨૫) જીવન્મુક્તિવિવેક | વિદ્યારણ્ય સ્વામી. |
| (૨૬) પંચદશી | " " |
| (૨૭) આત્મપુરાણ | શંકરાનંદ સ્વામી. |
| (૨૮) ઉપનિષદ્દીપિકાઓ | " " |
| (૨૯) તર્કસંગ્રહ | આનંદગિરિ. (વૈશેષિક મતનું ખંડન) |
| (૩૦) વૈયાસિક ન્યાયમાળા | ભારતીતીર્થ મુનિ. |
| (૩૧) ન્યાયમકરંદ | આનંદબોધાચાર્ય. |

(૮) એક જ વિદ્વાને અનેક ટીકાઓ રચેલી હોય તેની વિગતઃ—

**(૧) અમલાનંદ સ્વામી (૧૨૪૭–૬૦)**
(અ) ભામતી નિબંધ ઉપર કલ્પતરૂ ટીકા
(બ) સૂત્રભાષ્ય ઉપર શાસ્ત્રદર્પણ
(ક) પંચપાદિકાદર્પણ

**(૨) રામાશ્રમ(અથવા ગોવિંદાનંદ)**
(અ) રત્નપ્રભા
(બ) રામાશ્રમી બીજી ટીકા
(ક) રામાશ્રમીવૃત્તિ

**(૩) મધુસૂદન સરસ્વતી**
(અ) એક ટીકા છે એમ કહેવાય છે
(બ) વેદાન્તકલ્પલતા
(ક) અદ્વૈતસિદ્ધિ. (સ્વતંત્ર ગ્રંથ)
(ડ) અદ્વૈતસિદ્ધિરત્ન

**(૪) પ્રકાશાત્મચરણ**
(અ) પંચપાદિકા ઉપર વિવરણ
(બ) શારીરિકમીમાંસા ન્યાયસંગ્રહ

**(૫) ગંગાધર સ્વામી**
(અ) સ્વારાજ્યસિદ્ધિ
(બ) શારીરક સૂત્રસારાર્થચંદ્રિકા

**(૬) વિદ્યારણ્ય (૧૩૩૧–૮૭).**
(અ) પ્રકાશાત્મ ચરણના વિવરણ ઉપર વિવરણપ્રમેયસંગ્રહ.
(બ) અધિકરણ રત્નમાળા
(ક) વાર્તિક સારસંગ્રહ.

**(૭) રામાનંદ**
(અ) વિવરણોપન્યાસ
(બ) બ્રહ્મામૃતવર્ષિણીવૃત્તિ.

**(૮) અપ્પૈયા દીક્ષિત**
(અ) અમલાનંદના કલ્પતરૂ ઉપર પરિમલ નામની ટીકા.
(બ) શારીરક ન્યાયરક્ષામણિવૃત્તિ
(ક) સિદ્ધાંતલેશ.

## (૯) ટીકા ઉપર ટીકાવાળા ગ્રન્થો.

(૧)

બ્રહ્મસૂત્ર–બાદરાયણના, તેના ઉપર
|
શાંકર ભાષ્ય, તેના ઉપર
|
ભામતી-વાચસ્પતિની ટીકા તેના ઉપર
|
કલ્પતરુ–અમલાનંદની ટીકા-તેના ઉપર
|
પરિમલ–અપ્પૈય દીક્ષિતની ટીકા અને
આભોગ–લક્ષ્મી નરસિંહની ટીકા છે.

(૨)

બ્રહ્મસૂત્ર–બાદરાયણના, તેના ઉપર
|
શારીરક ભાષ્ય–શંકરાચાર્યનું, તેના ઉપર
|
પંચપાદિકા–પદ્માચાર્યની ટીકા, તેના ઉપર
|
વિવરણ–પ્રકાશાત્મચરણનું, તેના ઉપર
|
પ્રમેયસંગ્રહ-વિદ્યારણ્ય મુનિનો.

## (૧૦) શ્રી શંકરાચાર્યના રચેલા ગ્રંથો

જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજના રચેલા ગ્રન્થો કેટલા છે, તેની યાદી નીચે આપેલી છેઃ—

**(૧) ભાષ્યઃ**—તેમણે ષોડશ (૧૬) ભાષ્યો રચ્યા કહેવાય છે, જ્યારે તેમનો ચરિત્રકાર ગોવિંદનાથ પંદર જણાવે છે. ઈશ, કેન, કઠ, પ્રશ્ન મુંડક, માંડુક્ય, ઐતરેય, તૈત્તિરીય, બૃહદારણ્યક, છાંદોગ્ય–એ ૧૦ ઉપનિષદો ઉપર ૧૦ ભાષ્યો, ૧ બ્રહ્મસૂત્ર ઉપર, ૧ ગીતા ઉપર, ૧ વિષ્ણુસહસ્રનામ ભાષ્ય, ૧ મહાભારતના ઉદ્યોગ પર્વના સનત્સુજાતીય ઉપર ભાષ્ય, ૧ પ્રણવ ભાષ્ય (પંચીકરણ), ૧ ગાયત્રી ભાષ્ય. (કેનોપનિષદ્ ઉપર એક પદભાષ્ય અને બીજું વાક્યભાષ્ય–એમ બે છે.)

**(૨) શંકાવાળાં ભાષ્યોઃ**—શ્વેતાશ્વતર ઉપનિષદ્ ઉપરનું ભાષ્ય, નૃસિંહતાપનીય ઉપનિષદ ઉપરનું ભાષ્ય. આ બે ગ્રંથો તેમની ગાદી ઉપર આવેલા કોઈ શંકરાચાર્યે રચેલા મનાય છે. કેટલાકો આ બે ભાષ્યોને તેમના ૧૬ ભાષ્યોમાં ગણે છે, અને પ્રણવભાષ્યને તથા ગાયત્રીભાષ્યને પ્રકરણ ગ્રંથો ગણે છે, જ્યારે બીજાઓ આદ્ય શંકરાચાર્યના અષ્ટાદશ (૧૮) ભાષ્ય સ્વીકારે છે. શ્વેતાશ્વતર અને નૃસિંહતાપનીય ઉપનિષદોમાં માયાનો વાદ આવે છે, તે ઉપરથી તેના ઉપરના ભાષ્યો મૂળ શંકરાચાર્યનાં જ રચેલાં કેટલાકો માને છે.

**(૩) પ્રકરણગ્રંથોઃ**—શ્રીશંકરાચાર્યને નામે ચઢેલા ઘણા ગ્રંથો છે. તેમાંના કેટલાક તો તેમની પછી તેમની પીઠો ઉપર આવેલા શંકરાચાર્યોએ

રચેલા હશે, એવું અનુમાન થાય છે. પણ નીચેની યાદીમા જણાવેલા ગ્રંથો તેમનીજ રચના મનાય છે, કારણ કે તેમાનું લખાણ સર્વમા એકસરખું છે.

(૧) અપરોક્ષાનુભૂતિ, (૨) પ્રૌઢાનુભૂતિ, (૩) અદ્વતાનુભૂતિ, (આ ત્રણ અનુભૂતિઓ કહેવાય છે.) (૪) આત્મબોધ, (૫) તત્ત્વોપદેશ, (૬) બ્રહ્મજ્ઞાનાવલી, (૭) વાક્યવૃત્તિ, (૮) લઘુવાક્યવૃત્તિ, (વાક્યવૃત્તિઓ ઘણી મળે છે. તેમા શ્રી શંકરાચાર્યની મૂળ કયી, તે શોધી કાઢવુ મુશ્કેલ છે.) (૯) સદાચારાનુસંધાન, (૧૦) સ્વાત્મનિરૂપણ, (૧૧) પ્રબોધ સુધાકર, (૧૨) પ્રશ્નોત્તર માલિકા, (૧૩) એકશ્લોકી, (૧૪) દશશ્લોકી, (૧૫) શતશ્લોકી, (૧૬) ઉપદેશસાહસ્ત્રી, (આ સંખ્યાદર્શક ચાર ગ્રન્થો છે,) (૧૭) બ્રહ્માનુચિંતનમ્, (૧૮) મોહમુદ્ગર, (૧૯) યોગતારાવની, (૨૦) સ્વાત્મપ્રકાશિકા, (૨૧) સર્વવેદાન્તસિદ્ધાન્તસારસંગ્રહ, (૨૨) વિવેકચૂડામણિ, (૨૩) અનાત્મશ્રી વિગર્હણ પ્રકરણ, (૨૪) આત્માનાત્મવિચાર, (૨૫) જીવનમુક્તાનન્દલહરી, (૨૬) વાક્ય સુધા, (૨૭) અધ્યાત્મપટલવિવરણ.

**(૪) સ્તોત્ર: વેદાન્તસ્તોત્ર:**—(૧) પ્રાતસ્મરણમ્, (૨) અદ્વતપંચકમ્, (૩) આત્મષટ્કમ્, (૪) ઉપદેશપંચકમ્, (૫) કાશીપંચકમ્, (૬) કૌપીનપંચકમ્, (૭) ચર્પટપંજરિકા, (૮) દક્ષિણામૂર્તિ સ્તોત્ર, (૯) દ્વાદશપંજરિકા, (૧૦) ધન્યાષ્ટકમ્, (૧૧) નિર્ગુણ માનસપૂજા, (૧૨) નિર્વાણમંજરી, (૧૩) પરાપૂજા, (૧૪) મનીષાપંચકમ્, (૧૫) વિજ્ઞાનનૌકા, (૧૬) ષટ્પદી સ્તોત્રમ્, (૧૭) હરિમીડે સ્તોત્રમ્.

**ભક્તિસ્તોત્રો: શિવ સંબંધી:**—(૧) શિવભુજંગપ્રયાત સ્તોત્ર, (૨) શિવપંચાક્ષર સ્તોત્ર, (૩) વેદસારશિવસ્તવ, (૪) કાળભૈરવાષ્ટકમ્, (૫) દક્ષિણામૂર્તિ સ્તોત્ર, (૬) દ્વાદશ જ્યોતિર્લિંગ સ્તોત્ર

**ભક્તિસ્તોત્રો: વિષ્ણુ સંબંધી:**—(૭) શ્રીમદચ્યુતાષ્ટકમ્ (૮) અચ્યુતાષ્ટકમ્–બીજું, (૯) નારાયણ સ્તોત્ર, (૧૦) વિષ્ણુપાદાદિકેશાતવર્ણન સ્તોત્રમ્, (૧૧) કૃષ્ણાષ્ટકમ્, (૧૨) કૃષ્ણાષ્ટકમ્–બીજુ (૧૨) શ્રી ગોવિંદાષ્ટકમ્, (૧૪) પાડુરંગાષ્ટકમ

**ભક્તિસ્તોત્ર: દેવી સંબંધી:**—(૧૫) આનંદલહરી, (૧૬) ત્રિપુરસુંદરી સ્તોત્ર, (૧૭) અન્નપૂર્ણા સ્તોત્ર (૧૮) અંબાષ્ટકમ્, (૧૯) લલિતાપંચક, (૨૦) ભમરાંબાષ્ટકમ્.

**ભક્તિસ્તોત્ર: નદીના દેવતા સંબંધી:**—(૨૧) ગંગાષ્ટકમ્, (૨૨) યમુનાષ્ટકમ્, (૨૩) નર્મદાષ્ટકમ્, (૨૪) મણિકર્ણિકાષ્ટમ્

**(૫) અનેક નામે ઓળખાતા શંકરાચાર્યનાં કેટલાંક સ્તોત્રો.**

(૧) અદ્વૈતપંચક=આત્મપંચક, (૨) ઉપદેશપંચક=સાધનપંચક, (૩) વિજ્ઞાનનૌકા=સ્વરુપાનુસંધાન, (૪) દશશ્લોકી=નિર્વાણદશક=સિદ્ધાન્તબિન્દુ. (સિદ્ધાન્તબિન્દુ એ મધુસૂદન સ્વામીની ટીકા છે, પણ ટીકાને નામે મૂળ ગ્રન્થ પણ ઓળખાય છે.) (૫) આત્મષટ્ક=નિર્વાણષટ્ક=ચિદાનંદષટ્ક, (૬) બ્રહ્માનુચિંતન=આત્મચિંતન, (૭) જીવનમુક્તાનંદ લહરી=અનુભવાનંદ લહરી, (૮) સૌન્દર્ય લહરી=આનંદલહરી.

**શ્રી આદ્યશંકરાચાર્યને નામે ચઢેલા (શંકાસ્પદ) ગ્રન્થો અને સ્તોત્રો વગેરેની યાદી.**

(૧) અદ્વૈતકૌસ્તુભ, (૨) પ્રપંચસાર, (શ્રીવાણિવિલાસ પ્રેસની માળામાં આ ગ્રન્થ શ્રીશંકરાચાર્યને નામે છાપ્યો છે. એમાં ઘણીક સંસાર વહેવારની ચમત્કારિક વાતો આવે છે.) (૩) લલિતાત્રિશતી, (૪) વેદાન્તમુક્તાવલિ, (૫) મહાવાક્યવિવરણ, (૬) તત્ત્વબોધ, (૭) મહાવાક્યવિવેક, (૮) વાક્યવૃત્તિદર્પણ. (૯) વાક્યવૃત્તિ મધ્યમ, (૧૦) રત્નપંચક, (૧૧) વિવેકાદર્શ, (૧૨) શિવસર્વોત્તમ સ્તોત્ર, (૧૩) લલિતાસ્તવરાજ, (૧૪) દત્તાત્રય-સહસ્રનામાવલિ, (૧૫) મહાલક્ષ્મી શક્તિ યોગમાયા ભવાની સ્તોત્ર (?) (૧૬) શિવનામાવલ્યાષ્ટક, (૧૭) જગન્નાથાષ્ટક, (૧૮) શિવરામાષ્ટક, (૧૯) ત્રિવેણી-સ્તવ, (૨૦) શારદાસ્તુતિ, (૨૧) ચંદ્રશેખર સ્તોત્ર, (૨૨) વિઠ્ઠલ સ્તોત્ર, (૨૩) રામલક્ષ્મણ સ્તોત્ર, (૨૪) નીલકંઠ શૈવ સંવાદ, (૨૫) અપરાધ-ભંજન અથવા ક્ષમાસ્તોત્ર, (૨૬) કૃષ્ણતાડવ, (૨૭) કામાક્ષ્યાષ્ટક, (૨૮) રાજયોગ, (૨૯) ત્રિશ્લોકી, (૩૦) ચતુઃશ્લોકી; (૩૧) શિવમાનસ પૂજા—બે પ્રકારની, (૩૨) વિષ્ણુમાનસ પૂજા, (૩૩) ભવાનીમાનસપૂજા, (૩૪) ભગવ-ત્માનસપૂજા, (૩૫) નિર્વાણશતક, (૩૬) સપ્તશ્લોકી ગીતા, (૩૭) સદાચાર, (૩૮) બાલબોધની, (૩૯) હરિનામાવલી, (૪૦) બ્રહ્મનામાવલી, (૪૧) નક્ષત્ર-માળા, (૪૨) નિગમ ચૂડામણિ, (૪૩) યતિપંચક, (૪૪) કાશિકા સ્તોત્ર, (૪૫) વિષ્ણુ નામાષ્ટક, (૪૬) શિવાપરાધક્ષમાપન સ્તોત્ર, (૪૭) દેવ્યાપરાધ-ક્ષમાપન સ્તોત્ર; (૪૮) લક્ષ્મીનૃસિંહ સ્તોત્ર (૪૯) અમરૂ શતક. એ શિવાય પણ ઘણા બીજા સ્તોત્રોના નામો મળે છે.

**(૧૧) બ્રહ્મસૂત્ર અને શાંકરભાષ્યનો અભ્યાસ કરવાની રીત**

શ્રી બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રો અને તેના ઉપરનાં શંકરાચાર્યના ભાષ્યોનાં પુસ્તકોની યાદી આપણે જોઈ. પણ તે સર્વ પ્રથમારંભ કરના-

શાસ્ત્રો વાંચવા જેવાં નથી. પ્રથમાભ્યાસી ષટ્સંપત્તિવાળા અધિકારી જિજ્ઞાસુ, મુમુક્ષુએ પ્રથમ બ્રહ્મતત્ત્વપ્રકાશિકા નામની અથવા તો અદ્વૈતમંજરી નામની સૂત્રવૃત્તિઓ મેળવવી. તે સાથે વૈયાસિક ન્યાયમાળા તથા અધિકરણરત્નમાળા રાખવી, અને આનંદગિરિની ન્યાય નિર્ણય નામની ટીકા સાથે શાંકર ભાષ્યનો અને અભ્યાસ શરૂ કરવો. શ્રી શંકરાચાર્યના પ્રામાણિક સર્વ મુખ્ય ગ્રંથો ઉપર આનંદગિરિની ટીકા પ્રાપ્ત થાય છે. આનંદગિરિનું લખાણ એ શંકરાચાર્યના લેખોનું હૃદય છે. આ પ્રમાણે એક વાર અભ્યાસ થયા પછી મુમુક્ષુએ સ્વામી ગોવિંદાનંદની રત્નપ્રભા ટીકા વાંચવી. અને તે પૂરી થાય પછી જ **ભામતી** નિબંધ તેના સર્વ સાહિત્ય સાથે શીખ હોય તો જ શરૂ કરવો. ભામતી એ એક રીતે શાંકર ભાષ્યનું હાર્દ તારવનાર છે. તે **બ્રહ્મસૂત્ર** ઉપર એક સ્વતંત્ર પ્રસ્થાન છે, અને અપૂર્વ ભાવને પ્રકટ કરનારી બહુ જ ગંભીર અને અર્થપૂર્ણ ટીકા છે. તેથી તો તેના ઉપર ટીકાઓ અને ટીકાઓ ઉપર ટીકાઓ વગેરે રચાયા છે. એ પૂર્ણ થયા પછી ટીકાઓ સહિત સંક્ષેપ શારીરક ભાષ્ય અને પંચાપાદિકા પણ સર્વ સાહિત્ય સાથે શીખે તો બ્રહ્મવિદ્યામાં નિષ્ણાત થઈ જાય અને નિર્ગુણ મુક્તિ પ્રાપ્ત થાય. આધુનિક ટીકાઓમાં શ્રીયુત આત્મારામ મોરેશ્વર છત્રેની શ્રીમદ્વૈયાસિક ન્યાય આર્યમાળા, શ્રી બ્રહ્મસૂત્રાનુક્રમણિ, શ્રીમદ્વૈયાસિક અધિકરણાનુક્રમણિ અને શ્રીમત્ શારીરકીય તત્ત્વાનુક્રમણિ—એ કંઠસ્થ કરવાને માટે બહુ ઉપયોગી છે.

**ગુજરાતી ભાષામાં:**—(૧) શ્રી કૃષ્ણલાલ ગો. દેવાશ્રયીનું સંક્ષેપ શાંકરવિજ્ય, (૨) શાસ્ત્રી મણિશંકર હરિકૃષ્ણ નવસારીકરનું શ્રી શંકરાચાર્ય ચરિત્ર (ધાર્મિક ઇતિહાસ) (૩) જગદ્ગુરુશંકરાચાર્ય, લેખક અને પ્રકાશક નર્મદાશંકર ત્ર્યંબકરામ ભટ્ટ, (૪) રા. રા. પુરૂષોત્તમ શિવરામ ભટ્ટકૃત શ્રી આદ્ય શંકરાચાર્યની જીવનકથા આટલા ગ્રંથો ચરિત્ર જાણવા માટે પ્રાપ્ત થાય છે. છતા એમના ગ્રંથો ઉપરથી અને બીજી શોધખોળો ઉપરથી તારવીને ઐતિહાસિક દ્રષ્ટિએ ચર્ચા કરતું એક સારૂં જીવનચરિત્ર લખવાની ઘણી જરૂર છે. તેજ પ્રમાણે તેમના પછી શાંકરમતના પ્રચારની ઐતિહાસિક ચર્ચા કરનારા સિલસિલાબદ્ધ એક ગ્રન્થની પણ તેટલીજ જરૂર છે.

(૫) "હિંદના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" એ નામના પુસ્તકમા ખંભાતના દિવાન સાહેબ દિ. બા. નર્મદાશંકર દેવશંકર મહેતાએ લખેલો

તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ તથા હમણાં જ તેઓશ્રીએ ગોવિંદનાથનું સંસ્કૃત શંકરચરિત્ર અંગ્રેજી ઉપોદ્ઘાત સાથે બહાર પાડ્યું છે તે ખાસ વાંચવા જેવા છે. એ સિવાય સ્વ. સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ લખેલો સિદ્ધાન્તસાર તથા પંચશતિ નામનાં પુસ્તકો પણ વાંચવા જેવાં છે. હિંદની જુદી જુદી પ્રાકૃત ભાષાઓમાં શાંકર સિદ્ધાન્તનાં અને ચરિત્રોનાં ઘણાં પુસ્તકો છે.

**तावद्गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा ।**
**न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेशरी ॥**

**ભાવાર્થ**—જેમ સિંહની ગર્જના ન થાય ત્યાં સુધી જંગલમાં શિયાળો શોરબકોર મચાવે છે, તેમ જ્યાં સુધી વેદાન્ત સિદ્ધાન્ત રૂપી કેશરીસિંહ ગાજતો નથી હોતો ત્યાં સુધી અન્ય શાસ્ત્રો શોરબકોર મચાવી શકે છે.

**इति शम् ।**

# પુસ્તકની જીવાદોરી : બાંધણી

પુસ્તકની બાંધણી એ ગ્રંથવિધાનમાં છેલ્લુ કાર્ય છે. આથી ઘણે ભાગે બને છે એવું, કે છેક છેલ્લી ઘડી સુધી તેને વિષે કોઈ વિચાર કરતું નથી. પણ ખરૂં જોતા તો બાંધણી એ પુસ્તકના દેહના ઘડતરનુ ઘણું અગત્યનું અંગ છે. છાપખાનાના મંચા ઉપરથી કાગળ ઊતર્યા પછી પણ પુસ્તકનું સ્વરૂપ અરધુ જ ઘડાયું હોય છે. ગ્રંથદેહનુ ખરૂ ઘડતર તેની બાંધણીમા થાય છે. બાંધણી એ પુસ્તકની સાચી સ્વરૂપદાતા અને તેના દેહીની ધારક તથા રક્ષક છે; તેના આયુષ્યની દોર છે.

## થોડો ઈતિહાસ

પુસ્તકનુ આજનુ સ્વરૂપ તો માત્ર છેલ્લા ઓગણીસ સૈકાનુ સર્જન છે. ઈસુની સદી શરૂ થયે જેટલા વર્ષ થયા તેટલા લગભગ વર્ષ પુસ્તક-બાંધણીની શરૂઆત થયાને થયા હશે. લખાણો સંઘરવાની મૂળ શરૂઆત આસીરિયનોની માટીની તકતીઓ અને અશોકના શિલાલેખ જેવી પદ્ધતિ વડે થઈ. તે પછી રોમન લોકો ખાંચ પાડેલી લાકડાની પાટીમા કાળું મીણ પૂરી તે ઉપર સફેદ અક્ષરે લખતા અને એવી બે પાટીઓ, એક પર બીજી ઢંકાઈ રહે તેમ, મિજાગરા જેવી રચનાથી જડી લઇ લખાણ સાચવતા. ઈજિપ્તવાસીઓએ પેપીરસના પાદડા ઉપર બરની કલમ વડે લખવાની પહેલવહેલી શરૂઆત કરીને કાગળની શોધનો પાયો નાખ્યો, તેમ લખાણ સંઘરવાની પદ્ધતિનુ પણ નવુ સ્વરૂપ ઘડ્યુ. તેઓ એ પેપીરસને આપણા જૂના ઓળિયા કે ટીપણાની પેઠે વીંટી રાખતા, જોકે આજના ટીપણાં જેટલા તે લાબા ન હતા. ૭ હજાર વરસ પહેલાના આવા ટીપણાનો ઉલ્લેખ મળી આવે છે. એ ટીપણાને આજની બાંધણીનો વડદાદો કહી શકાય.

એ ટીપણાઓમા ત્રણ વિવિધ પદ્ધતિએ લખાતું : એક તો આપણી પેઠે તેની પહોળાઈ-વડ, નાની ટૂકી લીટીઓમા મથાળાના છેડાથી તે નીચેના છેડા સુધી; (જુઓ ચિત્ર ૧—આકૃતિ ૧) બીજુ, ટીપણાની લબાઇ-વડ, સળંગ એક છેડાથી બીજા છેડા સુધી પહોચતી લાબી લીટીઓમા, (ચિત્ર ૧—આકૃતિ ૨) અને ત્રીજુ એ લબાઇમા સળગ નહિ પણ ટૂકી ટૂંકી લીટીઓના નાના કૉલમ—ચોસલા—પાડીને (આકૃતિ ૩) વખત જતા આ કૉલમ પાડીને લખેલા લખાણોવાળા ટીપણાને, એવા બે કૉલમો વચ્ચેની કોરી જગ્યા


૧


૨


૩


૪


૫



૬


૭ કાચા બાંધાનું પુસ્તક


૮ પાકા બાંધાનું પુસ્તક


૯


૧૦

ચિત્ર ૧

આગળથી ધડ પાડીને વાળી લઈ સાચવવા વધુ સુગમ લાગ્યા (આકૃતિ ૪) અને આમ આપણા આજના પાનાઓની શરૂઆત થઈ પછી આ ધડ પાડેલી પાનાની થોકડીને પીઠ આગળના ભાગથી દોરા વડે સીવી લેવાનો નુસખો યોજાયો, તેની સાથે આજની બાંધણીની શરૂઆત થઈ. (આકૃતિ ૫) એ બાંધણીમા, સ્વભાવિક રીતે જ પૃષ્ઠની આગળની ધારો બેવડા જોડાએના પાનાની રહેતી, જેવી આજે પણ ઘણા જાપાની પુસ્તકોમા જોવામા આવે છે પાછળથી એ જોડાએના પાનાને ફાડી નાખી તેની બને બાજુએ લખવાની શરૂઆત થઇ અને પછી તો સ્વાભાવિક રીતે જ આજની પુસ્તક–બાંધણીની ઢબ સુધીના બધા અગ એક પછી એક વિકસતા ગયા

શરૂઆત

આમા પહેલો ઉમેરો તે સીવેલા પુસ્તકને સપાટ રાખવા તથા ઘસારાથી તેનુ રક્ષણ કરવા સારૂ બે બાજુ બે પાટિયા રાખવાનો થયો, અને પછી તે પાટિયા ઉપર, પુસ્તકની સીનાઈને પકડી રાખનારી પટ્ટી ચોંટી દઈ મિજાગરા જેવી રચના કરી (પાછળથી આ પાટિયા બહુ જાડા પડવાથી તેને બદલે ઉપરાઉપર કાગળો ચોડીને જાડા પૂઠા જેવુ બનાવીને વાપરવા લાગ્યા, જે શોધ પાછીથી આજના ડફટિન–બોર્ડ–મા પરિણમી ) આ પછી તરત જ પુસ્તકની પીઠનો ઘસારો અટકાવવા ત્યા ચામડુ ચોડાવુ શરૂ થયુ, જે લબાવીને ઉપરના પાટિયા પર પણ અરધે અથવા આખે ભાગે સળગ મઢી લેવામા આવ્યુ આમ ક્રમશ આજના 'હાફ બાઉન્ડ' કે 'ફુલ બાઉન્ડ' પુસ્તકોની બાંધણી વિકસી

શણગાર

માણસને સાદી ને કોરી ઉઘાડી જગ્યા ગમતી નથી પુસ્તકના પૂઠા ઉપર ચામડુ મઢાયુ એટલે સ્વાભાવિક રીતે જ તેના ઉપર શોભા કે શણગાર કરવાનુ મન થયુ લાકડાના હથિયારો વડે આકૃતિઓની દાબ–છાપ તથા સાદા આલેખનોથી શરૂઆત થઈને ચામડાના પૂઠાઓ ઉપર ધીમેધીમે મીનાકારી, રેશમના ભરતગૂથણ હાથીદાતની કારીગરી, રૂપાનુ કોતરકામ, તથા સોના અને રત્નોનુ જડતરકામ પણ થવા લાગ્યુ, અને ચોથા સૈકામા તો ખીચોખીચ હીરા, અબર, પાના, મોતી અને રત્નજડિત ગ્રથબાંધણી સુધી એ હુનર પહોચ્યો! આ કારીગરીના ઘણા પ્રાચીન નમૂના હજી પણ સગ્રહસ્થાનોમા મોજૂદ છે. પરતુ આવી કિંમતી બાંધણી તો રાજ-

મહારાજાઓ અથવા મહાન ધર્માલયો માટે જ થતી. એ સિવાય સામાન્ય બાંધણીમાં તો ચામડા ઉપર, આપણા જૂની ઢબના ચોપડાનાં પૂઠાં ઉપર હોય છે તે રીતની, વિવિધ સુશોભનોની દાબછાપ (જેને Blind tooling કહે છે) પાડવામાં આવતી અને પંદરમા સૈકા સુધી તે યુરોપમાં પ્રચલિત હતી.

પંદરમા સૈકાની મધ્યમાં યુરોપમાં મુદ્રણકળા દાખલ થઈ તેની સાથે જ ગ્રંથોની બાંધણીનો હુન્નર પણ વિસ્તાર પામ્યો અને આજ સુધી એ કામ માત્ર ધર્માલયો અને પાદરીઓના મઠોમાં જ થતું તેને બદલે છાપખાનાંઓમાં દાખલ થઈને મુદ્રણકળાનું અંગ બન્યું.

મુદ્રણકળાની શોધને પચીસેક વર્ષ વીત્યાં હશે ત્યાં યુરોપની ગ્રંથબાંધણીની કળામાં સાદી દાબછાપને બદલે સોનેરી દાબછાપ—Gold tooling—નું તત્ત્વ ઉમેરાયું. પૂર્વના દેશોમાં એ કારીગરી જૂના વખતથી પ્રચલિત હતી ત્યાંથી તે ઈટાલીમાં આવીને યુરોપમા ફેલાઇ. વેનીસનો જગવિખ્યાત મુદ્રક આલ્ડસ મૅન્યુશિયસ આ કળામાં મોવડી થયો.

**પોલી પીઠ**

આ સોનેરી દાબછાપ દાખલ થવાની સાથે જ પુસ્તકની પીઠની રચનામાં એક અગત્યનો ફેરફાર થયો. અત્યાર સુધી પીઠ ઉપરનું ચામડું પુસ્તકની સીવેલી પીઠ ઉપર સજ્જડ ચોડી દેવામાં આવતું (જુઓ ચિત્ર ૧—આકૃતિ ૭) આથી સરળતા એ હતી કે પુસ્તકની પીઠ સહેલાઇથી વળીને તે સંપૂર્ણ સપાટ ઉઘાડી શકાતું; પણ ગેરફાયદો એ હતો કે તેને લીધે પીઠના ચામડામાં કરચલીઓ પડતી, જેથી સોનેરી જેવી દાબછાપના કામને નુકસાન પહોંચતું. આને પરિણામે પોલી પીઠની—અથવા ખુલ્લી પીઠની બાંધણીની શોધ થઇ. એમા સિલાઈવાળી પીઠથી ચામડાની પટ્ટીને અલગ પાડીને, ત્યાં મજબૂત કાગળ કે કપડું ચોડાયું અને પીઠની સીલાઈવાળા છેડા મગજીથી ગંઠીને મજબૂત કરી લેવાયા. (ચિત્ર ૧—આકૃતિ ૮) આ યોજનાથી પુસ્તક અગાઉની માફક સંપૂર્ણ સપાટ ખુલ્લું રહેતું છતાં પીઠનું ચામડું તેનાથી અલગ રહેવાને લીધે તે પરનાં સુશોભનો સુરક્ષિત રહે છે. આમ ક્રમશઃ ગ્રંથબાંધણીની કળાનો વિકાસ પશ્ચિમમાં થયો. આપણે ત્યાં તો ગોથિયા (ટીપણાં)ની પદ્ધતિ અથવા બે બાજુ લખેલાં પાનાંઓને બે પાટિયાં વચ્ચે પોથી રૂપમાં સંઘરવાની પદ્ધતિ જ ચાલુ રહી છે.

**ઢબાણ**

બાંધણીની સામાન્ય ક્રિયાના બધાં અંગો વિષે ટૂંકી માહિતી આપણે

ગયા વર્ષના હપતામા જાણી ગયા છીએ. અહીં હવે, એમાના રહી ગએલા કેટલાક મુદ્દાઓ ઉમેરીને એ દરેક ક્રિયાને વધારે વિસ્તારથી સમજીશું.

છાપવાના મેચા પરથી ઊતર્યા પછી કાગળ પરની શાહીને સુકાવા તથા જામવા દેવાને એકાદ દિવસ રાખી મૂકવામા આવે છે, અને તે પછી એક ક્રિયા, જે પશ્ચિમના દેશોમા મોટે ભાગે હવે કરવામા નથી આવતી તે, આપણે ત્યા કરવામા આવે છે. તે છાપેલા કાગળોને દબાણમા નાખવાની. આપણે ત્યા ઘણુખરૂ જૂની ઢબના મચાઓ પર, સામાન્ય કારીગરોને હાથે કામ લેવાનું હોવાથી તથા છાપખાનામા જૂના નવા અને પ્રકારના બીબાં ભેળસેળ હોવાથી સ્પષ્ટ છાપ લાવવા માટે સામાન્ય રીતે છાપને વધારે દાબ આપે છે. આથી કાગળની બને બાજુની છાપના દાબ, પરસ્પરની સામી બાજુએ આછા ધોબા જેવા ઊઠી આવે છે. આ દાબ બેસાડી દેવા સારૂ, છાપેલા કાગળો સૂકાયા પછી એકાદ દિવસ માટે તેમને મોટા દબાણ પ્રેસમા, વચ્ચે વચ્ચે લીસા કડક કાર્ડ મૂકીને, દાબી રાખવામા આવે છે. મશિનો ઊંચા હોય, બીબા એકધારી ઊંચાઇના અને કાળજીપૂર્વક સાચવેલા હોય તથા કારીગર હોશિયાર હોય તો પાછલી બાજુ જરા પણ દાબ આવવા દીધા વિના સફાઈવાળી સુઘડ છાપ લાવી શકાય છે અને કાગળને દબાણમા નાખવાની ભાગ્યે જ જરૂર રહે છે.

**વળામણી**

દબાણમાથી નીકળ્યા પછી કાગળ વળાવા માટે જાય છે. આ સાધારણ લાગતી ક્રિયા પણ ઓછા મહત્ત્વની નથી. છાપવામા જેમ પાના બરોબર એકબીજાની પાછળ—લીટીએ લીટી અને અક્ષરે અક્ષર મળે તે રીતે છપાય એ જેટલા અગત્યનુ છે, તેમ તેટલા જ અગત્યની આ વળામણી પણ છે. કાગળ વાળવામા, એકબીજાની સામે આવતા પાનાની લીટીએ લીટી, સામસામી એકબીજાપર બધબેસતી થઇ રહીને, પાના વચ્ચેની કોરી જગ્યાને બરાબર મધ્ય ભાગે ઘડ ન પડે તો પુસ્તકનુ રૂપ માર્યું જાય છે, અને છાપવામા લીધેલી કાળજી બધી ધૂળ મળી જાય છે.

છપાએલા કાગળ ઉપર બને બાજુએ પાના એવા ક્રમથી ગોઠવેલાં હોય છે કે તેને બેવડો, ચોવડો કે આઠવડો વાળતા જઇએ તેમ પાના સંખ્યાના ક્રમાક પ્રમાણે એકબીજા પર ગોઠવાતા જાય છે, અને કાગળ પૂરો વળાઈ રહ્યે આખો 'ફૉર્મ' (અથવા 'સેકશન') તૈયાર થઈ જાય છે. દાખલા તરીકે ક્રાઉન સોળપેજી પુસ્તક માટે ડબલ ક્રાઉનના એક કાગળ ઉપર સોળ પાના

એવા ક્રમથી ગોઠવીને તેને બંને બાજુએ છાપી લેવામાં આવે છે કે પછી એ કાગળને વચ્ચેથી ફાડીને બે ફડદ કરીએ એટલે દરેક ટુકડામાં આગળપાછળ

આકૃતિ ૧ આકૃતિ ૨









ચિત્ર ૨ આકૃતિ ૩ આકૃતિ ૪

૧ થી ૧૬ સુધીના ક્રમનાં આઠઆઠ પાનાં પથરાઈ રહેલાં હોય. (જુઓ ચિત્ર ૨–આકૃતિ ૧) પછી એમાનો એક ટુકડો લઇ તેની એક તરફની સપાટી ઉપર ડાબી તરફ આવેલાં ૭ અને ૨ પૃષ્ઠાંકની ઉપરાઉપર જમણી તરફનાં ૬ અને ૩ પૃષ્ઠાંક બરોબર આવી રહે એ રીતે (ચિત્ર ૨–આકૃતિ ૨) તેના બંને છેડા ભેગા કરી લઈ તેને અદ્ધર પ્રકાશ સામે ધરી ખાત્રી કરી લે, અને બરોબર મેળવાઈ રહે એટલે કાગળને વચ્ચેથી ઘડ વાળે. ૭ અને ૨ ઉપર ૬ અને ૩ પૃષ્ઠાંક બરોબર ગોઠવાયા હશે તો ૧૦ અને ૧૫ ઉપર અનુક્રમે ૧૧ અને ૧૪ આપમેળે આવી રહેશે એ તો દેખીતું છે. આમ ઘડ વળી એટલે હવે પાછળની બાજુના ૧૨, ૧૩, ૪ અને ૫ પૃષ્ઠાંકવાળાં પાના ઉપર આવવાનાં. (આકૃતિ ૩) કાગળને હવે આડો ફેરવી નાખી ૧૩ નો અંક બરોબર ૧૨ ઉપર અને ૪ નો અંક ૫ ઉપર બંધ બેસી રહે તેમ ગોઠવી બીજી ઘડ પાડે એટલે ૮ અને ૯ અંક ઉપર આવવાના. તે બંનેને સામસામાં ગોઠવી ત્રીજી ઘડ પાડયે ૧ થી ૧૬ સુધીના ક્રમનો ફૉર્મ તૈયાર થઇ જશે. ન સમજણ પડે તો આપેલી આકૃતિઓ પ્રમાણે નાના કાગળના ટુકડા ઉપર નમૂનો કરીને વાળવાથી સમજાઈ જશે. આ જ ઢબથી

જુદા જુદા કદ પ્રમાણે ૧૨, ૨૪, ૩૨, ૩૬, ૪૮ કે ૬૪ પેજી પુસ્તકોની ઘડ પાડવામાં આવે છે.

ઘડ જો વધારે પાડવાની હોય અને કાગળ જો કડક હોય તો ઘડ પાડતી વખતે બહુ મુશ્કેલી પડે છે અને કેટલીકવાર ફૉર્મની પીઠ કે મથાળાની ઘડ આગળ કરચલી કે ખજૂરો પડી પુસ્તકને ખરાબ કરે છે. એટલે વધારે પેજી પુસ્તક, જેમાં ઉપરાઉપરી ઘણી ઘડ પાડવાની હોય તેવાના કિસ્સામાં, કાગળની પસંદગી વખતે તે બહુ જાડો અને કડક ન હોય તેની ખાસ કાળજી રાખવી જરૂરી છે.

આપણે ત્યા તો ઓછી ખપતને કારણે પુસ્તકની એક, બે કે બહુ તો પાંચ હજાર સુધી નકલો જ છપાતી હોઈ વળામણીનું આ કામ હાથેથી જ કરવામા આવે છે; પરંતુ પશ્ચિમના દેશોમા તો વાળવાના મંચા (ફોલ્ડિંગ મશિન) આવે છે, જેમાના સારા ઊંચા મંચા ઉપર તો જુદાજુદાં કદ અને પ્રકારની લગભગ ૨૦૦ વિવિધ પદ્ધતિઓની વળામણી થઈ શકે છે. છતાં ઉત્તમ કોટિના (એન્સાઈક્લોપીડિયા કે બાઈબલોમા વપરાતા ઇન્ડિયા પેપર જેવા ) અતિ પાતળા કાગળો, કે ખાસ આવૃત્તિઓમા વપરાતા અસામાન્ય દળના જાડા કાગળો ત્યા પણ હાથેથી જ વળાય છે.

વળાઈ રહ્યા પછી ફરી પાછા પુસ્તકના ફૉર્મને એકવાર દબાણ પ્રેસમા નાખી દાબી રાખવામા આવે છે, જેથી પાના વચ્ચેની હવા નીકળી જાય તથા ઘડ બરોબર બેસી જાય. સામાન્ય રીતે આ ક્રિયા બહુ મોટા દળનું અને ઝાઝા ફૉર્મનુ પુસ્તક હોય તો જ કરવામા આવે છે.

### મેળવણી

એક કરતા વધારે ફૉર્મનુ પુસ્તક હોય તો એના છુટાછુટા ફૉર્મને હવે ક્રમવાર મેળવીને એકબીજા પર મૂકી તેની થપ્પી કરવાની આવે છે. આને મેળવણી કહે છે. પોતાની સામે અર્ધ ગોળાકારે ફૉર્મોના થોકડા ક્રમવાર મૂકીને માણસ તેમાથી પહેલેથી એક પછી એક ફૉર્મ લઈ એકબીજા પર મૂકી ક્રમસર ગોઠવતો જાય છે અને એ રીતે બીજે છેડે પહોંચે એટલે આખું પુસ્તક ગોઠવાઈ રહે છે. એક માણસ આ રીતે પોતાની આસપાસ લગભગ ૮ થી ૧૦ ફૉર્મની થપ્પીઓ રાખી મેળવણી કરી શકે છે. પુસ્તક તેથી વધારે ફૉર્મનુ હોય તો વધારે માણસો જુદીજુદી થપ્પીઓ લઈને આ રીતે બેસે છે, અને પછી પોતપોતાની મેળવાએલી થોકડીઓ ક્રમમાં

એકઠી કરી લઈ પુસ્તક તૈયાર કરે છે. આ રીતે મેળવાએલા ફૉર્મ બરોબર ક્રમમાં ગોઠવાયા છે કે નહિ તેની ફરી એકવાર તપાસણી કરી જવામાં આવે છે જેને અંગ્રેજીમાં 'કોલેટિંગ' કહે છે. પુસ્તક ઝાઝાં ફૉર્મનું હોય તો મેળવણી પછીની આ ક્રિયા સહેલી થઇ જાય એટલા માટે એક હિકમત કરવામાં આવે છે. વળીને તૈયાર થએલા ફૉર્મની પીઠની ધડ જ્યાં આવે છે તેજ જગ્યાએ બરોબર, ફૉર્મ છપાતી વખતે જ એક ઝીણી કાળી નિશાની છપાય એવી રચના કરી લેવામાં આવે છે, અને એક પછી એક છપાતા આવતા ફૉર્મમાં, આ નિશાની થોડી થોડી એકસરખા આપથી નીચે ને નીચે ઉતારતા જઇ છાપવામા આવે છે, જેથી જ્યારે બધાં ફૉર્મ મેળવાઈ રહે ત્યારે પુસ્તકની પીઠ ઉપર કર્ણાકારે એકસરખી ત્રાંસી લીટીમાં નીસરણીનાં પગથિયાંની માફક સીધા નિયમિત અંતરે આવીને એ બધી નિશાનીઓ ગોઠવાઈ રહેલી હોય છે. મેળવણીમાં જે ભૂલ થઈ હોય તો આ લીટીમાં આપમેળે જ ખાંચ આવીને ભૂલ તરત પકડાઈ જાય છે. (જુઓ ચિત્ર ૫—આકૃતિ ૧)

ચિત્રો

પુસ્તકમાં જે છુટાં છાપેલાં ચિત્રો, નકશાઓ વગેરે દાખલ કરવાં હોય તો મોટે ભાગે તેને શીવણમાં ન લેતાં મેળવણી વખતે જ દાખલ કરી લેવાય છે. ચિત્રની કિનાર પર શુમારે ⅛ ઈંચ જેટલી પહોળાઇમાં લાહી ચોપડી, તેને જે પૃષ્ઠ સામે દાખલ કરવાનું હોય ત્યાં, ફૉર્મની કિનાર જોડે ચિટકાવી દેવામાં આવે છે. આવાં ચિત્રો ચોડવાનું સ્થાન (એટલે કે જે પૃષ્ઠની સામે તેને ચોડવું હોય તે પૃષ્ઠ) પસંદ કરવામાં સાવચેતી રાખવી. બનતાં સુધી તો તે ફૉર્મના પહેલા અથવા છેલ્લા પૃષ્ઠની સામે આવે તેવી જ રચના કરવી; નહિતર તે સિવાય ફૉર્મની અંદરના કોઇ પાને તે ચોટાવાનું આવે તો બાઇન્ડરને એ વાળેલા ફૉર્મને તે પાના આગળથી હાથ વડે કાપી નાખીને પછી ત્યા ચિત્ર ચિટકાવવું પડે છે, અને આ પ્રકારની વધારાની મહેનતનો ખર્ચ પુસ્તક ઉપર ચડે છે.

સીવણ

ધડ વાળીને ચિત્ર ચોડાઇ મેળવાઇ પુસ્તકાકારે થપ્પીમાં ગોઠવાઈ ગયા પછી પુસ્તકની સિલાઈ શરૂ થાય છે. સિલાઇ વિષે ગયા વર્ષના હપતામાં ઘટતા વિસ્તારથી કહેવાઇ ગયું છે એટલે અહીં તેનું પુનરાવર્તન નહિ કરીએ. એકાદ ફૉર્મની ચોપડીને માટે વચ્ચે ટાંકાની (દોરાની કે સ્ટિચિંગ

મશિન પર કરેની વાળાના ટાકાની) સિવાઇ ઉચિત છે,કૅટૅલૉગો,રીપોર્ટો, માસિકો તથા એવા પાતળા અને ઓછી અગત્યના કામો, જેમા થોડા ફૉર્મ હોય, તેને માટે પડખામા ટાકા લઇ સ્ટૅબ અથવા સ્ટિચ સિવાઇ ચાલે

પાતળી પુસ્તિકાઓ ઉપર ઘણીવાર શૉખને માટે રેશમી દોરો બધાવવાનો પણ રિવાજ છે. આમા પણ પુસ્તકને પહેલા વાળાના ટાકા તો લઈ જ લેવા જોઇએ. પછી પુસ્તકના પડખામા 'પચ' (વીંધણા) વડે કાણા પાડી તેમા સુશોભિત રેશમી દોરી બાધવામા આવે છે. કેટલીક વાર પુસ્તિકા બહુ પાતળી હોય તો પડખામા કાણા ન પાડતા સોય વડે પીઠમા જ રેશમી દોરાની સિલાઇ હાથેથી કરી લેવામા આવે છે. (ચિત્ર ૩—આકૃતિ ૩) પણ આ ખરચાળ હોવાથી ખાસ શોભાવાળા કામોમા જ કરવુ સલાહભર્યું છે.

## પૂઠાં

પૂઠાના પ્રકારો વિષે પણ આપણે ગયા લેખમા સમજી ગયા છીએ. સામાન્ય પુસ્તિકાઓને, કૅટલૉગો માસિકો જેવા પરચુરણ કામોને, તથા કેટલીકવાર બસો પાના સુધીના પુસ્તકો સુદ્ધાને માટે પણ, સુદર દેખાવ રગ અને ભાત વાળા જાડા પૂઠાના કાગળો વપરાય. આવા કાગળો ઉપર જોઇતુ છાપકામ (પુસ્તક તથા કર્તાનુ નામ, પ્રકાશક વગેરે) અગાઉથી જ કરી લેવાય છે; અને પછી સીવાઇને તૈયાર થએલા પુસ્તકની પીઠ ઉપર લાહી અથવા સરેસનો સારો હાથ મારી તેના પર એ પૂઠા ચોટાડી દેવાય છે. પૂઠા ચોડાઈ રહ્યા બાદ કાપવાના સચા પર તેની ત્રણે કોરો સફાઇથી સપાટ છાટી લે છે. (ચિત્ર ૩—આકૃતિ ૧) પણ કેટલીક વાર પૂઠાની ત્રણે બાજુની ધારો, પાકી બાધણીની પેઠે આગળપડતી રાખવી હોય છે. (આકૃતિ ૨) આવે વખતે પૂઠુ ચોડયા પહેલા જ પુસ્તકની ધારો છાટી લેવાય છે.

જાડા પૂઠાવાળા એટલે કડ્ઢિન-બોર્ડ-નાખેલા પુસ્તકોમા પણ વિવિધ પ્રકાર છે. એ પ્રકારોની પસદગી તથા તેને માટે વાપરવાના કડ્ઢિનની જાડાઇનો આધાર પુસ્તકના દળ, વપરાશ અને મહત્ત્વ ઉપર રહે છે. બહુ અગત્યના ન હોય તેવા, મધ્યમ વપરાશના અને મોઘે ખર્ચે પાર ઉતારવા જેવા પુસ્તકો માટે, પીઠ પર થઇને બને બાજુના પૂઠા પર પથરાઈ રહેતા સળગ કાગળ ચોડેલી બોર્ડની બાઈન્ડિગ ચાલે. અગ્રેજીમા એને Paper-boards કહે છે (આકૃતિ ૪). પુસ્તકને એથી જરા વધારે મજબૂત અને આકર્ષક કરવુ હોય તો કાગળ સળગ ચોડવાને બદલે પીઠ ઉપર છીંટની

પટ્ટી રાખી બંને બોર્ડ ઉપર કાગળ ચોડે છે. (આકૃતિ ૬) આ બધાંમાં કાગળને પહેલેથી જ છાપી લેવામાં આવે છે. પૂઠાંના કાગળો સામાન્યતઃ બહુ લીસી



ચિત્ર ૭ જુદાજુદા પ્રકારની બાંધણીના નમૂના

સપાટીના ન હોવાથી તેના ઉપર હાફટોન કે ફોટો બ્લૉક છાપી શકાતો નથી. આવા કિસ્સામાં ફોટો બ્લૉક જુદા કાગળ ઉપર પહેલેથી છાપી, તેને જરૂરના માપમાં વેતરી કાઢીને પછી પૂઠા ઉપર ચોડવામાં આવે છે (જુઓ આકૃતિ ૬ ની ઉપર). કવિશ્રી નાનાલાલે પોતાના પુસ્તકોનાં પૂઠાં (અલબત્ત કાચાં) આ રીતે કરાવવાં શરૂ કર્યાં છે.

વધુ મહત્ત્વનાં તથા કિંમતી અને ચાલુ વાપરના પુસ્તકો ઉપર સળંગ છીંટના પૂઠા સલાહભર્યા છે (જુઓ આકૃતિ ૫). એથી પણ વધારે વપરાશ અને મહત્ત્વના તથા કાયદાના પુસ્તકો જેવા જાડા ગ્રંથો, હિસાબના લેજરો, રજિસ્ટરો વગેરેને પીઠના ભાગમાં ચામડું નાખીને હાફ લેધર બાઇન્ડિંગ (આકૃતિ ૭), અથવા પીઠ ઉપરાંત આગળના ખૂણાઓ ઉપર પણ ચામડું મઢીને થ્રીફોર્થ્સ લેધર—પોણા ભાગમાં ચામડાની—બાઇન્ડિંગ (આકૃતિ ૮) કરાવે છે. ખાસ ઊંચી બાંધણીના પુસ્તકો સળંગ ચામડાથી બંધાવેછે, (આકૃતિ ૯) જેમાં એકેમે પ્રકાર તો પૂઠું નાખ્યા વિનાના, મખમલ જેવી સુંવાળી બાંધણીના છે, જેને અંગ્રેજીમાં ફ્લેક્સિબલ લેધર બાઇન્ડિંગ અને લિમ્પ લેધર બાઇન્ડિંગ કહે છે. (આકૃતિ ૧૦) બાઇબલો જેવા ધાર્મિક પુસ્તકો, કાવ્યનાં સુંદર પુસ્તકો, ભેટ આપવા માટેના કિંમતી પુસ્તકો તથા ઉત્તમ ગ્રંથોની વિશિષ્ટ આવૃત્તિઓની બાંધણી આ રીતે થાય છે.

### સેકશન સિવાઈ

ઠીક દળના અને કાયમી વપરાશના પુસ્તકો માટે તો સેકશન સિવાઈ જ જરૂરની છે. આ રીતે સીવાએલું પુસ્તક આખું સપાટ ઊઘડી શકે છે અને તેનાં પાનાં ખેંચાઈ આવતાં નથી. તેની લાંબી વિગતમાં ન ઊતરતાં અહીં ટૂંકામાં એટલું સમજાવવું બસ થશે કે મેળવાઈ તપાસાઈને ગોઠવાએલી પુસ્તકોની થપ્પીને લાકડાના શીગરા વચ્ચે મજબૂત જકડી, તેની પીઠમાં ઝીણી કરવત વડે પુસ્તકની લંબાઈના પ્રમાણમાં છ, આઠ કે દસ આછા વહેર મૂકી કાણાં પાડવામાં આવે છે. પછી બંને છેડાનો એકેક વહેર બાદ કરતાં, વચ્ચે જેટલા બાકી રહે તેટલી ઊભી સૂતળીઓ બાંધેલી સીવણની ઘોડી ઉપર, એ વચલા વહેરની દરેક ખાંચમાં દરેક સૂતળી બેસી જાય એ રીતે, એક ફરમો ગોઠવવામાં આવે છે. હવે એ ફોર્મને એક હાથે બરોબર મધ્યેથી ઉઘાડી, એક છેડાના વહેરના વેધમાંથી સોય નાખી ફોર્મની વચ્ચે કાઢે છે, અને ત્યાંથી તે પછીના—પહેલી સૂતળીવાળા વેધમાં સોય નાખીને બહાર કાઢી, પેલી સૂતળીને સોયના દોરાનો આંટો લઈ, ફરીથી એ જ વેધ-




ચિત્ર ૪

માંથી સોય નાખી ફૉર્મના વચલા ભાગે કાઢે છે. આ રીતે પેલા વેહમાં ગોઠવાએલી બધી સૂતળીઓ સીવણની સાથેસાથ પુસ્તકની પીઠ સાથે ગંઠાતી જાય છે. સેકશન સિલાઈની ઘણી પદ્ધતિઓમાંની આ એક છે. સાથેનું ચિત્ર જોવાથી વિગતવાર આ પદ્ધતિ સમજાશે.

આ રીતે સીવાઇને પુસ્તકો પૂરાં થાય એટલે એ ખાંચોમાં ગંઠાએલી સૂતળીના છેડા દરેક પુસ્તક દીઠ બંને બાજુ એકાદ ઈંચ લાંબા રહે એ રીતે કાપી લઈને એક એક પુસ્તક છૂટું કરી નાખે છે. પાછળથી આ છેડા પૂઠાની સાથે ચોડાઇને મિજાગરાંનું કામ કરે છે. કેટલેક ઠેકાણે આ સૂતળીને બદલે સૂતરની ફીત (પાતળી પટ્ટી) પણ વપરાય છે.

પીઠકામ

સીવાઈ રહ્યા પછી પૂઠું ચડાવવા માટે પુસ્તકને (મુખ્યત્વે તેની પીઠને) તૈયાર કરે છે. આ ક્રિયાને અંગ્રેજીમાં ફૉર્વર્ડિંગ કહે છે. આમાં નાનીનાની પાંચેક ક્રિયાઓનો સમાવેશ થાય છે. પહેલાં તો સીવાએલી પીઠ ઉપર બુઠ્ઠા કડક બ્રશ વડે ઊંચા સરેસનો એક હાથ મારે છે. બ્રશ કડક ને બુઠ્ઠું એટલા માટે કે ફૉર્મોની સાંધમાં સરેસ ઊતરીને તેઓને જકડી લે.

બાંધણી માટે વપરાતા બધા સાધનોમા સરેસ વિષે ખાસ કાળજી જરૂરની છે. જોકે એ વિષય બાઈન્ડરનો છે, અને પુસ્તક બંધાવનારનું તેમાં બહુ ઓછુ ચાલે છે, તોપણુ તે વિષે ધ્યાન આપવાનું ચૂકવું નહિ. હલકી જાતનો સરેસ પુસ્તકના કાગળ અને પટ્ટીઓ સાથે એકરૂપ થતો નથી અને પરિણામે તરડાઇને ઉખડી જાય છે. આવા પુસ્તકો ઉઘાડો ત્યારે તેની પીઠમાથી કડાકા ફૂટતા સંભળાય છે અને ટ્રંક વખતમા તેની પીઠ પરથી પૂઠું છુટું પડી આવે છે. બાંધણી માટે ગ્લિસરીનની મેળવણીવાળો મુલાયમ સરેસ—elastic glue જરૂરનો. કેટલીક વાર જતે દહાડે સરેસ કડક થતો જાય તો તેમા કાગળની જાત પણુ કારણભૂત હોય છે.

સરેસનો પહેલો આછો હાથ સુકાયા પછી પુસ્તકની પીઠ કાઢવામા આવે છે. પીઠ કાઢવી એટલે પીઠના ભાગને ઢેકાની માફક ગોળાકારે ઉપસતો બનાવવો, જેથી પુસ્તકની આગલી કિનાર બીજના આકારમા અંદર-પડતા ગોળાકારની થાય. એક ઇંચ તથા તેથી વધારે જાડાઇના પુસ્તકોની પીઠ કાઢવી જરૂરી છે. આ ક્રિયાનો ઉદ્દેશ પુસ્તકનો ઘાટ અખંડ જાળવી રાખવાનો તથા સિલાઇ ઢીલી ન પડવા દેવાનો છે. સામાન્યરીતે કોઇ પણુ પુસ્તકને ઉઘાડો એટલે તેની આગલી કિનારનો વચલો ભાગ બહાર ધસી આવવાનો, અને પછી બંધ કરતી વખતે તે પાછો પૂરેપૂરો અંદર પેસવાનો નહિ. પુસ્તકોની પીઠ કાઢી ન હોય તો લાંબી વપરાશના પુસ્તકોમા જતે દહાડે પીઠના ભાગમા ગોળાકારે ખાડો પડવાનો અને સિલાઇના દોરા ઢીલા પડી જવાના. ઉપરાંત, આગલી કોર બહાર ધસી આવીને પાનાની કિનારો મેલી થવાની તથા ઘસારાથી તેમાથી રૂછા નીકળવાના. આ કારણને લીધે જાડા પુસ્તકોની પીઠ કાઢવી જરૂરની છે. પુસ્તક જેમ જાડું તેમ તેને મજબૂત અને સારી પીઠ કાઢવી વધારે જરૂરની.

પીઠ કાઢવામા બે ક્રિયાઓ હોય છે. પહેલા પુસ્તકને લાકડાના મોટા સીધરા વચ્ચે પકડી પીઠને હથોડીથી ધીમેધીમે ટીપીને ગોળ બનાવવામા આવે છે, (જુઓ ચિત્ર૧–આકૃતિ ૧૦) અને પછી એ ગોળાકારને, બંને બાજુએ સફાઈપૂર્વક વધારે જોરથી ટીપી તેની બંને કિનારોને મજબૂત તથા આંકડા જેવી વળેલી બનાવી દે છે, (ચિત્ર ૧-આકૃતિ ૯) જેમા મિજાગરાની માફક પુસ્તકનું પૂઠું બરોબર ભરાવાઇ રહે છે અને ગમે તેટલી ઉઘાડવાસ થતા પણુ પુસ્તકનો ડોળ કે સિલાઇ કશુ બગડતુ નથી. પીઠ કાઢવાની આ બંને ક્રિયાઓ

(rounding અને backing) માટે હવે તો ખાસ સંચાઓ આવે છે. કેટલીકવાર—અને ખાસ કરીને મજબૂત પુસ્તકોની બાબતમા—પીઠ ઉપર સરેસનો હાથ પીઠ કાઢયા પહેલા મારવાને બદલે પીઠ કાઢયા પછી મારે છે.

પીઠ નીકળ્યા પછી તેના ઉપર આછા પોતની હલકી મલમલનો કટકો સરેસ વડે ચોટાડવામા આવે છે. આ મલમલના બને છેડા પીઠ ઉપરથી એકેક ઇંચ બહાર નીકળી આવે એટલા લાબા રાખે છે, જેથી તે પૂઠા સાથે ચોડાઈ જઈને મિજાગરાની ક્રિયાનો અર્થ સારે છે. એ તો સહજ સમજાય એવું છે કે આ મલમલ જેમ સારી અને મજબૂત તેમ પુસ્તકની બાધણીની આવરદા વધારે આ સુકાયા પછી પીઠ પર ફરીથી સરેસનો બીજો હાથ મારવામા આવે છે અને તેના પર સહેજ જાડા કાગળનો, બરોબર પીઠના જ માપનો ટુકડો ચોટાડી દે છે. આથી પીઠ વધારે કડક બને છે અને તેના ઘાટને કાયમનુ સ્વરૂપ મળી જાય છે. (ચિત્ર ૫–આકૃતિ ૪) અહીં 'ફૉર્વર્ડિંગ'ની ક્રિયા પૂરી થાય છે અને તૈયાર રાખેલા પૂઠા—'બાઇન્ડિંગ કેસ'—ચડાવી દેવાને માટે પુસ્તક તૈયાર થાય છે. સારૂં ફૉર્વર્ડિંગ થએલું પુસ્તક બહુ જ સરળતાથી ઉઘડી શકે છે અને તેના પાના સપાટ પથરાઈ રહે છે

### મગજી

ચામડાની બાધણીના અથવા ખાસ રૂપરંગવાળાં ઊંચી બાધણીના પુસ્તકોમા આ ઉપરાત પીઠના મથાળા તથા છેડાની (કોઇવાર એકલી મથાળાની) કિનારો ઉપર મગજી મૂકવામા આવે છે. આ મગજી એટલે જાડી દોરી ઉપર રંગીન સુતરાઉ અગર રેશમી કપડાના કટકા વીંટાળી, તે પીઠના માપના કાપી, એ કિનારો પર ચોડે તે. આનો ઉદ્દેશ કિનારને મજબૂતી આપવા ઉપરાત વિશેષે શોભાનો હોય છે. પુસ્તકની આગલી ત્રણે કિનારો સોનેરી અથવા રંગીન કરી હોય ત્યારે આ મગજી જરૂરની ગણાય છે. વળી 'વાચન-વિરામ' વખતે નિશાની રાખવા માટે કેટલાંક પુસ્તકોમા રેશમી ફીતો રાખવામા આવે છે તે આ મગજી ઉપર જ ચોટાડાય છે.

### બે પ્રકારની બાંધણી

ફૉર્વર્ડિંગ (પીઠકામ) પૂરૂ થયા પછી તેના ઉપર પૂઠા ચડાવવાનુ કામ શરૂ થાય છે. પશ્ચિમમા પુસ્તકબાધણીની કારીગરીના બે પ્રકાર છે. એક પુસ્તકની અંગરૂપ (એટલે તેના દેહ ઉપર જ કરવામા આવતી) બાધણી, અને

બીજી પૂઠાં જુદાં તૈયાર કરીને પછી સીવેલા પુસ્તક પર ચડાવી દઈને થતી બાંધણી. પહેલો પ્રકાર (જેને inboard binding કહે છે તે)માં પુસ્તક-




ચિત્ર ૫ છૂટાં ફૉર્મથી માંડીને પુસ્તક બંધાઈ રહેવા સુધીની બાંધણીની મુખ્ય ક્રિયાઓ

બરોબર બેસી જઈ પૂઠાનો પકડ સજ્જડ બનાવે છે પુસ્તક સંપૂર્ણપણે સુકાયા વિના આ દબાણમાંથી કાઢવાની ઉતાવળ કદી ન કરવી, નહિતર પૂઠા બરોબર સજ્જડ ચડશે નહિ, અને હવાએલા પૂંઠાને બહારની હવા લાગવાથી તે ગોટા વળવા માડશે.

બીજી પણ એક વાત પર લક્ષ રાખવાની અગત્ય છે. ફૉરવર્ડિંગ ગમે તેટલું કાળજીપૂર્વક થયુ હોય કે પૂઠાના ખોખા ગમે તેટલા ઉમદા બનાવ્યા હોય તોપણ જો ખોખા અને પુસ્તક એકમેકને બરોબર બંધબેસતા તૈયાર ન થયા હોય તો પૂઠું પુસ્તકથી છૂટાછેડા કરવાની ઉતાવળ કરવાનું, અને બંને પાછળ લેવાએલી મહેનત ધૂળ મળવાની માટે પૂઠાના ખોખા પુસ્તક ઉપર બરોબર બંધ બેસે તેની ખાસ કાળજી રાખવી જરૂરની છે. સારો માર્ગ એ છે કે પુસ્તક પૂરૂ છપાઈ રહ્યા વિના અડસટ્ટે પૃષ્ઠસંખ્યા ગણીને કાચા નમૂના (dummy)ને આધારે કદી પૂઠા બનાવવા નહિ એવા 'ડમી' ગમે તેટલી પાકી ગણતરી કરીને બનાવ્યા હોય છતા કોરા પાનાના 'ડમી' અને છપાઈને તૈયાર થએલા પુસ્તકમા ઘણી વાર ફેર પડી જાય છે

લેખની શરૂઆતમા જ કહ્યુ છે તેમ બાંધણી એ પુસ્તકના દેહીની સ્વરૂપાના, ધારક અને રક્ષક હોવાથી બાંધણીમા વપરાતા કાગળ, છીંટ કે ચામડાની મજબૂતી અને દેખાવ પર ચીવટથી ધ્યાન આપવુ જોઈએ કાગળના પૂઠા (પેપર બોર્ડ્ઝ)ની બાબતમા તો, કાચા પૂઠા માટે જે જાડા ને ઊંચા કવર પેપર વપરાય છે તેનાથી જરા ઓછા દરજ્જાના કાગળ હોય તોપણ ડસ્ટિન પર ચોડવા માટે ચાલે કેમકે ઘસારાનુ મુખ્ય સ્થાન જે પીઠ ત્યા છીંટની પટ્ટી હોય છે માત્ર એટલુ ધ્યાનમા રાખવુ કે તે ચીકટ, લીસો અને ઉઠાવદાર રંગનો હોવો જોઈએ બહુ ખરબચડી સપાટીવાળા કાગળ પર ઘસારો લાગતા તેમાથી રજ્જા નીકળવા માડે છે, તે મેલને ઝટ સંઘરે છે અને વહેલો ફાટી જાય છે

## છીંટ

છીંટ તો અનેક પ્રકારની આવે છે આપણે ત્યા સામાન્યત સોંઘી બાંધણી કરાવવાનું ધોરણ હોવાથી વિવિધ રંગ, પ્રકાર, જાત અને કદના 'કટપીસ'ની સસ્તી ચેગીઓ જ બાઈન્ડરો ખરીદે છે અને આ 'ભેળ' જ બધી બાંધણીઓમા વપરાય છે દેશની ગરીબાઈ અને કરકસરના ધોરણથી જોતા આ બરોબર હશે, પણ એમા બાંધણીનો મુખ્ય હેતુ, જે પુસ્તકની એકરૂપતા

ને મજબૂતી જાળવવાનો તથા તેનુ વ્યક્તિત્વ પ્રકટાવવાનો છે તે, જળવાતો નથી; માત્ર ઉપયોગ સરે છે. એટલે પાકી બાંધણી જેટલુ ખર્ચ કરવા સુધી તૈયાર થનારાઓ તો પુસ્તકને માટે એક જ રંગ અને જાતની છીંટ વાપરવાનો આગ્રહ રાખે એ ઉચિત છે.

બાઇન્ડિંગની છીંટની શોધ થયે પણ આજ લગભગ એક સૈકો થઈ ગયો. શરૂઆતમા તો ચામડાને બદલે એને દાખલ કરતા અને કાપડના પૂઠા પુસ્તકો માટે કરી શકાય એ વાત લોકોને ગળે ઉતારતા મુશ્કેલી પણ બહુ પડેલી. વળી એ વેળા તેની બનાવટ પણ એટલી સારી નહોતી થતી. આજે તો અનેકવિધ જાત, પોત, રગ અને સપાટીવાળું કાપડ બને છે. અમેરિકા, જર્મની અને ઇગ્લડ એના મુખ્ય મથકો છે. એ છીંટોની બધી જાતની વિગતો તથા પરીક્ષામા ઉતરવાનું આ સ્થળ નથી, પણ ટૂંકામા 'લિનન બકરામ' સૌથી મજબૂત અને શ્રેષ્ઠ છે,—એટલુ કે ચામડાની બરોબરીની તેની મજબૂતી ગણાય છે, અને માત્ર બહુ સારા પ્રકારનુ ચામડું જ તેના કરતા ટકાઉપણામા ચડી શકે છે. કૅન્વાસ (કતાન) જેવા પોત તથા સપાટીનુ એ જ નામનુ કાપડ આવે છે તેના દેખાવ અને રૂપરંગનો મેળ બેસાડી શકાય તો એ પણ ઠીક મજબૂત કાપડ ગણાય છે.

એક બીજી વાત, જો કે ખાસ કરીને બાઇન્ડરોએ જાણવા જેવી છે, છતા આપણે પણ તે ધ્યાનમા લીધી હોય તો પુસ્તકની મજબૂતી જાળવવામા ઉપયોગની છે. બાંધણીની આ છીંટોના વણાટમા તાણા કરતા વાણો વધારે નબળો હોય છે, આથી તેને એક જ તરફ સરળતાપૂર્વક ફાડી શકાય છે જો પૂઠાની એક કિનારથી બીજી કિનારની દિશામા—આડસેર (horizontally) છીંટનો તાણો આવે એ રીતે બાંધણી કરી શકાય તો મજબૂતી વધારે રહે છે. પણ આ બાબત જાળવવી કેટલીકવાર મુશ્કેલ છે; કેમકે જુદાજુદા પુસ્તકોના કદ જુદાજુદા હોય છે, અને છીંટ માત્ર એક જ માપના (લગભગ એક વારના) પનાની આવે છે, એટલે કરકસરને માટે તેમાથી બને તેટલા વધુ પૂઠા કાઢવાનો વેત ઉતારવા માટે કેટલીકવાર આડા-અવળા પૂઠા વેતરવા પડે છે.

છીંટને વિષે બીજો મુદ્દો ખ્યાલમા રાખવાનો તે તેના રંગનો. 'વૉટર પ્રૂફ'ની છાપ વાગીને આવતી બધી જ છીંટ સાચી વૉટરપ્રૂફ હોતી નથી. સહેજ પાણી લાગતા રગ તથા આર ઉખડી જઈને સુનમ્ના ધાબા દેખાઈ

ની બંને બાજુએ પર, તેના માપનાં પૂઠાં કાપીને ચોડવામાં આવે છે અને પછી તેને સાથે લઈને સીવણ, પીઠકામ, ચામડું કે છીંટ ચડાવવાનું, તથા સોનેરી કારીગરી, સુશોભનો વગેરે જે કરવાં હોય તે એ પૂઠાં ઉપર જ કરવામાં આવે છે; અને આ બધું કામ ખાસ પ્રકારનું, હાથ કારીગરીથી જ તથા ઉસ્તાદ કારીગરોને હાથે થતું હોવાથી મોંઘું થાય છે. સંખ્યાબંધ આવૃત્તિઓનાં નીકળતાં સામાન્ય પ્રકાશનો તો બીજા પ્રકારની (જેને case-binding કહે છે તે) બાંધણીથી જ તૈયાર થાય છે. એમાં પુસ્તકના કદના પૂઠાંનાં ખોખાં (binding cases) જુદાં તૈયાર કરી લઈ પછી પુસ્તકો પર ચડાવવામાં આવે છે.

### બાઈન્ડિંગ કેઈસ–પૂઠાંનાં ખોખાં

એ પૂઠાંનાં ખોખાં બનાવવા માટે પુસ્તકના કદનાં ડફ્ટિન-બોર્ડ-પહેલાં કાપી લઇ, પુસ્તકની પીઠની જાડાઈના માપના લાકડાના ફરમાની આજુ-બાજુ સરેસ લગાડેલા કાપડ (કે કાગળ જેનું પૂઠું કરવું હોય તેના) ઉપર મૂકીને લાકડાનો ફરમો ઉપાડી લેવામાં આવે છે, અને તેની ખાલી જગ્યાએ પીઠની પહોળાઈનો કાગળનો ટુકડો મૂકી કાપડ (કે કાગળ), જેના છેડા ચારે તરફથી અરધો પોણો ઇંચ જેટલા લાંબા રાખેલા હોય છે તે, વાળી દઇ ચોડી દે છે (ચિત્ર ૫–આકૃતિ ૫). આ રીતે તૈયાર થએલા પૂઠાને થોડો વખત સૂકાવા દઇ પછી તે પર પુસ્તકનું નામ છાપે છે, અગર સોનેરી દાબછાપ કે બીજા કોઇ શણગાર કરવા હોય તે કરી લે છે (આકૃતિ ૬). છાપવા માટે પૂઠાં જરા હવાએલાં હોય તો છાપ સારી જામે છે. આપણે ત્યાં કેટલીક વાર છીંટ કે કાગળને અગાઉથી છાપી લઈ પાછળથી ડફ્ટિન પર ચોડે છે, પણ આમાં કારીગર કાળજી ન રાખે તો તે વાંકાંચૂંકાં ચોડાવાનો તથા છાપ પર ડાઘ પડવાનો ભય છે.

### અસ્તર

છપાઇને તૈયાર થએલાં બાઇન્ડિંગ કેઇસ હવે પુસ્તક પર ચડાવી દેવામાં વધારે કામ માગતાં નથી. ફૉર્વર્ડિંગ પૂરૂં થયા પછી (ઘણું ખરૂં તો પહેલાં જ) પુસ્તકની બંને બાજુએ અસ્તરના કાગળો ચોડવામાં આવે છે. તે, વચ્ચેથી વાળેલા, પુસ્તકના માપના, બે પાનના કટકા હોય છે. પહેલાં તેની કિનાર પુસ્તકની કિનાર સાથે ચોડી દે છે, અને પછી સિલાઈમાં ગંઠાએલી સૂતળી (કે ફીત)ના તથા પીઠ ઉપરથી લંબાએલા મલમલના છેડા

તેના ઉપલા પાન પર ચોટી દે છે (ચિત્ર ૫–આકૃતિ ૪) આથી જ્યારે એ ઉપલુ પાન પૂઠા સાથે ચોટી દેવાય છે ત્યારે પૂઠાની અંદરની બાજુએ તે સુંદર અસ્તરરૂપ બની રહેવા ઉપરાંત એ પેલા મલમલ અને રીત રૂપ પુસ્તકના મિજાગરાને પૂઠા સાથે ચોટાડી રાખવાનુ કામ પણ કરે છે. તેનું બીજુ પાન છૂટું રહીને પુસ્તક ઉપર રક્ષક પૃષ્ઠ તરીકે રહે છે. આ જ રીતે પાછલુ અસ્તર પણ ચોટાડાય છે અને પુસ્તક તૈયાર થાય છે.

અસ્તરના કામ માટે વાપરવામા આવતા આ કાગળો–જેને અંગ્રેજીમા એન્ડ પેપર્સ (end papers) કહે છે તે વિશે થોડુ જાણી લેવું જરૂરનુ છે. સામાન્ય રીતે આપણે ત્યા પુસ્તકમા જે જાતના કાગળ વપરાયા હોય તે જ અસ્તરમા વાપરવામા આવે છે કેટલીક વખત તો પુસ્તકના બન્ને બાજુના (પહેલા તથા છેલ્લા) ફૉર્મના છેવટના પાન કોરા રાખીને, સિવાઈ થયા પછી તેને જ અસ્તર તરીકે ચોટી દેવામા આવે છે. પણ આ રીત ભૂલ-ભરેલી છે. એથી દેખાવ બેડોળ લાગે છે અને સિવાઇને નુકસાન પહોચે છે. પુસ્તકનો તેના પૂઠા સાથેનો સબધ જકડી રાખવામા અસ્તરનો મોટો ફાળો છે, એટલે ખડ જોતા તો તે કાગળ મજબૂત હોવા જોઈએ. તેને માટે ખાસ બનાવટના, વિવિધ ભાત છાપેલા તેમજ સાદા કાગળો પણ આવે છે, જે બાઈન્ડરોને ત્યા હોય છે. કેટલીક વખત અસ્તર ઉપર પુસ્તક-ના ભાવને અનુરૂપ સુશોભનો, પ્રકાશક સસ્થાના પ્રતીક અથવા પુસ્તકમા આવતી હકીકતને લગતા નકશાઓ વગેરે પણ છાપવામા આવે છે. આવું કાઈ છાપવાની ઈચ્છા હોય ત્યારે અસ્તરના કાગળની પસદગી કરતી વખતે તેની મજબૂતી ખ્યાલમા રાખવી, તેમજ બાઇન્ડરની પણ સલાહ લેવી. કાગળ બહુ પાતળો કે ઢીલો હશે તો પૂઠા અને પુસ્તકની સાધ વચ્ચેથી વહેલો તૂટી જશે ને પરિણામે પૂઠુ છૂટુ પડશે બહુ કડક કાગળ પણ નહિ સારો, કેમકે તે સાધ આગળથી બરાબર વળીને ચોપડીને મારો પકડ નહિ લે, અને વપરાશમા વહેલો ઘસાઈને સાધમાથી બટકી જશે.

### ફરીથી દબાણમાં

પુસ્તક પર પૂઠુ ચડાવીને અસ્તર ચોટાડી દીધા પછી વચ્ચે એકેક બોર્ડ રાખીને તથા પીઠ બહાર પડતી રાખીને પુસ્તકોને ફરીથી દબાણમા નાખે છે. પશ્ચિમના દેશોમા તો આ વચ્ચે રાખવાના પૂઠાની કોરો ઉપર જરા ઉપસતી પિત્તળની પટ્ટીઓ જડેલી હોય છે, જે પુસ્તકની પીઠ અને પૂઠા વચ્ચેના ખાચામા

બરોબર બેસી જઇ પૂઠાનો પકડ સજ્જડ બનાવે છે. પુસ્તક સંપૂર્ણપણે સુકાયા વિના આ દબાણમાંથી કાઢવાની ઉતાવળ કદી ન કરવી, નહિતર પૂઠા બરોબર મજ્જડ ચડશે નહિ, અને હવાએલા પૂઠાને બહારની હવા લાગવાથી તે કોકડા વળવા માડશે.

બીજી પણ એક વાત પર લક્ષ રાખવાની અગત્ય છે. ફૉર્વર્ડિંગ ગમે તેટલુ કાળજીપૂર્વક થયુ હોય કે પૂઠાના ખોખાં ગમે તેટલા ઉમદા બનાવ્યા હોય તોપણ જો ખોખા અને પુસ્તક એકમેકને બરોબર બધબેસતા તૈયાર ન થયા હોય તો પૂઠું પુસ્તકથી છુટાછેડા કરવાની ઉતાવળ કરવાનું, અને બને પાછળ લેવાએલી મહેનત ધૂળ મળવાની. માટે પૂઠાના ખોખા પુસ્તક ઉપર બરોબર બધ બેસે તેની ખાસ કાળજી રાખવી જરૂરની છે. સારો માર્ગ એ છે કે પુસ્તક પૂરૂ છપાઇ રહ્યા વિના અડસટ્ટે પૃષ્ઠસખ્યા ટેવીને કાચા નમૂના (dummy)ને આધારે કદી પૂઠા બનાવવા નહિ એવા 'ડમી' ગમે તેટલી પાકી ગણતરી કરીને બનાવ્યા હોય છતા કોરા પાનાના 'ડમી' અને છપાઇને તૈયાર થએલા પુસ્તકમા ઘણી વાર ફેર પડી જાય છે.

લેખની શરૂઆતમા જ કહ્યુ છે તેમ બાધણી એ પુસ્તકના દેહીની સ્વરૂપદાતા, ધારક અને રક્ષક હોવાથી બાધણીમા વપરાતા કાગળ, છીંટ કે ચામડાની મજબૂતી અને દેખાવ પર ચીવટથી ધ્યાન આપવુ જોઇએ. કાગળના પૂઠા (પેપર બોર્ડ્ઝ)ની બાબતમા તો, કાચા પૂઠા માટે જે જાડા ને ઊંચા કવર પેપર વપરાય છે તેનાથી જરા ઓછા દળના કાગળ હોય તોપણ ફ્રન્ટિન પર ચોડવા માટે ચાલે, કેમકે ઘસારાનુ મુખ્ય સ્થાન જે પીઠ ત્યા છીંટની પટ્ટી હોય છે. માત્ર એટલુ ખ્યાલમા રાખવુ કે તે ચીકટ, લીસો અને ઉઠાવદાર રંગનો હોવો જોઇએ. બહુ ખરબચડી સપાટીવાળા કાગળ પર ઘસારો લાગતા તેમાથી રૂછા નીકળવા માડે છે, તે મેલને ઝટ સંઘરે છે અને વહેલો ફાટી જાય છે

## છીંટ

છીંટ તો અનેક પ્રકારની આવે છે આપણે ત્યા સામાન્યત સોઘી બાધણી કરાવવાનું ધોરણ હોવાથી વિવિધ રગ, પ્રકાર, જાત અને કદના 'કટપીસ'ની સસ્તી પેટીઓ જ બાઇન્ડરો ખરીદે છે અને આ 'સેળ' જ બધી બાધણીઓમા વપરાય છે દેશની ગરીબાઈ અને કરકસરના ધોરણથી જોતા આ બરોબર હશે, પણ એમા બાધણીનો મુખ્ય હેતુ, જે પુસ્તકની એકરૂપતા

ને મજબૂતી જાળવવાનો તથા તેનુ વ્યક્તિત્વ પ્રકટાવવાનો છે તે, જળવાતો નથી; માત્ર ઉપયોગ સરે છે. એટલે પાકી બાંધણી જેટલુ ખર્ચ કરવા સુધી તૈયાર થનારાઓ તો પુસ્તકને માટે એક જ રંગ અને જાતની છીંટ વાપરવાનો આગ્રહ રાખે એ ઉચિત છે.

બાઇન્ડિંગની છીંટની શોધ થયે પણ આજ લગભગ એક સૈકો થઈ ગયો. શરૂઆતમા તો ચામડાને બદલે એને દાખલ કરતા અને કાપડના પૂઠા પુસ્તકો માટે કરી શકાય એ વાત લોકોને ગળે ઉતારતા મુશ્કેલી પણ બહુ પડેલી. વળી એ વેળા તેની બનાવટ પણ એટલી સારી નહોતી થતી. આજે તો અનેકવિધ જાત, પોત, રગ અને સપાટીવાળું કાપડ બને છે. અમેરિકા, જર્મની અને ઇગ્લ ડ એના મુખ્ય મથકો છે. એ છીંટોની બધી જાતની વિગતો તથા પરીક્ષામા ઉતરવાનું આ સ્થળ નથી, પણ ટૂંકામા 'લિનન બકરામ' સૌથી મજબૂત અને શ્રેષ્ઠ છે,—એટલુ કે ચામડાની બરોબરીની તેની મજબૂતી ગણાય છે, અને માત્ર બહુ સારા પ્રકારનુ ચામડું જ તેના કરતા ટકાઉપણામા ચઢી શકે છે. કૅન્વાસ (કંતાન) જેવા પોત તથા સપાટીનુ એ જ નામનું કાપડ આવે છે તેના દેખાવ અને રૂપરગનો મેળ બેસાડી શકાય તો એ પણ ઠીક મજબૂત કાપડ ગણાય છે.

એક બીજી વાત, જે જોકે ખાસ કરીને બાઇન્ડરોએ જાણવા જેવી છે, છતા આપણે પણ તે ધ્યાનમા લીધી હોય તો પુસ્તકની મજબૂતી જાળવવામા ઉપયોગની છે. બાંધણીની આ છીંટોના વણાટમા તાણા કરતા વાણો વધારે નબળો હોય છે, આથી તેને એક જ તરફ સરળતાપૂર્વક ફાડી શકાય છે જો પૂઠાની એક કિનારથી બીજી કિનારની દિશામા—આડક્ષેત્રે (horizontally) છીંટનો તાણો આવે એ રીતે બાંધણી કરી શકાય તો મજબૂતી વધારે રહે છે. પણ આ બાબત જાળવવી કેટલીકવાર મુશ્કેલ છે; કેમકે જુદાજુદા પુસ્તકોના કદ જુદાજુદા હોય છે, અને છીંટ માત્ર એક જ માપના (લગભગ એક વારના) પનાની આવે છે, એટલે કરકસરને માટે તેમાથી બને તેટલા વધુ પૂઠા કાઢવાનો વેત ઉતારવા સારૂ કેટલીકવાર આડા-અવળા પૂઠા વેતરવા પડે છે.

છીંટને વિષે બીજો મુદ્દો ખ્યાલમા રાખવાનો તે તેના રંગનો. 'વૉટર પ્રુફ'ની છાપ વાગીને આવતી બધી જ છીંટ સાચી વૉટરપ્રુફ હોતી નથી. સહેજ પાણી લાગતા રગ તથા આર ઉખડી જઈને સુતરના ધાગા દેખાઈ

આવે એવી હલકી છીંટ બહુ આવે છે ઉપરાંત, અમુક રંગ એવા હોય છે કે ગમે તેવી ઊંચી અને મજબૂત બનાવટની છીંટ પરથી પણ પ્રકાશની અસરથી, વખત જતાં તે ઊડવા લાગે છે આપણા દેશમાં સૂર્યપ્રકાશ વધારે તેજ અને લાગો વખત રહેનો હોવાથી વધારે કાળજી જરૂરની છે. આ બાબતમાં જોકે કશો ખાસ ઉપાય ચાલે તેવું નથી, માત્ર રંગની પસંદગીમાં વિચાર રાખવો દુર્ભાગ્યે આકર્ષક અને ભભકભર્યા જેટલા રંગો છે તે જ વહેલા ઊડવા માંડે છે લીલા અને આસમાની રંગ ઉપર વહેલી અસર થાય છે રંગ ઊડવાનું બીજું એક કારણ પણ છે પૂઠાં ચોડાતી વખતે સરેશમાંની ભીનાશ લાગવાથી કફ્ટિકમાંનો આલ્કલી બહાર નીકળી આવી છીંટના રંગ પર રાસાયણિક અસર કરે છે પણ આ છીંટની જાતના પ્રમાણમાં વહેલુંમોડું બને છે આનો પણ કોઈ ખાસ ઉપાય નથી

કાગળ ઉપરથી પણ રંગ આ જ રીતે ઊડે છે, અને એમાં તો સામાન્ય રીતે પુસ્તકબાંધણીના ખાસ હેતુ માટે બનાવાએલી જાત આવતી ન હોવાથી તેના રંગના ટકાઉપણા વિષે બનાવટમાં બહુ કાળજી લેવાએલી હોતી નથી એટલે આવા ઉદ્દેશ માટે કાગળની પસંદગી કરતાં પહેલાં અખતરો કરીને ચોક્કસાઈ કરવાની જરૂર છે

### ચામડું

બાંધણીમાં ચામડાનો વપરાશ બહુ ઘસારાવાળા પુસ્તકોની પીઠ તથા આગળના ખૂણાઓ ઉપર થાય છે એ વાત અગાઉ આવી ગઈ પણ સામાન્ય રીતે બધાં ચામડાં મજબૂત હોય છે એવું નથી હમણાં જ કહ્યું તેમ 'બકરામ' છીંટ કેટલાક ચામડાં કરતાં પણ વધારે ટકાઉ છે એટલે સળંગ ચામડાની બાંધણી તો મોટે ભાગે મજબૂતીના કરતાં શોખને લીધે પણ કરાવાય છે પશ્ચિમના દેશોમાં તો પ્રાચીન કાળથી પુસ્તકો ચામડામાં જ બંધાતાં આવ્યાં છે, એટલે એ પરંપરાગત રસવૃત્તિથી તથા તેના સુનાયમપણા, મનોરંજક પ્રકાર અને ભાત, તથા પુસ્તક ઉપર સુઘટિત રીતે બંધબેસતું થઈ રહેવાના ગુણને લીધે ત્યાંના લોકોને ચામડાની બાંધણીનો શોખ રહે છે પરંતુ હમણાં હમણાં તો ચામડાની બાંધણીનો શોખ—અહીં તો શું પણ યુરોપમાં યે—બહુ જ ઘટી ગયો છે

### તેના પ્રકાર

ચામડાની બાંધણી વિષે પણ અહીં જરા વિસ્તારથી જાણી લઈએ, કેમકે કેવળ ઉપયોગિતાની દૃષ્ટિથી નહિ તો રસદૃષ્ટિથી પણ તે જરૂરી લાગશે

બકરાં, ઘેટાં, ગાય-બળદ, ઘોડા, ડુક્કર, હરણ અને દરિયાઇ પ્રાણી વૉલરસ, મગર તથા સીલ એટલાં જનાવરોનાં ચામડાં સામાન્યતઃ પુસ્તકબાધણીના ઉપયોગમા આવે છે, જેમાનો મોટો ભાગ બકરા તથા ગાયના ચામડાનો જ હોય છે. મૂળ આ ચામડું ઘણુંખરૂ ઉત્તર આફ્રિકાના મૉરૉક્કો સંસ્થાનમાથી આવતું, આ ઉપરથી અમુક પ્રકારના ચામડાની બાધણીનું નામ મૉરૉક્કો પડ્યુ. આજે તો જે ઊંચા પ્રકારના ચામડાની બાધણી એ નામથી ઓળખાય છે તે કાંઇ ત્યાંથી નથી આવતુ, છતા મૂળ નામની પરંપરા રહી ગઈ છે. મૉરૉક્કો એ બકરાનું ચામડું હોય છે અને તેના સુંદર ભાતવાળા આકર્ષક દેખાવ તથા મજબૂતાઇને લીધે તે સર્વપ્રિય અને જગનામી થયુ છે. પોતાના ચીકટ તથા કુમાશવાળા વિશિષ્ટ પોત અને દાણાદાણાવાળી કુદરતી ભાતને લીધે તે બધા ચામડાઓમા જુદું તરી આવે છે. લાલ, લીલુ અને કાળુ એ ત્રણ રંગમા તે આવે છે અને ચાલુ ઘસારા સામે તેની કુમાશ, રંગ તથા ભાત સારી રીતે ટકી શકે છે. આ ઉપરાંત જુદીજુદી ભાત, રંગ તથા કુમાશવાળા પર્શિયન, લેવાન્ટ, ઓએસિસ એવા વિવિધ પ્રકારના મૉરૉક્કો પણ આવે છે, પણ એ બધા મૂળના કરતા ઊતરતી કોટિના હોય છે.

લાલ અથવા ઘેરા બદામી રંગનું 'રશિયા' નામનું ઓળખાતું ચામડું પણ પુસ્તકબાધણીમા જાણીતું છે, અને એની ચોક્કસ પ્રકારની વાસ તથા મજબૂતાઇને લીધે તે માનીતું પણ છે. આજે તો તે રશિયામાથી નથી આવતું, ને હવે એટલું મજબૂત પણ નથી આવતુ.

બીજી પ્રચલિત બાધણી તે 'શીપ સ્કિન'—ઘેટાના ચામડા—ની. એ અતિશય કુમાશવાળું અને ટકાઉ હોય છે. આ ચામડાની બાધણીની એક અનોખી ઢબ એવી છે કે તેની મખમલ જેવી અવળી બાજુ ઉપર રાખીને, ડક્રિન નાખ્યા વિનાનું ઢીલું 'ફ્લેક્સિબલ' બાઇન્ડિંગ થઈ શકે છે. મૂળ પુસ્તક કરતા પૂઠાની ધારો પા પા ઇંચ આગળપડતી રાખીને કરેલી આ બાધણી બહુ લોકપ્રિય છે અને તે 'લિમ્પ લેધર બાઇન્ડિંગ' તરીકે ઓળખાય છે. આ ઉપરાત ડુક્કર, મગર, સીલ વગેરેના ચામડા, ખાસ ઘસારાના અને અત્યંત મજબૂતી માગતા પુસ્તકો—ચોપડા, લેજર વગેરે—મા વપરાય છે.

**શૉખીનોના શૉખ**

આ તો બધી ચાલુ સામાન્ય વપરાશના ચામડાની વાત થઈ, પરંતુ શૉખથી પુસ્તકબાધણી કરાવનારાઓ અતિ વિચિત્ર પ્રકારના ચામડાની

બાંધણી કરાવે છે. આજે તો એવો શોખ નહિ જેવો જ રહ્યો છે, પણ તવારીખો ઉપરથી માલૂમ પડે છે કે ગ્રંથરસિયાઓએ તો પોતાના ખાસ પ્રિય પુસ્તકોને હરણ, ઘોડા, ગધેડા, કાંગારૂ, ચંદન ઘો, સાપ, શાર્ક માછલી, શાહમૃગ, બિલાડી, કાળાં વરુ, વાઘ, ઑટર, સફેદ રીંછ વગેરે કૈંકૈં પ્રાણીઓના, અને ખુદ માણસના ચામડામાં પણ પુસ્તકોની બાંધણી કરાવી છે[1] આ બધાં ચામડાંની પસંદગી કેવળ શોખની ગાંડાઈથી નહિ, પરંતુ ઘણાખરા દાખલાઓમાં હેતુપુરસ્સર થએલી હોય છે 'કાષ્ઠ કોતરકલાનું શાસ્ત્ર' નામના પુસ્તકની બાંધણી લાકડાનાં પાટિયાંની જ કરવામાં આવેલી, ટયુમરવિનનું 'શિકાર' ઉપરનું પુસ્તક હરણના ચામડામાં બાંધવામાં આવેલું, ગવર્નર ફિલિપ્સનો 'બોટેની અખાતની સફર' નામનો ગ્રંથ એ દેશના પ્રતીક પ્રાણી કાંગારૂના ચામડાથી બાંધેલો, ચાર્લ્સ જેમ્સ ફૉક્સના ઇતિહાસ ગ્રંથો (તેના નામની સૂચક) લોંકડીના ચામડામાં બાંધેલા, અને માણસના ચામડામાં બંધાએલા અનેક ચિત્રવિચિત્ર દાખલાઓમાંના બે જ અહીં આપીશું પારીસના કાર્નેવૅલેટ મ્યૂઝિયમમાં 'ઇ. સ. ૧૭૯૩ ના રાજબંધારણ'ની નકલ એક ક્રાન્તિકારીના ચામડાથી બાંધેલી છે, અને એક રશિયન કવિએ શિકારના અકસ્માતને લીધે કપાવી નાખવા પડેલા પોતાના પગનું ચામડું ઉતરાવીને તે વડે પોતાના કાવ્યગ્રંથની એક નકલ બંધાવી પોતાની પ્રિયતમાને ભેટ આપેલી!

### પૂઠા ઉપરની છાપણી

હવે પૂઠા ઉપર છાપવાની વસ્તુ વિષે. આ બાબતમાં મોટામાં મોટું સૂત્ર એ છે કે પૂઠા ઉપર ઓછામાં ઓછી વિગતો છાપવી. પૂઠું સાદા કાગળનું કાચું જ હોય તો તેના પર પુસ્તકનું, ગ્રંથકારનું તથા પ્રકાશકનું નામ ને કિંમત સિવાય કશું વિશેષ ન આવે. ઉપરાંત, આજે કાચાં પૂઠાં પર સામાન્ય રીતે પુસ્તકના ભાવને અનુરૂપ ચિત્ર મૂકવાની પ્રણાલિકા છે. એ ચિત્ર વર્ણનાત્મક કરતાં અર્થગંભીર, ભાવનામૂલક ને સૂચક પ્રતીકરૂપ હોય આના નમૂના તરીકે ગયા વર્ષમાં બહાર પડેલા 'ભસ્મકંકણ' પુસ્તકનું પૂઠું નિર્દેશી શકાય.

છીંટ અને ચામડાની બાંધણીના પુસ્તકના પૂઠા ઉપર તો આ બધું છાપવું જરૂરી જ નથી ઊલટું તે ગ્રામ્ય તથા અશિષ્ટ મનાય છે. બહુ બહુ તો આગના ભાગમાં પુસ્તકનું નામ, તથા ક્વચિત તે સાથે લેખકનું નામ.

પુસ્તક જાડું હોય તો તેની પીઠ પર જ એ બન્નેના નામ છાપવાનો ખાસ રિવાજ છે. પૂઠા ઉપર ઘણીવાર નામને બદલે પુસ્તકનો ઉદ્દેશ નિર્દેશતુ એકાદ અર્થવાહી મંગલચિત્ર કે પ્રતીક સોનેરી કે સાદી દાબછાપથી છાપવામા આવે છે. કેટલીકવાર માત્ર પીઠ પર ગ્રંથ અને લેખકના નામ છાપેલી કાગળની પટ્ટી જ ચોડવામા આવે છે. ટૂંકામા પાકી બાંધણીના પૂઠા ઉપર સાદાઈનુ ગૌરવ જાળવવુ જોઈએ.

### સોનેરી દાબછાપ

સાદી અને સોનેરી દાબછાપ વિષે પણ ટૂંકામા જાણી લઇએ. આ રીતે છાપવા માટેના અક્ષરો અથવા ચિત્રના બીબા પિત્તળના જ બનાવવા પડે છે, કેમકે આ પદ્ધતિ માટે જે અતિશય દાબની જરૂર છે તે સામાન્ય ટાઇપો તથા છાપવાના બ્લૉકો સહન કરી શકતા નથી.

સોનેરી કરવા માટે સોનાનો વરખ વપરાય છે, જોકે આપણે ત્યા ખરો વરખ રડ્યાખડ્યા જ વાપરે છે. મોટે ભાગે ઈમીટેશન ફૉઇલનો જ ઉપયોગ થાય છે. પશ્ચિમના દેશોમા સોનેરી ઉપરાત ક્વચિત રૂપેરી, તામ્રરંગી તથા લીલા ધાતુરંગી અક્ષરો છાપવાની પદ્ધતિ પણ છે, જેમા તે તે રંગના 'ફૉઇલ' વપરાય છે.

એની પદ્ધતિ બહુ અટપટી નથી, પણ એટલા ઊંચા પ્રકારની કારીગરી માગે છે કે સફળ હથોટી બેઠેલા કુશળ કારીગરો જ તે કરી શકે છે. જે ભાગમા સોનેરી કરવી હોય ત્યા ઇંડાની સફેદીમા તૈયાર કરેલુ એક ચોક્કસ પ્રકારનુ ચિકાશવાળુ મિશ્રણ લગાડવામા આવે છે. ઇંડાની સફેદી એટલા માટે કે તે સુકાયા પછી તેનો ડાઘ રહેતો નથી. એ મિશ્રણ પર બહુ જ કાળજીથી વરખનો કટકો મૂકી, તેના પર પુષ્કળ દાબ આપનારા સચા વડે ગરમ કરેલુ અક્ષરોનુ (અથવા કોઈ ચિત્ર હોય તેનું) બીબુ દાબવામા આવે છે, એટલે વરખ મિશ્રણ ઉપર ચોટીને પૂઠાની સપાટીની અદર દબાઇ જાય છે વધારાનો વરખ પછી જુદા બ્રશ વડે જુદા વાસણમા ખખેરી કાઢવામા આવે છે સાચો સોનેરી વરખ બહુ જ કિંમતી હોવાથી તેનુ રજકણ સરખુ પણ એળે ન જાય તેની સાવચેતી રખાય એ સ્વાભાવિક છે. આ જ કારણથી વરખના ટુકડાનો વેત પણ બહુ કરકસરથી ઉતારવામા આવે છે સામાન્ય રીતે વરખ સાડાત્રણ ઇંચ સમચોરસના માપનો આવે છે, એટલે આપણે સોનેરી કરવાના અક્ષરો અથવા ચિત્રોના કદ

અગાઉથી જ વિચારપૂર્વક એવી રીતે નક્કી કરવા કે ઉપના માપમાથી જરા પણ વરખ નકામો ન પડતા બરોબર બંધબેસતો આવી રહે. જુદાજુદા કારીગરો આ સોનેરી કામ માટે પોતપોતાની કુશળતાના પ્રમાણમા જુદા-જુદા દામ માગે છે. સાદી દાબછાપની પદ્ધતિ તો સોનેરી જેવી જ હોય છે, સિવાય કે તેમા વરખ કે મિશ્રણ નથી હોતા.

## કિનારોનાં રસણ

ઊંચા પ્રકારની બાધણીના ઘણા પુસ્તકોની કિનારો (કેટલીક વાર ત્રણે કિનારો તો કોઇવાર માત્ર મથાળાની જ) વિધવિધ રંગ, રંગીન ભાત અથવા સોનેરી વડે રસવામા આવે છે. સોનેરી રસણની પદ્ધતિ ઉપર પ્રમાણે જ લગભગ હોય છે. પછી તેને અતિ લીસા પદાર્થ વડે ઘસીને ચમકદાર અને લીસી બનાવવામા આવે છે. આ પદ્ધતિ એક રીતે ફાયદાકારક છે, કેમકે અભરાઈ કે કબાટમા પડેલા પુસ્તક ઉપર મોટે ભાગે જે રજ કે ધૂળ લાગે છે, તે જો કિનાર આ પ્રમાણે ઞ્માવી હોય તો, તેની લીસી સપાટી ઉપરથી બહુ સહેલાઈથી ઝાપટી નાખી શકાય છે, જ્યારે સાદી કિનારવાળા પુસ્તકોમા પાનાની વચ્ચેની સાધોમા એ રજ પ્રવેશીને પુસ્તકને નુકસાન કરે છે અને પાનાની કિનારોને ઝાખી પાડે છે. આમ સૌંદર્ય ને ઉપયોગિતા બને દૃષ્ટિએ આ પદ્ધતિ આર્થ છે.

પુસ્તકની કિનારો આ રીતે રસવાનો ઇરાદો હોય તો તેના કાગળની જાતનો વિચાર પહેલેથી કરી લેવો જરૂરનો છે. સામાન્ય રીતે ઢીલા ને ફીમા કરતા કડક કાગળો ઉપર રસણ સારૂ જામે છે. આર્ટ પેપર ઉપર પણ તે મુશ્કેલ પડે છે. આપણે ત્યા આ પ્રકારનું કામ મોઘું પડી જવાને કારણે કોઇ કરાવતું નથી, અને પરિણામે તેના કારીગરો પણ જૂજ હોય છે, પરંતુ કિનારોને સાદા રગે રગવાનું કામ તો હજી ઘણા કરે છે. એ બહુ મોઘું પડતું નથી અને પુસ્તકની શોભા તથા રક્ષણ બને દૃષ્ટિએ ઉપયોગી છે. કારીગર સારો હોય તો રગીન કિનારો ઉપર પણ સોનેરી રસણ જેટલી જ સફાઈ અને ચમક લાવી શકે છે. એ રંગકામમા ચિત્રવિચિત્ર ભાતો પણ પાડી શકાય છે. પ્રાચીન સમયના પશ્ચિમના કારીગરો તો ત્યા પણ શોભનચિત્રોના આલેખન કરતા તથા તસવીરો અને નામો ચીતરતા।

કેટલીક બાધણીમા વળી મથાળાની કોર જ સોનેરી રસીને બાકીની બે (પડખાની તથા નીચેની) કિનારો વગર કાપ્યે રહેવા દેવામા આવે છે.

આપણે ત્યાં આ પદ્ધતિ પ્રચલિત નથી, એટલું જ નહિ પણ ગુજરાતમાં તો હજી એટલે પુસ્તકોની કદર પણ નથી થઈ. યુરોપ–અમેરિકામાં તો આવી ખરબચડી ધારો (deckle edges) ગણી શકાય તે માટે એવી અણ-કરપી ને ટીપેલી કિનારીના ખાસ કાગળો પણ બનાવવામાં આવે છે. પણ આ વિષય સગવડનો નહિ પરંતુ રસદૃષ્ટિનો છે.

## અંગ-રખાં

હવે છેલ્લી વાત રહી તે પુસ્તકોના જૅકેટ (અંગ–રખા)—જેને અંગ્રેજીમાં dust cover પણ કહે છે—તેને વિશે. છૂટની બાંધણીના ચામડા ઉપર રાખતા પુસ્તકો માટે આ પદ્ધતિ આવશ્યક નહિ તો અર્થભરી તો છે જ. એના બે ઉપયોગ છે. પહેલો તો એ કે એના નામ (અંગ–રખા) પ્રમાણે તે ચામડું પૂંઠાં સામે પુસ્તકના દેહનું રક્ષણ કરે છે. બીજો, પુસ્તકનું આકર્ષણ વધારવાનો–ખાસ કરીને પ્રકાશકો અને પુસ્તક વેચનારાઓની દૃષ્ટિએ. પુસ્તકનો મુદ્દો જેટલા બની શકે તેટલા ગૌરવપૂર્વક અને જોશપૂર્વક તે જોનારની આંખ અને મગજ પર ઠસાવતું હોવું જોઈએ. બુકસેલરની દુકાન આગળથી સામાન્ય ક્રમમાં પસાર થનારા રસ્તે ચાલનારનું ધ્યાન તરત આકર્ષે તેવું ભડકાદાર, અને ચાલતાચાલતા જે એક ક્ષણભર તેની નજર પડે તેટલા વખતમાં તેની છાપ જોનારના મન પર પાડી તરત તેને ઊભો રાખી શકે તેટલું ઉઠાવદાર એ હોવું જોઈએ. આની કળામાં માનસશાસ્ત્રનો ઉપયોગ કરવો બહુ જરૂરી છે. તેને માટે રંગો બધા ભભકદાર હોવા જોઈએ, ચિત્ર હોય તો ઘેરી ઉઠાવનાર રંગથી, સાદી જોરદાર રેખાઓમાં હોવું જોઈએ, અક્ષરો મોટા જાડા અને છતાં ઘાટીલા જોઈએ. વડોદરાથી શ્રી મૂળશંકર ભટ્ટે તાજી જ બહાર પાડેલી શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈની નવલકથા 'જયંત'નું અંગ-રખું આ બાબતમાં નમૂના રૂપ ગણી શકાય.

કેટલીકવાર સારા ફોટોગ્રાફો પણ જૅકેટ ઉપર આકર્ષક થઈ પડે છે. માત્ર તેની પસંદગી અને ઉપયોગમાં વિવેકબુદ્ધિ જોઈએ. પુસ્તકના ભાવને અત્યંત જોશપૂર્વક કહી બતાવતા ફોટોગ્રાફ–અથવા વધારે ફોટોગ્રાફોના સંયોગીકરણ–થી પણ મનધારી અસર નિપજાવી શકાય. લોકોની મેદનીનો ઉઠાવદાર ફોટોગ્રાફ મૂકીને 'તારણહાર' નામના પુસ્તકનું જૅકેટ મુંબાઈની ગી. જમનાદાસની કંપનીએ કર્યું છે તે સફળ પ્રયોગ કહેવાય.

નામની પસંદગી પણ વિચારપૂર્વક કરવી જોઈએ. ઘણીવાર લોકો પુસ્તકના પોતાના નામ કરતા લેખકના નામથી વધારે આકર્ષાય છે. પ્રસિદ્ધ

લેખકોના પુસ્તકોના જૅકેટ ઉપર કોઇ વાર તેના નામ જેટલા જ—અથવા તેના કરતા પણ વધારે—ઉઠાવદાર અક્ષરોમા તેના લેખકનુ નામ મૂક્યુ અસરકારક નીવડે છે એકલુ 'બ્રહ્મચારિણી' તમે મોટા અક્ષરે મૂકો તેના કરતા 'કનૈયાલાલ મુનશીનું નવુ નાટક' એને પ્રાધાન્ય આપીને રચના કરો તો એ જોનારનું તરત આકર્ષણ કરે. અને આકર્ષણ એટલે ખપત

આમ, બાંધણીની કળા અનેક વિભાગોમા, અને તેનો પ્રત્યેક વિભાગ અનેક ક્રિયાઓમા વહેંચાએલાં છે આપણે ત્યા તેની ખીલવણીની દૃષ્ટિએ ઘણુ કરવાનુ જરૂરી છે, પણ છેલ્લા એકાદ દસકામા પ્રજાની રસવૃત્તિ જે રીતે કેળવાતી આવે છે તે જોતા પ્રગતિ બહુ દૂર લાગતી નથી પશ્ચિમમા તો આ શૉખ બહુ જ પ્રચલિત અને લોકમાન્ય છે. સંપત્તિશીલ કોઇ પણ માણસ જો એ પુસ્તક-શોખી હોય તો, અંગત શોખ મુજબ પોતાના પુસ્તકોની ખાસ બાંધણી કરાવવાનો જ જૂના વખતમા હાથે પુસ્તકો બંધાતા ત્યારે પુસ્તકબાંધણીનો ધંધો એક ઊંચી કલાત્મક કારીગરી તરીકે ત્યા લેખાતો અને એના કારીગરો એમા ગૌરવ લેતા. બે સૈકા પહેલા ઑક્સફર્ડમા વસતો જૉન હેન્રી નામનો આયરિશ બુકસેલર તો વિચિત્રરીતે કહેતો કે 'મારો ધંધો નગ્ન સાહિત્યકારો અને કવિઓને વસ્ત્રપરિધાન કરાવવાનો છે' હેન્રી પેઇન ડુ બૉઇ લખે છે કે 'પુસ્તકબાંધણીનો ધંધો તો સગીતમય છે' અને હોર્ન કહે છે કે 'ગ્રથબાંધણી વડે તેના કારીગરો પ્રત્યેક વિશિષ્ટ પુસ્તકને લગતું જે વાતાવરણ સર્જે છે તથા માનસમૂર્તિઓ ખડી કરે છે એ કલા, શિલ્પી કે ચિત્રકારના તાદૃશ મૂર્તિવિધાન તથા કલાસર્જન કરતા પણ વધુ મુશ્કેલ અને ગૂઢ છે.'

બચુભાઈ રાવત